# ઝોહરા

( ફ્લોરા ફ્લોરેન્ડા )

## ભાગ ૨ જો.

પ્રયોજક,

**મુનશી હામીદમીયાં ડોસુમીયાં,**

ખાનપુર—અમદાવાદ.

પ્રકાશક,

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ**

લાલદરવાજા—અમદાવાદ.

હી. સ. ૧૩૩૭ ઈ. સન ૧૯૧૯

મુલ્ય ૨-૮-૦

# અર્પણપત્રિકા.

મે. જનાબ હમદર્દે ઇસ્લામ,

ઓસમાણ અલારખીઆ.

ડંડી.

આપ એક ધર્મ ચુસ્ત મુસલમાન હોઈ આ પોલીટીકલ ભોમીયો પેપરની શરૂઆતથીજ અમને જે મદદ આપી અપાવી રહ્યા છો, તે કદી પણ વિસરાય તેમ નથી. તેમજ આપ ઇસ્લામી સાહિત્યના પરમ ઉપાસક હોવાથી અત્યાર સુધીમાં આપે અમારા તરફ જે માયાળુ લાગણી દર્શાવી છે, તેનો કાંઇક બદલો વાળી આપવાના હેતુથી ઇસ્લામી ન્યાય નીતિના આદર્શનો આબેહુબ ચિતાર આપનારી આ નવલકથાનો બીજો ભાગ આપના કર કમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી૦ આપનો સ્નેહાકાંક્ષી.

નીઝામખાન.

# ઉપોદ્‌ઘાત.

પરમ કરૂણાનિધાન જગત્ પ્રચાલકના પરમ કરૂણાપ્રસાદથી હું આજે આ વાર્તાના બીજા ભાગને સમાપ્ત કરી વાંચકબંધુઓના કર કમળમાં સાદર સમર્પિત કરવાને શક્તિમાન થઈ શક્યો છું.

આ પુસ્તક વાંચકબંધુઓને સુપરિચિત હોવાથી તે સંબંધે ઉપોદ્‌ઘાત લખવાની કાંઇ પણ અગત્ય નથી, પરંતુ ઉપોદ્‌ઘાત વા પ્રસ્તાવના લખવાની જે પ્રથા લેખક વર્ગમાં પ્રચલિત છે, તેને અનુસરીને આટલો ટુંક પ્રસ્તાવ કરવાની મને ફરજ પડે છે.

આ પુસ્તકના બીજા ભાગમાં મનુષ્ય સ્વભાવના વિવિધ ચિત્રો આલેખવામાં આવ્યાં છે. ઝિઆદનો અપૂર્વ બંધુ પ્રેમ વાંચકબંધુ-ઓના અંતઃકરણમાં યોગ્ય અસર નિપજાવી શકે તેવો છે.

ઝોહરા ઉર્ફે ફ્લોરાના આદર્શ જીવનનો આ પુસ્તકના પ્રથમ ભાગમાં પરિચય કરાવવામાં આવ્યો છે. તે ઉપરાંત આ બીજા ભાગમાં તેના જીવનનું મહત્વ, તેનું શીલ, સતીત્વ આદિ સર્વ વિષયો સ્પષ્ટ રીતે અંકિત કરીને તેને એક શુદ્ધ ચરિત્રવાળી આદર્શ અબળા તરીકે ઉલ્લેખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એના એ મહાન ચરિત્રના પાઠનથી પાઠકોને આનંદ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ.

તે સમયના સ્પેનીશ સમ્રાટ બીજા અબ્દુર્રહેમાન, મુખ્ય ન્યા-યાધીશ, અને સેનાધ્યક્ષ આદિ વિભુતીઓની ધર્મપરાયણતાનો તાદૃષ્ય ચિતાર દર્શાવવામાં આવ્યો છે. સ્પેન દેશ ઉપર ઇસ્લામી રાજસત્તા સ્થાપિત થતાંજ તેને છિન્ન ભિન્ન કરવા માટે વિધર્મી પ્રજાએ કેવાં અદ્દભુત કાવત્રાં રચ્યાં હતાં, અને તેમના અધ્યક્ષે પોતાની મદન લાલસા પરિતૃપ્ત કરવાના ઉદ્દેશથી કેવી યુક્તિપૂર્વક ફ્લોરેન્ડા દ્વારા

આ વાર્તાની નાયિકા ઝોહરા ઉર્ફે ફ્લોરાનું હરણ કરાવ્યું હતુ, તેનો આબેહુબ શાબ્દિક ચિતાર આ પુસ્તકના ઉભય દૃષ્યોમાં આપવામાં આવ્યો છે. તદ્દુપરાંત ઝિઆદે નિજ ભગિનીની શોધને માટે કેવી કુશળતાથી કામ લીધું હતું, અને તેને શુરવીર સેનાધ્યક્ષે કેવી ઉત્કૃષ્ટ સહાયતા આપી હતી, તેમજ સમ્રાટ અબ્દુર્રહેમાન અને ન્યાયાધિશે કેવા ન્યાયથી કામ લીધું હતુ, આદિ સઘળા દૃષ્યો ઉત્તમ શૈલીથી આ લેખવામાં આવ્યાં છે. તેમજ ઇસ્લામી રાજસત્તા હોવા છતાં વિધર્મીઓ ઇસ્લામી પ્રજાજનોને કેવાં ઘૃણિત અત્યાચારોનો પરિચય કરાવતા હતા, અને તેઓ પણ કેટલી ધીરજ અને સહનશીળતાથી તે સહન કરી રહ્યાં હતાં, તેનો યથામતિ ભાસ આપવામાં આવ્યો છે. વિધર્મિઓએ અનેક ગંભીર અપરાધો કર્યા છતાં તેમના પ્રત્યે જે અનુકંપા અને દયાભાવ દર્શાવવામાં આવ્યો હતો, તેના પાઠનથી વાંચકબંધુઓના અંતઃકરણમાં તેમના પરત્વે સદ્દભાવ ઉત્પન થયો વિના રહેશે નહિ. એટલુંજ નહિ, પણ ન્યાયપરાયણ અને કર્તવ્ય નિષ્ટ ઇસ્લામી સમ્રાટો ઉપર વિધર્મી અને દ્વૈષીલા લેખકો દ્વારા અત્યાચાર આદિ ઘૃણિત કાર્યોના જે આક્ષેપો મૂકવામાં આવે છે, તેના સત્યાસત્યનું તોલ પાઠકો કરી શકશે. તેમજ જો તેવા લેખકો પણ આ પુસ્તક વાંચવાની તકલીફ ઉઠાવશે તો તેઓ પણ ઇસ્લામી સમ્રાટો, અને સમ્રાજ્ઞીઓની ન્યાયપરાયણતાનો સ્વીકાર કર્યા વિના રહેશે નહિ.

આ પુસ્તકમાં વીર, શૃંગાર, અને કરૂણારસનું યથા પ્રમાણમાં મિશ્રણ કરવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ જ્યારે હેલન ઝોહરાને ઇસ્લામ વિષે પ્રશ્ન પૂછે છે, ત્યારે તેને આપવામાં આવતો જવાબ વાંચકોના અંતઃકરણ ઉપર ઇસ્લામનો પ્રભાવ પાડયા વિના રહેશે નહિ તેમજ નરાધમ યુલિસિઝ જે સમયે ઝોહરા સમક્ષ પોતાની વિષય

વાસના પ્રદર્શિત કરે છે, તે સમયે ઉભય વચ્ચે ચાલેલું સંભાષણ પાઠકોને સતીની સતીત્વતા, અને દુષ્ટની દુષ્ટતાનો પરિચય કરાવીને તેમના અંતઃકરણ ઉપર નીતિની છાપ પાડયા વિના રહેશે નહિ. તદુપરાંત સેનાધ્યક્ષ રાજકુમારીને નિરંજન નિરાકાર પરમાત્માની એકતાનો જે ઉપદેશ આપે છે તેના પાઠનથી પાઠકોના અંતઃકરણમાં ભક્તિભાવ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. તેમજ ઝિઆદ અને હેલનનો પ્રેમ પ્રસંગ આલેખીને તેઓ પ્રેમ રસમાં તલ્લીન થઇ જશે એ નિસંદેહ છે. ટુંકમાં આ પુસ્તકમાં નીતિવાન, અને અનીતિવાન ઉભય પ્રકારના પાત્રોનું જે ચરિત્ર આલેખવામાં આવ્યું છે, તેના પાઠનથી સારગ્રાહી સુજ્ઞ પાઠકો સાર ગ્રહણ કરીને નીતિનો માર્ગ ગ્રહણ કરશે તો હું મારા પ્રયાસને સફળ થએલો માનીશ.

ગુજરાતી ભાષાથી સુપરિચિત વાંચક બંધુઓને શુધ્ધ ગુજરાતી ભાષાનો લાભ આપવા માટે આ પુસ્તકમાં પ્રસંગોપાત શુધ્ધ ગુજરાતી શબ્દો પ્રયોગ કરવામાં આવ્યા છે. તેથી ગુજરાતી ભાષાનું ઓછું જ્ઞાન ધરાવનારા જે બંધુઓને અન્યાય થયો હોય તેમની આ પ્રસંગે ક્ષમા ઇચ્છું છું. તેમજ આખા પુસ્તકમાં જે કાંઈ ભૂલ રહી જવા પામી હોયતો તેને માટે પણ ક્ષમા ચાહું છું.

આ પુસ્તક લખવા બદલ શ્રીમાન નુરખાં અને શ્રીયુત નિઝામખાંએ મને જે આશ્રય આપ્યો છે, તેને માટે હું તે ઉભય ગૃહસ્થોનો અંતઃકરણપુર્વક આભાર માનું છું.

અંતે જે પ્રેમમય પરવરદિગારની કૃપા દષ્ટિથી આ વાર્તા સમાપ્ત કરવાને હું શક્તિમાન થયો છું, તેનો અંતઃકરણપુર્વક આભાર માની આ સંક્ષિપ્ત ઉપોદ્ઘાત આ સ્થળેજ પુર્ણ કરૂં છું.

પ્રયોજક.

# પ્રકાશકની પ્રસ્તાવના.

ખુદાતાલાની મહેરબાનીથી આ પુસ્તકનો બીજો ભાગ બહાર પાડવાને અમે શક્તિમાન થયા છીએ. અને તે બદલ તે મહાન કિર-તારનો અંતઃકરણપુર્વક આભાર માનીએ છીએ. પહેલા ભાગની પેઠે આ બીજો ભાગ પણ અમારા પોલીટીકલ ભોમીયો પેપરના મદદનિસ અધિપતી મી. એચ ડી. મુન્શીએ લખ્યો છે. અને તેમાં નામદાર અમીર અને કાઝી સાહેબની ન્યાય પ્રિયતા, ઝિયાદનો બંધુપ્રેમ, ઝોહ-રાની સતીત્વતા, અબદુર્રઉફનું શુરાતન, યુલિસિઝની દુષ્ટતા, ફ્લોરે-ન્ડાની કપટકળા અને હેલનનો શુધ્ધ પ્રેમ આદી વિષયો આલેખવામાં આવ્યા છે. આશા છે કે અમારા વાંચક વર્ગને તે પસંદ પડયા વિના રહેશે નહિ. એટલુંજ નહિ પણ તેઓ આ પુસ્તક વાંચવાથી મુસલમાન બાદશાહો ઉપર મૂકવામાં આવતા અત્યાચારના આક્ષેપો ખરા છે કે ખોટા તેનો તોલ કરી શકશે. અમે પેપર દ્વારા વારંવાર કહી ચુકયા છીએ કે ઇસ્લામી બાદશાહો ઉપર જે અણઘટતા આક્ષેપો મૂકવામાં આવે છે તે મુખ્યત્વે કરીને મુસલમાનભાઇઓની બેદરકારીને આભારી છે. ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે કે મુસલમાનભાઇઓને સાહિત્યનો શોખ જોઇતા પ્રમાણમાં નહિ હોવાથી તેઓ આવા અસત્ય પુસ્તકોનું ખંડન કરી શકતા નથી. અને પરિણામે કેટલાક દ્વેશીલા વિધર્મી લેખકો પોતાની ધારણામાં ફાવી જાય છે. પણ જો મુસલમાનભાઇઓ સારા લેખકોને હાથે લખાએલા પુસ્તકો વાંચતા રહે તો તેઓ તેવાં અઘટિત પુસ્તકોનું ખંડન કરી શકે એમાં કાંઇ પણ નવાઇ નથી. છેવટે વાંચક વર્ગ તરફથી અમને અવારનવાર જે ઉત્તેજન મળતું રહે છે. તે બદલ તેમનો ઉપકાર માનીને આ ટુંક પ્રસ્તાવના અત્રેજ પુરી કરૂં છું.

લાલકાકા સોજા,
અમદાવાદ. } પ્રકાશક.

# અનુક્રમણિકા.

# ઝોહરા.

## પરિશિષ્ટ ૧ લું.

### પશ્ચાતાપ.

ઝોહરા જ્યાં સુધી પોતાના ભાઇ ઝીઆદના ઘરમાં હતી, ત્યાં સુધી તેને પોતાનું જીવન અકાર્ય અને નિરૂપયોગી જણાતું હતું. અ-ર્થાત તેને સ્વગૃહની કાંઇપણ વસ્તુ ઉપર ભાવ થતો ન હતો. તેથી તે અહરનિશ ચિંતાતુર રહેતી હતી. પણ હલાવાનો સમાગમ થવાથી, અને તે સમાગમ પોતાની મનેચ્છાઓ પુરૂં પાડનાર હોવાથી તેનો આનંદોદધિ કોઇ કોઇ વાર ઉભરાઇ આવતો હતો. અને તે વખતે તે ખ્રિસ્તીઓના આશ્રમમાં સ્વતંત્ર અને સુખમય જીવન ગાળવાના સ્વપના જોતી હતી. પરંતુ ખ્રિસ્તીઓના આશ્રમમાં આવ્યા પછી જ્યારે તેને તેમની રીતી નીતી અને ભ્રષ્ટ જીવનનો કાંઇક ભાસ થયો, અને યુલિ-સીઝે પોતાની વિષયલાલસા તૃપ્ત કરવાની તેની પાસે માગણી કરી; ત્યારે તેને પોતાની મુર્ખાઇને માટે પશ્ચાતાપ થવા લાગ્યો. અને તેથી ઝીઆદનો આશ્રય ત્યાગી જવા માટે તે પોતાને શ્રાપવા લાગી. પરંતુ "રાંડયા પછીનું ડહાપણ" શા કામનું ? હવે તેનો છુટકારો થાય તેમ ન હતું. આ તરફ જ્યારે ઝોહરા સ્વગૃહનો ત્યાગ કરવા માટે પશ્ચાતાપ કરી રહી છે, ત્યારે બીજી તરફ કોરડોવામાં યુલિસિઝના ઉપદેશને માન આપી પ્રત્યેક દિવસે એકેક ખ્રિસ્તી મુસલમાનોના ભક્તિગૃહમાં આવીને

તેમના મહાન પેગમ્બર સલ્અમ માટે અપશબ્દો બોલતો, અને પરિણામે તેમના હાથે માર્યો જતો. હમણા ઝિઆદની સ્થિતિ સુધરી જવાથી કાઝીસાહેબે તેને તેના પોતાને ઘેર જવા દીધો છે. આ પ્રમાણે જો કે તેની સ્થિતિ સુધરી ગઇ છે, તોપણ પ્રસંગોપાત નિજ ભગિનીનું સ્મરણ થઈ આવતાં ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાની તેની વૃતિ ઉભરાઇ આવે છે. તેવી પરિસ્થિતિમાં તેની દાસી મરિઅમ તેને આશ્વાસન આપે છે. જ્યારે તે ઘરમાં એકલો હોય છે; ત્યારે ઝોહરાના વિરહમાં રૂદન કર્યા કરે છે. અને જો બહાર નિકળે છે તો અહિં તહિં ફ્લોરેન્ડાની શોધ કરતો ફરે છે.

કાઝીસાહેબે જે ખ્રિસ્તીઓને કેદ કર્યા હતા, તેમાંના જે લોકો યુલિસિઝ વિષે કાંઇ પણ જાણતા ન હતા, તેમને મૂક્ત કરવામાં આવ્યા, અને જેઓ યુલિસિઝ વિષે કાંઇ પણ માહીતી ધરાવતા હતા, તેમને લાંબા સમય સુધી કારાગ્રહમાંજ રાખવામાં આવ્યા.

કોરડોવા નગરમાં થએલા પરિવર્તનનું આટલું વર્ણન આપ્યા પછી પ્રિયપાઠક ! ચાલ, આપણે ફ્રાન્સ અને સ્પેનની સરહદ ઉપર આવેલી ગિરીકંદરાઓ તરફ જઇએ કે જ્યાં ફ્લોરા—ફ્લોરેન્ડાને આપણે પહેલાં જોઇ હતી. આપણા પ્રથમ પ્રવાસ દરમ્યાન ત્યાં જે સ્થિતિ હતી, તેમાં કાંઇપણ પરિવર્તન થયું નથી. અર્થાત પર્વત ઉપરથી પડતા બરફે ભૂમીને આચ્છાદિત કરી નાખી છે. તેથી ઉક્ત ભૂમીએ પોતાના મૂળ સ્વરૂપને બદલે કૃત્રિમ શ્વેત સ્વરૂપ ધારણ કર્યું છે કે જે ઘણું રમણીય લાગે છે. ગિરીકંદરાઓના એક છેડેથી બીજા છેડા સુધી જ્યાં જુઓ ત્યાં બરફજ દૃષ્ટિગોચર થાય છે.

જે દેવળમાં પ્રથમ આપણે ફ્લોરા—ફ્લોરેન્ડા, અને યુલિસિઝને

જોયા હતા, તે દેવળની આસપાસ પણ બરફ જામી ગયું છે, અને તેથી શરીરમાં ઉષ્ણુતા લાવવા માટે કેટલાક લોકો દેવળના એક વિભાગમાં સઘડીઓની આસપાસ બેસીને તાપણું કરી રહ્યા છે. અને તેમાં આપણી પૂર્વ પરિચિત ફ્લોરા તથા એક બીજી અપરિચિત યુવતી પણ દૃષ્ટિગોચર થાય છે. યુલિસિઝ અને ફ્લોરેન્ડા આ ટોળામાં જણાતા નથી. કદાચ તેઓ દેવળમાં ગયા હશે. ફ્લોરાની પાસે જે અપરિચિત યુવતી બેઠી છે. તેનું વય સપ્તદશ વરસ એટલે લગભગ ફ્લોરા જેટલુંજ જણાય છે. તે શરીરે ગૌરવર્ણી અને સૌંદર્યસંપન્ન છે. તેના વસ્ત્રો ઉપરથી તે ફ્રાંસ-નિવાસી હોવાનું અનુમાન થઇ શકે છે. તે સ્વભાવે હસમુખી અને આનંદદાયિની છે. ફ્લોરા સાથે વાર્તાલાપ કરતાં જ્યારે તે મંદમંદ હાસ્ય કરે છે ત્યારે તેના દંતુઓ મોતીના દાણા સમાન મનોહર અને શુશોભીત દીસે છે. તેનું શીશ ઉઘાડું હોવાથી તેના શ્યામ કેશકલાપો પવનમાં ઝુલી રહ્યા છે. તે જાણે યુવકોના ચિતરૂપી અશ્વને ચાબુકવડે દુર રાખતા હોય એવો ભાસ આપે છે. વાળોમાં ગુંથેલા શ્વેત પુષ્પો શ્યામ આકાશમાં શ્વેત ખદ્યોતમંડળનો ભાસ આપે છે. તેના વાળ એટલાતો કાળા છે કે જેથી લજ્જિત થઇને નાગ પાતાળમાં ચાલ્યા ગયા. અને તે ઘણા લાંબા હોવાથી તે સુંદરીના ચંદ્રરૂપી પૃષ્ટ ભાગને તથા તેના વપુ-વાટિકામાં ખીલેલા અનેક પુષ્પો પૈકીના એક સુંદીર પુષ્પને ભોગી ભ્રમરોની દૃષ્ટિ મર્યાદાથી બચાવે છે. તેનું લલાટ ચંદ્રમા જેવું, નાસિકા મનોહર, અને શુકમદભંજનહારી છે. તેના કપોળ પુનમના ચંદ્રમા જેવા શ્વેત રંગના અને ચિતાકર્ષક છે. વળી તે સુંવાળા હોવાથી જાણે વિધાતાએ તેના પ્રિયતમના કામજ્વરને શાંત કરવાને બરફના બે કટકા ગોઠવી રાખ્યા હોય તેમ જણાય છે. તદુપરાંત ઉક્ત યુવતીની

ખીલતી યુવાવસ્થાને લીધે જ્યારે તેમના ઉપર ગુલાબી રંગ ચઢી આવે છે. ત્યારે તેમનું સ્વરૂપ અવર્ણીય થઈ પડે છે. અને તે સમયે તેમની આગળ સુંદીર ગુલાબ પુષ્પો પણ ઝાંખા જણાય છે. ટુંકમાં ઉક્ત યુવતીના કપોળ પ્રદેશનું માત્ર એકજ ચુંબન ગમે તેવા નપુષંકને પણ કામવાસના પ્રદિપ્ત કરવાને શકિતવાન છે. તેના ઓષ્ટ હીરાના જેવા રકતવર્ણના નાજુક, મનોહર અને અમૃતથી ભરપુર છે. વળી તે પોતાના નાના સ્વરૂપમાં અપાર અમ્રત સમાવનારા હોવાથી જાણે મદોન્મત બનીને હાસ્ય કરતા હોય તેમ જણાય છે. તેના પયોધરો કાંઈક કઠીણ અને સ્પર્શમાં રેશમ જેવા સુંવાળા છે. અને પેટરૂપી સપાટ પ્રદેશમાં ઉંચ પ્રદેશની ગરજ સારે છે. તેઓ દેખાવમાં બરફ જેવા શ્વેત અને કામદેવના કળીશ સમાન જણાય છે. અને તેમના ઉપરની ડીંટડી હીરા જેવી રકતવર્ણી, તેમજ સ્તનોરૂપી પર્વતના શિખર જેવી જણાય છે. આ પ્રમાણે તેના પયોધરો મનોહર, અને ચિતાકર્ષક હોવા છતાં પણ યુવકોને માટે તો તે તિક્ષણ કટારનીજ ગરજ સારે છે, આ કારણથી તેઓ અદ્રસ્ય હોવા છતાં પણ માત્ર એકજ વારના દર્શનથી, અથવા તેથી પણ આગળ વધીને કહીએ તો કલ્પના માત્રથીજ યુવકોના અદ્રસ્ય અંતઃકરણોને આરપાર વિંધી નાખવાની શકિત ધરાવનારા છે. સ્તનોરૂપી ઉંચપ્રદેશ ઉપરથી નીચે ઉતરતાં આપણે નાભિરૂપી નીચ પ્રદેશ ઉપર આવીએ છીએ. આ ભાગ પણ સુકોમળ અને નાજુક છે. નાભિ ઉપરથી નીચે ઉતરતાં જંઘાઓ રૂપી બે ખીણોની વચ્ચે કામદેવનું સુંદીર મંદિર આવેલું છે કે જેની સેવનાર્થે અનેક તરૂણ ભકતો અહરનિશ ઉત્સુક હોય છે. જંઘાઓ સુકોમળ અને કેળના વૃક્ષ જેવી નાજુક છે. વળી તે શીતકાળમાં ઉષ્ણ અને ઉષ્ણ કાળમાં શીતળ રહી આલિંગન કરનારને અપુર્વ સુખ આપનાર છે.

અરે તે એવી તો ચિતાકર્ષક અને મનોહર છે કે નિરખનારને માત્ર કલ્પનાથીજ દીવાનો બનાવે. અર્થાત તે કેવી સુંદર હશે એવી કલ્પના કરનાર પણ દીવાનો બની જાય. આવી રીતે પોતાના અપાર સૌંદર્યને લીધે તેઓ નિરંતર પડદામાં રહેવાના દુઃખને સહન કરે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો તે યુવતીની જંઘાઓ કામ મંદિરના બે રૂપેરી મિનારા સમાન છે. તેના ગંડસ્થળો કમળના પુષ્પ સમાન ખીલેલા અને ચિતાકર્ષક છે. અને તે અર્ધ ચંદ્રમા જેવા છે. આ પ્રમાણે જોતાં ઉક્ત સુંદરીના સુંદીર શરીરને એક નવપ્રફુલ્લિત વાટિકાની ઉપમા આપી શકાય. જેમ એક વાટિકામાં નાના પ્રકારના સુગંધીમય પુષ્પ વૃક્ષો અને મિષ્ટ ફળ આપનારા ફળ વૃક્ષો ખીલીને ચોપાસ પોતાની સુગંધી પ્રસારે છે, અને ફરવા આવનારાઓના થાકેલા હૃદયને આરામ આપી પ્રફુલ્લિત બનાવે છે, તેમ આ પ્રકરણમાં આલેખાયલી સુંદરીના વપુવાટિકામાં ખીલેલા સુગંધીદાર પુષ્પો પણ સંપુર્ણ ખીલેલા છે. પરંતુ ખેદ માત્ર એજ વાતનો થાય છે કે તેમનું રસપાન કરનાર ભોગી ભ્રમર હજી તે સુંદરીને પ્રાપ્ત થયો નથી. વળી જેમ વૃક્ષો સુગંધીદાર પુષ્પોની સુંદરતાનો ઉપભોગ પોતેજ ન લેતાં ભોગી ભ્રમરોને માટે રહેવા દેછે, તેમ ઉક્ત સુંદરીના વપુવાટિકામાં ખીલેલા પુષ્પો પણ કોઇ ભોગી ભ્રમરને માટેજ નિર્માણ થએલા છે. તદુપરાંત જેમ સુગંધીદાર પુષ્પો ખીલીને પ્રફુલ્લિત થયા પછી જો તેમને ચુંટી લેવામાં ન આવે તો તે કરમાઇ જાય છે, તેમ ઉક્ત યુવતીના યૌવન પુષ્પો પણ નહિં ચુંટાવાના પરિણામે અકાળે કરમાઈ જવાનો ભય રહે છે. વળી જેમ પુષ્પો ચુંટાવાથી તે વૃક્ષ વધુ ફળદ્રુપ બનીને દિન પ્રતિ દિન વધારે પુષ્પો આપે છે, તેમ ઉક્ત સુંદરીની યૌવન વાટિકા કોઈ ભોગી ભ્રમરના ઉપયોગમાં આવવાથી ફળદ્રુપ થાય એ નિસંદેહ છે. જ્યાં સુધી વૃક્ષો

ઉપર કળીઓ હોય છે, ત્યાં સુધી ભ્રમર તેની પાસે પણ જતા નથી, પણ જ્યારે તેજ કળીઓ પુષ્પાકારમાં ફુટી નીકળે છે, ત્યારે અનેક ભોગી ભ્રમરો તેનો રસ ચુંટવા માટે રાત દિવસ તે વૃક્ષની આસપાસ ગુંજારવ કરે છે, અને તેના સુંદીર પુષ્પોની બ્હાર લુંટે છે, તેમ આ પ્રકરણમાં આલેખાયલી સુંદરીના યૌવન-પુષ્પો પણ ખીલેલા હોવાથી તેમનો આસ્વાદ લેવાને અનેક ભોગી ભ્રમરો આતુર છે, પરંતુ તેણે હજી સુધી તેમાંના કોઇનું પણ પાણીગ્રહણ કર્યું નથી. તે સુંદરીએ બાલ્યાવસ્થાનો ત્યાગ કરીને તરૂણાવસ્થામાં પ્રવેશ કરેલો હોવાથી સ્વભાવિક રીતે તેનાં સઘળાં અવયવો પણ ખીલીને પરિપુર્ણ થયાં છે. તેના સ્કંધ તથા પયોધરો પણ વયાનુસાર કદમાં વૃદ્ધિ પામ્યાં છે. તેના ચક્ષુઓ નીલવર્ણા હોઈ વિકારના વિષથી ખરડાયલા જણાય છે. ટુંકમાં તેના સર્વે અવયવો એક નવપ્રફુલ્લિત કુસુમ સમાન ખીલેલાં છે. વળી યુવાવસ્થામાં કાંઇ અજબ પ્રકારની મોહીની રહેલી હોય છે. અને તેટલી વયમાં જો કોઇ યુવતી ઉભી રહીને ભવિષ્યનો વિચાર કરે તો તેને પોતાના જીવનમાં અનેક પરિવર્તનો થએલા જણાય છે. તેની બાળ કાળની નિર્દોષ રમતગમતો, તેના કાલા કાલા શબ્દો, અને નિર્દોષ સ્વચ્છંદી આનંદ એ સઘળું તેને પાણીના રેલાની પેઠે વહી ગએલું જણાય છે. અર્થાત યુવાકાળમાં તેને પોતાની આગલી નિર્દોષ રમતગમતો અને બાળ સોબતીઓથી આનંદ પ્રાપ્ત થતો નથી. તેથી તે કોઇ અન્ય પ્રકારનો આનંદ શોધવામાં પ્રવર્ત થાય છે. તેના હૃદયનો પ્રેમઝરો ઉભરાઇને વહેવા માંડે છે. અને તે પોતાનું પ્રેમપાત્ર શોધવાને અહરનિશ ફાંફાં મારે છે. આ પ્રમાણે યુવાકાળમાં બાળકોના શરીર, અંતઃકરણ અને જીવનમાં અનેક પરિવર્તનો થતા હોવાથી બાળ કાળમાં જે બાળક અને બાળિકા સાથે રમતા હતા, અને કાંઈ પણ વિકાર વિના એક બીજા ઉપર બંધુ

ભગિની સમાન પ્રેમ રાખતા હતા; તેજ બાળકો યુવાકાળમાં પ્રવેશ કર્યા પછી તે સઘળું ભૂલી જઇને એક બીજા તરફ વિકારમયી દૃષ્ટિથી જુએ છે. આવીજ રીતે આપણી નવ પરિચિત સુંદરીએ પણ યુવાવસ્થા પ્રાપ્ત કરેલી હોવાથી તેના નેત્રો પણ વિકારી થયાં છે, એટલુંજ નહિ પણ તેની સઘળી રગોમાં વિકાર વિષથી ખરડાયલું રક્ત વહન કરે છે. તેનું પ્રેમી અંતઃકરણ પોતાના જેવું પ્રેમપાત્ર શોધવાને માટે આતુર છે. આ પ્રમાણે તે સુંદરી મદનના પાસમાં ઘેરાયલી છે. વળી જેમ જગતકર્તાએ તેને અપુર્વ સૌંદર્ય આપ્યું છે, તેમ તેને મધુર કંઠ પણ આપ્યું છે. તેથી જ્યારે તે સ્વગૃહમાં વાજીંત્ર સાથે સંગીતનો આલાપ કરે છે, ત્યારે તે સાંભળવાને પવન પણ સ્થંભી જાય છે. અને પક્ષીઓ પણ માળાનો ત્યાગ કરી તેના છાપરા ઉપર આવીને બેસે છે. તદુપરાંત તેની પાળેલી હરિણી પણ તેની પાસે આવીને સંગીત સાંભળવામાં લીન થઈ જાય છે. એટલુંજ નહિ પરંતુ ફ્રાંસના વિલાસી યુવકો પણ તેનું સંગીત શ્રવણ કરવાને તેની અટારી આસપાસ ભ્રમણ કરે છે. વળી તે ચિત્રકળા અને કોકવિદ્યામાં પણ નિપુણ છે. તેમજ તે રસવિદ્યાની પણ જાણકાર હોવાથી સ્નાન કરવાના સમયે સુગંધીનો એટલો મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે કે જેથી તેના સ્નાનગૃહની મોરીઓ પણ સુગંધમયી બનીને ભ્રમરોના નિવાસરૂપ થઇ પડે છે, અને તેથી ભ્રમરોની બીકથી ભંગીયાઓને મોરીઓ સાફ કરવા માટે રાત્રે આવવું પડે છે. તેમજ તેના સુંદર વસ્ત્રો પણ સુગંધથી ખરડાયલા હોવાથી ભ્રમરોની ધાકને લીધે ધોબીઓને રાત્રે લૂગડાં ધોવાં પડે છે. હમણા પણ તેના શરીર ઉપર સુંદર વસ્ત્રો અને રત્નંજડીત આભુષણો દીપીને તેના સૌંદર્યમાં સહસ્ત્ર ગણો વધારો કરે છે. તેણે પોતાના કેશોમાં સાચા મોતીઓ ગુંથ્યા છે. કાનમાં રત્નજડીત કર્ણફુલો ઝુલી રહ્યાં છે. અને

તેમનું પ્રતિબિંબ તેના આરસપહાણ જેવા ગાલો ઉપર પડીને તેમની શોભામાં ઓર વધારો કરે છે. તેના કોમળ કર કમળો રત્ન કંકણોથી શુશોભીત થએલા છે. અને ગલામાં પરિધાન કરેલું માણિક્ય માળા તેના સુંદીર પયોધરોનું આલિંગન કરી રહી છે. તેના વસ્ત્રો પણ શોભીતા અને અમૂલ્ય છે. અર્થાત તે યુવતી સર્વાંગે સુંદર છે. તેના આવા અપુર્વ સૌંદર્ય ઉપર લુબ્ધ બનીને ફ્રાંસના અનેક યુવકો તેનું પાણી ગ્રહણ કરવાને માટે આતુર છે. પરંતુ તેતો તેમને કાંઇપણ મચક આપતી નથી. તેના ભવ્ય દેખાવ, અને અમુલ્ય વસ્ત્રાભુષણથી તે કોઇ રાજકન્યા હોય એવું અનુમાન થઈ શકે છે. પ્રિય પાઠક ! તે કોણ હશે વારૂ ? કદાચ તું તેને જાણતો નહિ હોય, તેથી મારેજ કહી દેવું જોઇએ કે તે ફ્રાંસ તાબાના એક ખંડીઆ રાજા ફ્રાંસીસની તનુજા છે, અને તેનું નામાભિધાન **હેલન** છે.

હેલનના પિતા ફ્રાંસીસ અને યુલિસીઝ વચ્ચે મિત્રભાવ હોવાથી યુલિસીઝ વારંવાર તેની મુલાકાત લેતો હતો. તેમજ ફ્રાંસીસ અને હેલન પણ પ્રસંગોપાત તેમને ત્યાં આવતા હતા. આ પ્રમાણે વારંવાર એકબીજાના પરિચયમાં આવવાથી હેલન અને ફ્લોરા વચ્ચે ધાડી મિત્રતા બંધાઇ ગઇ. અને દિવસે દિવસે તે સ્નેહનું રૂપ લેતી ગઇ. અને છેવટે એટલી હદ સુધી વધી ગઇ, કે તેમને એક બીજા વિના નિમિષમાત્ર પણ ચાલતું નહિ. તેમાં પણ મુખ્યત્વે કરીને હેલનતો ફ્લોરાના સ્નેહમાં ગાંડીજ થઈ ગઇ હતી. કોઈપણ દિવસ ભાગ્યેજ એવો જતો હશે કે તે ફ્લોરાને મળતી ન હોય. અર્થાત તે ફ્લોરાના આકર્ષણમાં આકર્ષાઇ હતી. જેમ ફ્લોરા ભોળી, ઓછું બોલનારી, અને બોલે તેનું પ્રતિપાદન કરનારી હતી, તેમ હેલન આનંદી અને હસમુખી હતી. તેના આનંદી સ્વભાવથી તેના સમાગમમાં આવનારને ઘણો આનંદ થતો હતો. આ

બન્ને યુવતીઓ વચ્ચે ગાઢ સંબંધ હોવાથી ફ્લોરાના એકાંતનું દુઃખ નિવારણ કરી તેને આનંદ આપવા અર્થે યુલિસીઝ હેલનને વારંવાર બોલાવતો હતો, અને હમણા પણ તે તેજ કારણથી ત્યાં આવી હતી.

હેલનનો પિતા ફ્રાંસીસ ફ્રાંસના પશ્ચિમ કાંઠા ઉપર આવેલા સેન સેબાસ્ટીન નામક નગર ઉપર સત્તા ચલાવતો હતો. આ નગર પીરીનીઝ પર્વત અને બિસકેના ઉપસાગરની નિકટ આવેલું હોવાથી, ત્યાં શીતળ અને ઉષ્ણ ઋતુનો એક સરખો પ્રચાર રહેતો હતો.

હેલન હાલમાં ઉક્ત પહાડી પ્રદેશમાં ફ્લોરા સાથે રહેતી ન હતી, પરંતુ એક ઉંચી ટેકરી ઉપર આવેલા એક સુંદર અને ભવ્ય મકાનમાં રહેતી હતી. તેમ છતાં ફ્લોરાને મળવા માટે વારંવાર આવતી હતી. અને પોતાના આનંદી સ્વભાવથી ફ્લોરાનું મન રંજન કરવાનો પ્રયત્ન કરતી હતી. યુલિસીઝની અયોગ્ય માગણીથી ફ્લોરાના અંતઃકરણ ઉપર એવી ખરાબ અસર થઈ હતી કે તે નિરંતર શોકગ્રસ્ત રહેતી હતી. એટલુંજ નહિ, પણ લાગ મળેથી પોતાના ભાઈની પાસે નાશી જવાની ધારણા રાખતી હતી. આ કારણથી તેને હેલનની આનંદજનક વાતો પણ અપ્રિય લાગતી હતી. જો તેની જગ્યાએ કોઇ બીજી યુવતી હોત તો તેના ઉપર હેલનનો આનંદી સ્વભાવ ઘટિત અસર નિપજાવ્યા વગર રહેત નહિ. પણ અહિં તો ઉભય યુવતીઓના સ્વભાવમાં આકાશ પાતાળ જેટલો ફેર હતો. જ્યારે ફ્લોરા શરમાળ, અલ્પભાષિની અને ભોળી હતી. ત્યારે તેની સહચરી હેલન આનંદી સ્વભાવની અને વિલાસી હતી, તદુપરાંત ફ્લોરા કામવાસનાથી સર્વાંશે અજ્ઞ હતી. પણ હેલન તેનાથી કાંઇક અંશે માહીતગાર હતી. કેમકે તેણે સ્વતંત્ર જીંદગી ગુજારી હતી. અર્થાત તેને ફરવા હરવાની સ-

પુર્ણ છુટ હતી. પરંતુ ફ્લોરા એક પ્રતિષ્ઠિત મુસલમાન ગૃહસ્થની તનુજા હોવાથી નિજ ધર્માનુસાર તેણે સ્વતંત્રપણે ફરવા હરવાનો લ્હાવો લીધો ન હતો. તેથી તે અપરિચિત યુવતિઓના સમાગમમાં આવવાને પણ શરમાતી હતી, તો પછી પુરૂષના સમાગમમાં આવવાને તે શરમાય તેમાં શી નવાઇ? આવા કારણથી તે કોઇ કોઇવાર હેલનની અયોગ્ય ચેષ્ટાઓથી લજ્જા પામીને તેના ઉપર ક્રોધ કરતી હતી.

હમણા પણ અગ્નિ પાસે તાપતાં તાપતાં હેલન ફ્લોરા સામે કેટલીકવાર થયાં એકાગ્રચિત્તે જોઇ રહી હતી. પણ કાંઈ રમુજ યાદ આવવાથી તેણે કહ્યું: "ફ્લોરા! એક વાત કહું? તમને માઠું તો નહિ લાગેને?"

ફ્લોરા—બેન! એવું તમે શું કહેવાના હતા, કે જેથી મને માઠું લાગશે? જે કહેવું હોય તે સુખેથી કહો.

હેલન—ફ્લોરા! તમે મને બહુ સુંદર દેખાઓ છો.

ફ્લોરા—બેન હેલન! આમાં તમે નવીન શું કહ્યું? આતો તમારા નિત્યના મંત્રોચ્ચાર છે. શું તમને કાંઈ બીજી વાત સુઝતી નથી કે જ્યારે ત્યારે આવીજ વાતો કર્યા કરો છો?

હેલન—નહિ! અને તેટલા માટેજ હું આવી વાતો કરૂંછું. જો કે તમને તે જુની વાતો જેવી જણાય છે, પણ હું તો જ્યારે જ્યારે તમારા મુખ સામે જોઉંછું ત્યારે ત્યારે મને તે પ્રશ્ન નવીન સ્વરૂપે પૂછવાનું મન થાય છે. બેન ફ્લોરા! મને તો તમારૂં સૌંદર્ય પ્રત્યેક દિવસે નવીનજ દિશે છે, અને તેથીજ હું તમને તે વિષે પ્રશ્ન પૂછું છું. વળી તમારા કહેવા પ્રમાણે જો કાંઇ નવિન વાત કરીશ તો તમને માઠું લાગશે.

ફ્લોરા—બેન ! જે કહેવું હોય તે સુખેથી કહો. તેમાં મને કાંઇ પણ માઠું લાગશે નહિ.

હેલન—જો, જો ક્રોધ કરતા ના. કેમ કહું કે ન કહું, તમને માઠું તો લાગશે નહિ ને? કહીજ દઉંછું. તો સાંભળો! હું તમારા સૌંદર્ય ઉપર મોહાસક્ત થઈ ગઇ છું. અને એવી ઇચ્છા થાય છે કે રાત દિવસ તમને જોયાં કરૂં.

આ પ્રમાણે પોતાનો પ્રેમભાવ વ્યક્ત કરીને તેણે અટહાસ્ય કર્યું.

ફ્લોરા—બેન! શું તમે મારા ઉપર મોહસક્ત થયા છો? ઘણા આશ્ચર્યની વાત ?

એમ કહીને તે પણ હસી પડી. આ પ્રમાણે ઉભય સખીઓ વચ્ચે હાસ્ય વિનોદ ચાલી રહ્યો છે, એટલામાં ફ્લોરેન્ડા ત્યાં આવી પહોંચી. અને ફ્લોરાને હાસ્ય કરતી જોઇને તેને ઘણો આનંદ થયો. તેથી તે દોડીને એકદમ તેને ભેટી પડી. અને તેના લલાટ ઉપર ચુંબન કરતાં બોલી: “ફ્લોરા! આ સમયે તમને હાસ્ય વિનોદ કરતાં જોઇને મને ઘણો આનંદ થયો. હું તો બસ એજ ઇચ્છું છું કે તમે રાત દિવસ હસતા રહો.”

ફ્લોરા—બેન! મને સુખી અને આનંદમગ્ન ન સમજો. મારા જેવી અભાગી અને દુઃખી અબળા આ સંસારમાં બીજી કોઇ પણ નહી હોય. પણ શું કરૂં ? ગમે તેવી અનેચ્છા હોવા છતાં બેન હેલનની નિર્દોષ અને હાસ્યપ્રદ ચેષ્ટાઓ જોઇને પ્રસંગોપાત હાસ્ય ઉત્પન્ન થાય છે.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! આવો શોક ક્યાં સુધી કર્યા કરશો ?

ફ્લોરા—સંસારમાં જીવતી રહીશ, ત્યાં સુધી શોક કર્યા કરીશ. ફ્લોરેન્ડા ! તમે મારૂં જીવન અકાર્ય કર્યું છે.

ફ્લોરેન્ડા— શું મેં તમને ખરાબ કર્યાં ? આ તમે શું બોલો છો ! ઘણા આશ્ચર્યની વાત ? ખચિત, આ દુનિઆ ભલાની નથી. ઉપકારનો બદલો સદા અપકારથીજ વાળવામાં છે. ભોલી ફ્લોરા ! મારો તમારા ઉપર એવો સ્નેહ છે કે જેવો કોઇ માતાનો પોતાની પુત્રી ઉપર પણ ભાગ્યેજ હશે. હું તમારા મોઢે આવા શબ્દો સાંભળવાની આશા સ્વપ્ને પણ રાખતી ન હતી.

ફ્લોરા—ફ્લોરેન્ડા ! તમારા સ્નેહેજ મારૂં સત્યાનાશ વાળ્યું છે. નહિતો હું કદીપણ મારા પ્રિયબંધુ અને પ્રાણ કરતાં પણ અધિક વ્હાલા ઇસ્લામ ધર્મનો ત્યાગ કરત નહિ.

ફ્લોરેન્ડા—હું પહેલાં એવું જાણતી ન હતી કે તમે કદીપણ તમારા ભાઇને નહિ ભૂલો ? જો જાણતીજ હોત તો અહિંઆ તમને લાવતજ શા માટે !

હેલન—બેન ! શું તમે અમને મૂકીને જશો !

ફ્લોરા—હા ! મને તેમ કરવું પડશે. કેમકે અહિં રહીને હું અપવિત્ર જીવન ગાળવા ઇચ્છતી નથી.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! તમે ઘણી નવાઇ જેવી વાત કરો છો. શું અહિં રહેવામાં તમારી પ્રતિષ્ઠાને કાંઇ હાની પહોંચે છે ? હું તો તેવું કાંઇપણ જોતી નથી ઉલટું સઘળા પાદરીઓ અને દેવળમાં રહેનારી સ્ત્રીઓ તમારા માટે પ્રાણ આપવાને પણ તૈયાર છે. શું એ ઓછી પ્રતિષ્ઠા કહેવાય ?

ફ્લોરા—બેન ! શું વ્યભિચારી જીવનને પણ તમે પ્રતિષ્ઠીત માનો છો ? જો તેવીજ તમારી માન્યતા હોય તો તે સદા તમનેજ મુબારક રહો. હું તેવી પ્રતિષ્ઠા મેળવવા ઇચ્છતી નથી. અરે એટલુંજ નહિ, પણ હું

તેમાં પ્રતિષ્ઠાનો અંશ પણ જોતી નથી. હાય! તમે મને કપટ કરીને અહિં લાવ્યા છો? મારી સાથે તમે પ્રપંચ કર્યો છે. પરમ દિવસે કનફેસન[1] વખતે યુલિસીઝે મને એવા એવા નિર્લજ પ્રશ્નો પૂછ્યા કે જેનું સ્મરણ થતાંજ લજ્જા પામીને આત્મઘાત કરવાની મારી ઇચ્છા થાય છે.

ફ્લોરેન્ડા—ફ્લોરા તેમાં માઠું લગાડવા જેવું કાંઈ પણ નથી. ઉલટું તેથી તમારા પાપ માફ થાય છે. અને કનફેસન કર્યા પછી માણસ એવો પવિત્ર થઇ જાય છે કે જાણે તે હમણાજ માતાના ઉદરથી જન્મ્યો ન હોય. અર્થાત કનફેસન લીધેલો માણસ એક બાળક સમાન નિર્દોષ અને પવિત્ર થઇ જાય છે.

હેલન—બેન! તે કાંઇ માત્ર તમારા માટેજ નથી. પરંતુ સઘળા ખ્રિસ્તીઓને પ્રત્યેક સપ્તાહમાં એકવાર પાદરી સમક્ષ કનફેસન લેવું પડે છે. અને હું પણ કનફેસન લેવા માટે જાઉં છું. તમે આવા શરમાળ ક્યાંથી નિકળ્યા? જ્યારે હું યુલિસિઝ પાસે પાપનો સ્વીકાર (કનફેસન) કરવા જાઉં છું, અને મને તેવા પ્રશ્નો પૂછવામાં આવે છે, ત્યારે હું એવા તો ઉત્તર આપું છું કે પાદરીસાહેબ પણ મારૂં મોઢું જોતાં રહી જાય છે.

ફ્લોરા—બેન! મારાથી તેવું લજ્જાહિન કાર્ય થઇ શકતું નથી. જો

[1] રોમન કેથોલિક સંપ્રદાયમાં એવી પ્રથા હતી કે પ્રત્યેક અનુયાયીએ સપ્તાહમાં એકવાર પોતાના ધર્મગુરૂ પાસે જઇને આઠ દિવસમાં કરેલા પાપકર્મોનો સ્વીકાર કરવો. અને તેની ક્ષમા ઇચ્છવી. તે વખતે તેને એવા એવા નિર્લજ પ્રશ્નો પૂછવામાં આવતા કે કોઈ લજ્જાશીલ યુવતી તો લજ્જીત થઈને આપઘાતજ કરે. આ પ્રમાણે પાપમોચન કરવાના કાર્યને કનફેસનની ઉપમા આપવામાં આવતી હતી. અને તેવા કનફેસનને બ્હાને અનેક યુવતીઓનું પતિવ્રતાપ ભ્રષ્ટ કરવામાં આવતું હતું.

તમને તે ગમતું હોય તો તમે તે ક્ર્યા કરો. પણ હું તો તેના તરફ ઘૃણાની દ્રષ્ટિથીજ નિહાળું છું. ફ્લોરેન્ડા! કૃપા કરીને કહો કે હવે મારે શું કરવું?

ફ્લોરેન્ડા—હું શું બતાવું? મને પણ કોઇ બીજો ઉપાય સુઝતો નથી. મને તો એજ ઉચિત લાગે છે કે શીતળ ઋતુ વીતતાં સુધી તમારે અહિંઆંજ રહેવું. અને ગ્રીષ્મ ઋતુમાં આપણે બધા હેલન સાથે તેના નગરમાં ચાલ્યા જઇશું. ત્યાં તમને આનંદ વિલાસ કરવાનો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત થશે. અને જ્યારે તમે ત્યાંના વિલાસી યુવકોના સમાગમમાં આવશો, ત્યારે શોક કરવાનું તદન ભૂલી જશો. અને પછી તો તમને ત્યાંથી અહિં આવવાનું પણ ગમશે નહિ.

હેલન—નહિ! ફ્લોરેન્ડા! હું ફ્લોરાને કોઇની સાથે પણ પ્રેમ કરવા દઇશ નહિ. કેમકે હું તેમના ઉપર મોહાસક્ત છું. તેથી તેમની સાથે પ્રેમચેષ્ટા કરવાનો મનેજ હક છે.

ફ્લોરેન્ડા—વાહ! એતો ઘણું સારૂં થયું. બેન ફ્લોરા! તમને તો ઘેર બેઠા ગંગા મળી ગઇ.

એમ કહીને તે હસી પડી.

ફ્લોરા—બેન હેલન! તમે એક ક્ષણવાર સામેના ઓરડામાં જશો? કેમકે મારે ફ્લોરેન્ડા સાથે કાંઇ વાત કરવી છે. તમારા સમક્ષ વાત કરવામાં મને કાંઇપણ વાંધો નથી. પણ તમે તો એક ક્ષણ માત્ર પણ જંપીને બેસતા નથી. અને વ્યર્થ ચેષ્ટાઓ ક્ર્યા કરો છો, તેથી જો તમે અહિં બેસશો તો મને નિરાંતે વાતચીત કરવા દેશો નહિ. માટે તમે એક ક્ષણવાર સામેના ઓરડામાં જાઓ તો ઘણું સારૂં.

આ પ્રમાણે ફ્લોરાએ પોતાનું મધુર ભાષણ સમાપ્ત કર્યું, કે તરતજ

ફ્લોરેન્ડાએ હેલનને ત્યાંથી ચાલ્યા જવાની સંજ્ઞા કરી. એટલે તે પોતાના આસન ઉપરથી ઉભી થઇ ગઈ, અને એક કામળો ઓઢતાં હાસ્ય કરીને ક્હેવા લાગી " ફ્લોરા ખચિત ! ફ્લોરેન્ડા ! મારા દેખતાં તમારી સાથે વાતચીત કરી શકે નહિ. કેમકે ગમે તેવી પણ તે મારી પ્રિયતમા છે." આ પ્રમાણે તેણે પ્રેમહાસ્ય કરીને જવા માંડયું. પણ ફ્લોરાએ તેને અટકાવીને હસતાં હસતાં કહ્યું " બેન ! હું તો પહેલાંથીજ કહી ચુકી છું કે તમને અહિં બેસવા દેવામાં મને કાંઇપણ વાંધો નથી. પરંતુ તમે મને નિરાંતે વાતચીત કરવા દેશો નહિ, એવી બીક હોવાથીજ તમને બીજા ઓરડામાં જવાનું કહું છું પણ જો તમે શાંત રહેવાનું વચન આપતા હો તો અહિં બેસવામાં કાંઇપણ વાંધો નથી," પ્રતીઉત્તરમાં હેલને કહ્યું " નહિ હું તો ત્યાંજ જઇશ. કેમકે જો હું અહિં બેશીશ તો તમે મારી સમક્ષ ફ્લોરેન્ડાની સાથે વાત કરી શકશો નહિ. કેમકે તમે મારી પ્રીયા છો."

આ પ્રમાણે પ્રેમહાસ્ય કરીને તે હસતી હસતી ઓરડાની બ્હાર ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરેન્ડાએ ફ્લોરાની પીઠ થાબડીને કહ્યું " ક્હો શું છે ? "

ફ્લોરા—ક્હેવાનું એજ છે કે મારાથી આવું અપમાન સહન થઇ શકશે નહિ.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! ઘણા આશ્ચર્યની વાત છે કે તમે હરીફરીને એકની એક વાત કરો છો. પણ એતો કહો કે અપમાન જેવું તમે અહિં શું જોયું ?

ફ્લોરા—અપમાન ! તે અપમાન જેવું ? અહિં આવ્યા પછી મને તમારા લોકોના આચરણનું સંપુર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું છે. હવે મારાથી કોઇપણ વાત ગુપ્ત રહી નથી. હાય ! મારા માતુશ્રી શું ક્હેતા હતા

અને અહીં આવીને હું શું જોઉં છું ? જે પાપમયી જીવન તમે ગાળો છો, તેવું જીવન તો વેશ્યાઓ પણ ભાગ્યેજ ગાળતી હશે. આહ ! હવે અહીંથી મારો છુટકારો કેવી રીતે થશે ? હું મારા પ્રિયબંધુના દર્શન કરવાને તૃષાતુર ચાતકની પેઠે આતુર છું. જો કે તે તો મને જોતાંજ મારી નાખવાને તૈયાર થશે. અને હું પણ અહીં વિષયલંપટ લોકોના સમાગમમાં રહેવા કરતાં તેમના હાથે મરી જવાનું વધુ ઉત્તમ ગણું છું.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! હવે તો તમે મર્યાદાને સર્વાંશે તિલાંજલી આપી દીધી. જુઓ આ વખતે તમે અમારૂં ન સહન થઇ શકે તેવું અપમાન કરી રહ્યા છો.

ફ્લોરા—મારૂં કથન સત્ય અને યથાર્થ છે. તમારો ધર્મ મને ત્યા સુધીજ સારો લાગતો હતો કે જ્યાં સુધી હું મારે ઘેર હતી, અને આવા ગુપ્ત રહસ્યોનો અનુભવ મેળવ્યો ન હતો. મારા માતુશ્રીએ મારી બાળવયમાં મને તમારા લોકોની દયા, અને પવિત્રતાના અનેક ઉદાહરણો કહી સંભળાવ્યા હતા. પણ અહીં આવીને હું તેથી ઉલટુંજ જોઉં છું. અને તેથી મને મારી માતાએ આપેલા દ્રષ્ટાંતો તદન કપોળકલ્પિત અને જોડી કાઢેલા લાગે છે. વળી તે કહેતી હતી કે ઇસ્લામ ધર્મનો પ્રચાર બળાત્કારે થએલો છે. એટલુંજ નહિ પણ તેના ધર્મોપદેશકો પણ અતિ ક્રુર અને ઘાતકી હોય છે. તેમજ તેમના અંતકરણમાં દયાનો અંશ પણ હોતો નથી. તદુપરાંત તેમના ધર્મશાસ્ત્રો પણ અત્યાચાર કરવાની આજ્ઞા આપે છે. દુર્ભાગ્યે મને તે સમયે સંસારનો કાંઇપણ અનુભવ ન હોવાથી મેં તેવા ખોટા આક્ષેપો પણ ખરા તરીકે માન્યા. પણ અહીં આવીને જોઉં છું તો કાંઇ જુદીજ સ્થિતિ મારા

જોવામાં આવે છે. અર્થાત જે કલ્પિત આક્ષેપો મુસલમાનો ઉપર મુકવામાં આવ્યા છે, તે અહીં તમારાં કેટલાક બંધુઓમાં સ્પષ્ટ જણાઇ આવે છે. એક સાધારણ માણસને અપવાદ રૂપે ગણીને જો આપણે ધર્માધ્યક્ષો તરફ જોઇએ છીએ તો તેઓ પણ જાહેરમાં ધર્માત્મા અને ઘણા પવિત્ર જણાય છે. પરંતુ ગુપ્ત રીતે જોતાં તેઓ એવાતો વ્યભિચારી હોય છે, કે તેમના જેવા વિષયલંપટ ધર્માધ્યક્ષો આ સંસાર પટ ઉપરના અન્ય સંપ્રદાયોમાં ભાગ્યેજ મળી આવશે. કનફેસન (પાપના સ્વીકાર) વખતે એવાતો નિર્લજ પ્રશ્નો પૂછવામાં આવે છે કે કુળવાન યુવતીઓ તો શરમાઇને આપઘાતજ કરે. ખચિત ફ્લોરેન્ડા! મારી સાથે કપટ કરવામાં આવ્યું છે. અહીં આવીને મેં તમારો સઘળો ગુપ્ત વ્યવસાય જોઈ લીધો છે. તેથી જો તમે બચાવ પણ કરશો તો તેની મારા ઉપર કાંઇપણ અસર થવાની નથી. માટે આટલામાંજ સમજી જઇને મને વધુ ન છેડો. જો તમે મારા ભાઇને ત્યાં મને પહોંચાડી દેશો તો મારા ઉપર તમારો મહદ્ ઉપકાર થશે, અને તે મરણાંત પ્રયંત હું ભૂલીશ નહિ.

ફ્લોરેન્ડા—ફ્લોરા! હું જાણતી ન હતી કે તમે મિત્રના રૂપમાં અમારા ધર્મશત્રુ છો. પરંતુ તમારા પોતાના શ્રેયાર્થે હું કહું છું કે જે વાત તમે મને કહી તે કોઇ બીજાને કહેતા નહિ. નહિ તો તેનું પરિણામ વિપરીત આવશે. સારૂં થયું કે આ વખતે હેલન અહીં નથી. જો તે અહીં હોત તો આ સઘળી વાત યુલિસિઝને કહી દેત. હજી તમે બાળક છો, અને અમારા ધર્મનો અનુભવ લીધો નથી. તેથીજ આવી રીતે બોલોછો. પણ બે ત્રણ માસ સુધી અહીં રહીને જ્યારે અમારા ધર્મનું જ્ઞાન સંપાદન કરશો, ત્યારે તમને જણાશે કે અમારો ધર્મ કેવો છે?

ફ્લોરા—હું તે સઘળું જોઈ ચુકી છું. અને મેં તમારા ધર્મનો સંપુર્ણ અનુભવ પણ લીધો છે. તેથી હવે કાંઇ વધુ જોવાની કે અનુભવવાની મારી ઇચ્છા નથી. બસ હવે તો કોરડોવા નગરમાં ભાઇને ત્યાં જવાનો નિશ્ચય કરી ચુકી છું. માટે જો તમે મને ત્યાં પહોંડી દો તો તમારી મહદ્ કૃપા.

ફ્લોરેન્ડા—બસ ! ફ્લોરા ! હવે તમારા ઉપદેશનો પ્રવાહ અટકાવો. તમે અમારા ધર્મનું ખંડન કરવામાં કાંઇ પણ મણા રાખી નથી. તેથી તમને કહું છું કે હવે એક પણ શબ્દ વધુ સાંભળી શકીશ નહિ. તેમજ તમને કોરડોવામાં પણ મોકલવામાં આવશે નહિ.

ફ્લોરા—ફ્લોરેન્ડા ! આ તમે શું બોલો છો ? જ્યારે તમે મારા ભાઇના ઘરમાં હતા, ત્યારે મારી સાથે કેવી રીતે વર્તતા હતા, એટલુંજ નહિ પણ મને અહિં લાવવા માટે તમે કેવા કેવા વચનો આપ્યા હતા, તેનું કાંઈ સ્મરણ છે કે વિસરી ગયા ? જો તમને તેનું કાંઇ પણ સ્મરણ હોત તો આવા શબ્દોચ્ચાર કદી પણ કરત નહિ. આ પણ તમારી કપટ કળાનો એક નમુનો છે. તમને સારૂં લાગે વા માઠું, તેની મને કાંઇ પણ દરકાર નથી. પણ મને તો જે સત્ય લાગશે તેજ કહીશ. જ્યારે મને કોરડોવા નગરમાં પહોંચાડવાની તમારી ઇચ્છા નથી, ત્યારે મારે પણ કહેવુંજ જોઇએ કે હવે હું પણ અહિં રહેવા ઇચ્છતી નથી. તેથી ગમે તે ઉપાયે હું ત્યાં જઇશ.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! જ્યારે તમે મારી સાથે સીધી રીતે ચાલતા નથી, ત્યારે મને તો એજ માર્ગ ઠીક લાગે છે કે તમારા ઉપર દેખરેખ રાખવાનું કાર્ય યુલિસીઝને સોંપવું જોઇએ. કેમકે તે તમને અંતઃકરણપુર્વક ચાહે છે.

ફ્લોરા—મારા ઉપર દેખરેખ રાખનાર તમે હો કે યુલિસીઝ, પરંતુ અને તેની કાંઇ પણ દરકાર નથી. તેમ હું કોટી ઉપાયે પણ સેનસેબાસ્ટીન શહેરમાં જવાની નથી. તમારે મારા ઉપર આટલો અંકુશ શા માટે રાખવો જોઇએ? હું સ્વતંત્ર છું અને સદા સ્વતંત્ર રહીશ. તમારી ઇચ્છાને કદી પણ આધીન થવાની નથી.

ફ્લોરેન્ડા—નહિ! તમને ત્યાં જવુંજ પડશે. કેમકે તમે અહિં એકલા રહેતાં ધભરાઓ છો. યાદ રાખો કે તમે કારડોવા નગરમાં પુન જઈ શકશો નહિ. પણ તેને બદલે તમને સેનસેબાસ્ટીન શહેરમાં જવુંજ પડશે.

આટલું કહીને તે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરા પોતાના દુર્ભાગ્યનો વિચાર કરીને જોરથી રૂદન કરવા લાગી હવે તેને પોતાના કહેવાતા શુભેચ્છકોનું ખરેખરૂં સ્વરૂપ જણાયું. તેથી તે પોતાની મુર્ખાઇને માટે પશ્ચાતાપ કરવા લાગી. અને ત્યાંથી કેવી રીતે નાશી છુટવું તે વિષે મનમાં વિચાર કરવા લાગી. આ પ્રમાણે લાંબા સમય પ્રયંત વિચાર કર્યાં છતાં પણ જ્યારે તેને નાસી છુટવાનો કાંઇ પણ માર્ગ ન સુઝયો; ત્યારે નિરાશ થઇને તે મનમાં કહેવા લાગી "હાય! હું આ નિર્દય લોકોના પંજામાં આવી ફસી છું. હવે તેમાંથી છુટવાનો કાંઈ પણ માર્ગ જડતો નથી. નિર્દય યુલિસીઝે અહિં મને કેદ કરી છે. કોઇને મળવા હળવાની પણ પરવાનગી આપતો નથી. ખરેખર તે ઘણો ક્રુર, ધાતકી, અને વિષયી માણસ છે. અરે એટલુંજ નહિ પણ તે સાધુના રૂપમાં શેતાન છે. અહિં આવીને આવા અસહ્ય સંકટો સહન કરવાં પડશે, એવું હું પહેલાં જાણતી ન હતી. જો જાણતી હોત તો અહિં આવવાનું કદી પણ પસંદ કરત નહિ.

જ્યારે આ સઘળું મારા હતભાગ્યને લીધેજ બન્યું છે, ત્યારે તેમાં બીજાનો શો દોષ? હવે જે થયું છે તે, નહિ થવાનું નથી. દૈવ આગળ કોઈનું પણ ચાલતું નથી. તેથી તત્સંબંધે શોક કરવો મિથ્યા છે. અને શોક કરવાથી શો લાભ થવાનો હતો? હા! પણ આવું અસહ્ય દુઃખ તો મારાથી સહન થવાનું નથી. તો હવે અંહિંથી નાશી છુટવા માટે મારે કરવું શું? ઓ! વિભુ! હવે તો માત્ર તારોજ આધાર છે. માટે આ રંક કિંકરી ઉપર કૃપા કરીને આ સંકટમાંથી મુકત કર. ફ્લોરેન્ડાની કપટજાળમાં સપડાઇને મેં મારા પ્રિયબંધુ સાથે પણ દગો કર્યો. હોય! હવે તેમની શી દશા થશે? મારા માટે તે કેટલો શોક નહિ કરતા હોય? અહિં હું તેમને માટે ઝુરૂં છું. અને તે ત્યાં મારે માટે ઝુરતા હશે. હવે તો પરમાત્મા તેમનો જલદીથી મેળાપ કરાવે તો સારૂં. ઓ મારા પ્રિયબંધુ! તમે તો મને ઘણું ઘણું સમજાવ્યું, પણ મેં મુર્ખીએ તમારૂં કહ્યું ન માન્યું, તે નજ માન્યું. તેનો બદલો હવે મને મળી ચુકયો છે. મારી મુર્ખાઇને માટે હવે હું પસ્તાવું છું. "પણ રાંડયા પછીનું ડહાપણ" શા કામનું? હવે જો અહિંથી મારો છુટકો થાય તો ફરી કદી પણ તમારી અવજ્ઞા કરીશ નહિ. પરંતુ પ્રથમ તો છુટકારો થવાનોજ નથી. આ લોકો મને સેનસેબાસ્ટીન શહેરમાં લઇ જવાના છે. કોણ જાણે ત્યાં મારા ઉપર કેવાં સંકટો આવી પડશે. ત્યાં ગયા પછી તો છુટકારાની આશા રાખવી મિથ્યા છે. કોણ જાણે ત્યાં લઈ જઈને તેઓ મારી સાથે કેવી રીતે વર્તશે? હું ધારૂં છું કે કાંતો મને કોઇ શ્રીમંતને ત્યાં વેચશે કે કાંતો કોઇ વિષયલંપટ યુવક સાથે બળાત્કારે પરણાવી દેશે. "ન કરે નારાયણ," પણ જો તેમ થાય તો તેવા સંજોગોમાં હું મારા શીળવ્રતનું રક્ષણ કેવી રીતે કરીશ? આ સઘળી આપદાઓમાંથી બચવા માટે હવે શું કરવું

જોઇએ ? અહિંથી નાશી છુટવાનો માર્ગ પણ નથી. કેમકે આ લોકો મારા ઉપર ચાંપતી દેખરેખ રાખે છે. વળી જો અહીંથી નાશી છુટું તો માર્ગમાં પકડાઈ જવાનો ભય રહે છે. કેમકે આસપાસના પ્રદેશમાં માત્ર ખ્રિસ્તીઓજ રહે છે. મુસલમાનોનું નામ નિશાન પણ નથી કે તેઓ મારી મદદ કરીને મને ખ્રિસ્તીઓના હાથમાંથી છોડાવે. ત્યારે આ સંકટમાંથી મૂકત થવા માટે હવે મારે કરવું શું ? "

ફ્લોરાની વિચારમાળા હજી પુર્ણ થઇ ન હતી એટલામાં હેલને તેના ઓરડાના દ્વાર પાસે આવી સાદ આપ્યો " ફ્લોરા બેન ! મને અંદર આવવાની આજ્ઞા છે ? "

ફ્લોરા—શા માટે નહિ ! ખુશીથી પધારો.

આ પ્રમાણે અંદર આવવાની આજ્ઞા મળવાથી હેલન ઓરડામાં આવી. અને ફ્લોરાને શોકગ્રસ્ત સ્થિતિમાં બેઠેલી જોઇને તેને આશ્વાસન આપતાં કહ્યું બેન ફ્લોરા ! તમને મારા સોગંદ આપીને કહું છું કે જ્યારે હું અહિં આવું, ત્યારે કૃપા કરીને તમારે કાંઇ પણ શોક કરવો નહિ. તમારી શોકપ્રદ મુખમુદ્રા જોઇને મારૂં કાળજું વિંધાઇ જાય છે.

ફ્લોરા—બેન ! હેલન ! હું તમારી આગળ હાથ જોડીને કહું છું કે હવે મને વધુ ન સતાવો. દુઃખ શું છે, તે તમે હજી સુધી જાણ્યું નથી. અને તેથીજ મને શિખામણ આપી રહ્યા છો. તમે પોતે સુખી હોવાથી સંસારના સઘળા મનુષ્યોને સુખી માનો છો; પણ તે તમારી ભૂલ છે. જેમ દુનિઆમાં સઘળા સુખી નથી. તેમ સઘળા દુખી પણ નથી. જ્યારે આપણા પાંચ આંગળાઓ એક સરખાં નથી, ત્યારે અખિલ બ્રહ્માંડના મનુષ્યો એક સરખા, કેમ હોઇ શકે ? એતો સ્વભાવિક છે કે એક શ્રીમંત ગરીબના દુઃખનો યથાયોગ્ય અનુભવ મેળવી શકે નહિ.

તેમ એક દુઃખી માણુસ શ્રીમંતના સુખનો સંપુર્ણ અનુભવ લઇ શકે નહિ. " પ્રસુતિની પીડા " વંધ્યા કદી પણુ જાણુી શકતી નથી. જો કોઇ માણુસને પારકાના દુઃખનો અનુભવ લેવો હોય તો તેણે પ્રથમ પોતાને તેવી સ્થિતિમાં મૂકવો જોઇએ. તેમ કર્યા સિવાય તે કદી પણુ પારકાના દુઃખનો ખરો અનુભવ મેળવી શકે નહિ. તેજ પ્રમાણે તમે પણુ મારા દુઃખનો અનુભવ લીધો નથી. તેથીજ આ પ્રમાણે મને શિખામણુ આપવાને તૈયાર થયા છો. પણુ જ્યારે તમે પોતે તેવા પ્રસંગો અનુભવશો; ત્યારેજ તમને દુઃખ શું છે તેની ખાત્રી થશે. મારૂં દુઃખ તમે જાણુતા નથી. બેન! મારૂં દુઃખ અગાધ છે. હું સંકટના સમુદ્રમાં ડુબી રહી છું. તેમાંથી મને બચાવનાર કોઇ પણુ નથી. બેન! રાત દિવસ મને એક વાતની ચિંતા થયા કરે છે.

હેલન—ચિંતા ? ચિંતા કઈ વાતની ?

ફ્લોરા— બેન! શા માટે જાણુી જોઇને અજાણ્યા થાઓ છો ? મેં તમને સઘળી બીના કહેલી હોવા છતાં આવો પ્રશ્ન પૂછો છો ? આજે ફરી પણુ કહું છું કે કનફેસન ( પાપસ્વીકાર ) વખતે યુલિસીઝે મને એવા નિર્લજ પ્રશ્નો પૂછ્યા કે જેનું સ્મરણુ થતાંજ મને દુઃખ ઉપજે છે.

હેલન—બેન ! બતાવ તો ખરા કે તેમણે તમને શું કહ્યું ?

ફ્લોરા—બેન ! જે કહ્યું તે મારૂં મન જાણે છે. હું મારી જીભે તેવા નિર્લજ અને અયોગ્ય શબ્દોચ્ચાર કરવા ઇચ્છતી નથી.

હેલન—બેન ! તમને મારા સોગંદ છે જો તે વાત ના કરો તો ? મારી કલ્પના પ્રમાણે કદાચ તેમણે તમને તમારા પ્રિયતમ વિષે પૂછ્યું હશે ? જો તેમજ હોય તો તમારે મારૂં નામ આપી દેવું હતું.

ફ્લોરા—બેન ! તમને આવી વાતો કરતાં શરમ નથી. આવ તી. હું મારા હતભાગ્યને રડી રહી છું. અને તમને હાસ્ય કરવાનું સુજે છે.

હેલન—બેન ! મારી માન્યતા પ્રમાણે તો આ કાંઈ શરમની વાત નથી. અમારા સંપ્રદાયમાં તો સ્ત્રી પુરૂષો સાથે રહે છે. અને અરસ્પરસના સમાગમમાં આનંદથી કાળ નિર્ગમન કરી સ્વતંત્રપણે આનંદોત્સવ કરે છે.

ફ્લોરા—બેન ? આવી દુષ્ટ પ્રથાને લીધેજ અહિંના કેટલાક ધર્માધ્યક્ષો વ્યભિચારી બનીને નીચ જીવન ગુજારે છે.

હેલન—તો શું તમારા સંપ્રદાયમાં સ્ત્રી પુરૂષ એક બીજા સાથે પ્રેમવિનોદ કરતા નથી ?

ફ્લોરા—બેન! તે વાત જુદી છે. લગ્ન તો દરેક વ્યક્તિ કરે છે. અને તેમાં કાંઇ ખોટું નથી. કેમકે તેતો આ વિશ્વનો વ્યવહાર છે. જો દરેક વ્યક્તિ લગ્ન ન કરે તો આ સંસાર ચાલેજ નહિ. જગતકર્તાએ આ વિશ્વમાં મનુષ્યોની વૃદ્ધિ કરવા માટેજ સ્ત્રી પુરૂષે લગ્ન કરવાનું નિર્માણ કરેલું છે. કેમકે લગ્ન તે એક પવિત્ર સંબંધ હોવાથી શશાસ્ત્ર છે. તેથી તેવી એક સર્વોત્તમ ધર્માજ્ઞાનું પાલન કરવામાં કાંઇપણ બાધ લાગતો નથી. પણ વ્યભિચાર કરવો તે પાપ છે. અને તેનો પ્રત્યેક ધર્મમાં નિષેધ કરેલ છે. આપણે જે દુરાચરણો અહિં જોઇએ છીએ તેતો પ્રત્યેક ધર્મની વિરૂદ્ધ છે. એટલુંજ નહિ પણ તે એક મહાન પાપ કર્મ સમાન છે. તેથી તેવા કૃત્ય કરનારાઓ ન્યાયના દિવસે રૌરૌ નર્કમાં પડશે. અમારા ધર્મગુરૂઓ કોઇની વહુ દીકરી ઉપર કદી પણ કુદ્રષ્ટિ કરતા નથી. પણ પરસ્ત્રીને માત સમાન સમજે છે. જો તેઓ કાંઇ પણ દુરાચરણ કરે તો તેમને સત્વર દેહાંતનીજ શિક્ષા કરવામાં

આવે. છેવટે ઇસ્લામને માટે તો હું એટલુંજ કહીશ કે તે આ દુનિયાની સપાટી ઉપર એક સર્વોત્તમ ધર્મ છે.

હેલન—બેન! એ બધું તો ઠીક. પણ એતો બતાવો કે ઇસ્લામ ધર્મ કેવો છે? તમે પ્રસંગોપાત તેના વખાણ કરતા હોવાથી તે સંબંધે કાંઇ જાણવાની મને જીજ્ઞાસા થઇ છે. અમારા ધર્મગુરૂઓ કહે છે કે મુસલમાનો અતિ જુલમી અને ઘાતકી હોય છે. શું એ સત્ય છે?

ફ્લોરા—નહિ! નહિ! કદી નહિ! ઇસ્લામ એક મહાન અને સર્વોત્તમ ધર્મ છે. તેના સિદ્ધાંતો ઘણાજ ઉત્તમ અને મનન કરવા યોગ્ય છે. અને તે એટલે સુધી કે તેના ઉત્તમ સિદ્ધાંતો બીજા ધર્મમાંથી ભાગ્યેજ મળી આવશે. તે બતાવે છે કે ખુદા એકજ છે, તેનો કોઇ શરીક નથી. અને આ જગતના લોકોને તેણેજ ઉત્પન કર્યા છે. તેથી લોકોએ ઉમન્ન થએલી વસ્તુની ભક્તિ નહિ કરતાં અહરનિશ ઉમન્ન કરનારનીજ ભક્તિ કરવી જોઇએ. વળી તે અરસ્પરસ સંપ રાખવાનો ઉપદેશ આપે છે. તેના નિયમો પવિત્રતા અને ખુદાતાલાની શ્રેષ્ટા ઉપરજ ઘડાએલા છે. તેથી તેના અનુયાયીઓ પ્રાર્થનાને માટે ઘણા સ્વચ્છ અને પવિત્ર રહે છે. તેઓ બીજા લોકોની પેઠે ભક્તિગૃહોમાં ગમે તેવી સ્થિતિમાં જતા નથી. પરંતુ હાથ મોઢું ધોયા પછી સ્વચ્છ થઇનેજ જાય છે. વળી તેમની પ્રાર્થનામાં જગતપ્રચાલક અને તેના મહાન પેગમ્બર સલ્અમ સિવાય અન્ય કોઇપણ વ્યક્તિનું નામ આવતું નથી. આ ઉપરથી તમને જણાશે કે તેઓ માત્ર જગતકર્તાનીજ ભક્તિ કરે છે. વળી તેઓ પ્રત્યેક વર્ષમાં એક માસના અપવાસ રાખે છે. અને આખા આયુષ્યમાં શક્તિ અનુસાર એક કે વધુવાર મક્કાશરીફની હજ કરવા જાય છે. તદુપરાંત તેમની પુનદાન કરવાની વિધી પણ બીજાઓ

કરતાં શ્રેષ્ટ છે. તેને માટે પણ નિયમો અને સમય નિયુત થએલો છે. આ ઉપરથી તમને જણાશે કે મહાન ઇસ્લામ ધર્મ કેવો છે? તમે ઇસ્લામ સંબંધે જે કાંઇ કહ્યું તે માત્ર આક્ષેપ છે. ઇસ્લામના શત્રુઓએ મન્સવીપણે તેવાં કલ્પિત આક્ષેપો ઘડી કાઢયાં છે. અને તે સર્વાંશે અસત્ય છે. એ તો માણસની એક સાધારણ ટેવ છે કે પોતે જેવો હોય તેવો બીજાને પણ દેખે છે. કહેવત છે કે "જેને કમળો થયો હોય તે સઘળું પીળું દેખે" તેજ પ્રમાણે ઇસ્લામના વિરોધીઓએ પોતાના ધર્મમાં જે કાંઇ દોષ જોયું, તે મન્સવીપણે ઇસ્લામને આરોપણ કરી દીધું. પરંતુ પવિત્ર ઇસ્લામ તો તેવા દોષોથી તદ્દન મુક્ત છે.

હેલન—એન! તમે જે કાંઇ કહ્યું તે ઉપરથી એવું જણાય છે કે ઇસ્લામ ઉપર મૂકવામાં આવેલા આક્ષેપો સર્વાંશે ખોટાં અને કપોલ કલ્પિત છે. પણ વારૂ? ઇસ્લામીઓ કેટલા પેગમ્બરોને માને છે?

ફ્લોરા—આદમથી લઇને હઝરત મહમદ (સ. અ. વ.) પ્રયંત જેટલા પેગમ્બર[1] થયા છે; તે સર્વેને તેઓ માને છે.

હેલન—એન! આ શું કહો છો? શું તમે ઇસુ ખ્રિતસ્ને પણ

---

૧ જગત્‌ની ઉત્પતિ પછી જ્યારે લોકોમાં પાપકર્મો વધવા માંડયા, ત્યારે પાપીઓને સદ્‌ઉપદેશ આપી સત્ય માર્ગ ઉપર લાવવા માટે જગતકર્તાએ ઉપદેશકો મોકલ્યા. આ ઉપદેશકોને ફારસીમાં પેગમ્બર એટલે સંદેશો લાવનાર કહે છે. તેઓ જગતકર્તાનો સંદેશો લોકોને કહી સંભળાવી તેમને પાપકર્મો નહિ કરવાનો ઉપદેશ આપતા. ૬ ઠ્ઠા સૈકા સુધીમાં આવા એક લાખ અને એંસી હજાર પેગમ્બરો થઇ ગયાં છે. તેમાં સૌથી છેલ્લા, અને સર્વેથી શ્રેષ્ટ હઝરત મહમદ સ. અ. વ. છે.

પ્રયોજક.

પેગમ્બર તરીકે માનો છો? નહિ, નહિ, તે તો પ્રભુના પુત્ર હતા. તેમને વળી પેગમ્બર કોણ કહે છે?

ફ્લોરા— નહિ? મુસલમાનો એ વાતનો સ્વીકાર કરતા નથી. કેમકે તે અસંભવીત છે. પ્રત્યેક ધર્મ શાસ્ત્રમાં સ્પષ્ટ કહેલું છે કે ખુદા એકજ છે, તેને પુત્ર પુત્રાદિક કાંઇપણ નથી. જેમ તેને ઉત્પત્તિ નથી, તેમ લય પણ નથી. અર્થાત જેમ તેને આરંભ નથી તેમ અંત પણ નથી. તે અનાદિકાળથી છે, અને અનાદિકાળ પ્રયંત રહેશે. તેણે આ જગતના બધા મનુષ્યોને ઉત્પન કર્યાં છે. પરંતુ તેને ઉત્પન કરનાર કોઇ પણ નથી. તે જગતના સઘળા લોકોનું પાલન તથા રક્ષણ કરે છે. તેની શકિત અગાઢ છે. તે સર્વવ્યાપક છે તેની સરખામણી કોઇથી પણ થઇ શકે તેમ નથી. તે અનંતકોટી મનુષ્યો તથા પ્રાણીઓનું પોષણ કરે છે. આવી શકિત બીજા કોઇમાં નથી. આવી એક મહાન વિભુતીને પુત્ર હોય એ શું સંભવી શકે ખરૂં કે? બેન! એ બધી જોડી કાઢેલી વાતો છે.

હેલન—બેન! તમારૂં કથન મને તો સત્ય લાગે છે. વાહ! ઇસ્લામ ધર્મ તો ઘણો સારો છે.

ફ્લોરા—ખચિત! તેમાં કાંઇપણ સંદેહ નથી.

હેલન—બેન! અમારા કેટલાક ધર્માધ્યક્ષો સ્ત્રીલંપટ હોય છે, એ વાત હું આજ સુધી જાણતી નહતી. આજેજ મને તેની ખબર પડી.

ફ્લોરા—બેન! તમારૂં અનુમાન સત્ય છે. પરંતુ મુસલમાનોમાં આવી વાતોનો ઇસારો માત્ર પણ જોવામાં આવતો નથી. તેઓ ઘણા પવિત્ર અને સદવર્તનશીલ હોય છે.

હેલન—હશે! પણ જ્યારે મારી પ્રિયતમા ફ્લોરાએ ખ્રિસ્તી

ધર્મનો અંગીકાર કર્યો છે, ત્યારે ઇસ્લામ ધર્મના સારા નરસાપણાનો વિચાર કરવો શા કામનો? જો તે ખ્રિસ્તી ધર્મમાં આવી નહોત તો હું પણ ઇસ્લામનો અંગીકાર કરત.

ફ્લોરા—બેન! તમારી વાતો સાંભળીને મને ઘણું હાસ્ય ઉત્પન થાય છે. મારી સાથે પ્રેમ કરવાથી તમને શું મળશે. પ્રેમ કરો, કોઇ પુરૂષની સાથે કે જે તમારા સર્વે કોડ પુરા કરી શકે.

હેલન—બેન! મને તમારૂં મુખડું બહુ સુંદર દીશે છે. અને તેથીજ હું તમારા ઉપર મોહાસક્ત થઇ છું. તમારી સુચના ઠીક છે. અને જો હું લગ્ન કરીશ, તો તમારા જેવા મુખાકૃતિવાળા પુરૂષ સાથેજ કરીશ.

ફ્લોરા—બેન! તમને મારા જેવી મુખાકૃતિવાળો પુરૂષ ક્યાં મળશે?

હેલન—નહિ, મળે તો કાંઈ નહિ. પણ મેંતો એવો દ્રઢ નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી તેવો પુરૂષ ન મળે ત્યાં સુધી લગ્ન ન કરતાં, કૌમાર્યાવસ્થાજમાં રહેવું. તમારી સુંદર મુખાકૃતિ મને અતિ પ્રિય લાગે છે. અને તેથી બસ એજ ઇચ્છા થાય છે કે તમારા ગુલાબી ગાલોનું ચુંબન કર્યા કરૂં. બેન! પરમાત્માએ તમને પુરૂષ શા માટે ન બનાવ્યા?

ફ્લોરા—બેન હેલન! એવી વાત ન કરો. મને ઘણી શરમ લાગે છે, તમો મારામાં એવું તે શું જોયું કે જેથી આ પ્રમાણે ગાંડા થઇ ગયા છો?

હેલન—બેન! તમારૂં સૌંદર્ય મારૂં આકર્પણ કરે છે. હુંતો પણ જે કોઇ તમને જુએ તે કદી પણ આકર્પાયા વિના રહે નહિ. ખરૂં કહો બેન! આજ સુધી તમે કેટલા યુવકોને તમારા પ્રેમમાં મોહઘેલા બનાવ્યા છે?

એમ કહીને તેણે ફ્લોરાને દ્રઢાલિંગન આપ્યું. અને તેના કપાળ તથા લલાટ ઉપર ચુંબન કરવા લાગી. આવી ચેષ્ટાઓ ફ્લોરાને રૂચિ નહિ. તેથી તેણે બળપુર્વક હેલનને પોતાના પાશ્વમાંથી દુર કરીને કહ્યું, "બેન ! મને તમારી આવી ચેષ્ટાઓ જરાપણ ગમતી નથી." આ વાક્ય સાંભળીને હેલન પણ શરમાઇ ગઇ. અને પોતાની અયોગ્ય ચેષ્ટાને માટે પશ્ચાતાપ કરવા લાગી. અને થોડી વાર પછી હાથ જોડીને તેણે ફ્લોરાને કહ્યું, "બેન ! ક્ષમા કરો. મારો અપરાધ થયો છે. હવે પછી આવી ચેષ્ટા કદી પણ કરીશ નહિ."

હેલનના આ વાક્યે ફ્લોરાના અંતકરણ ઉપર ચમત્કારિક અસર નિપજાવી. અને પરિણામે તેણે તેને પોતાની પાસે બેસાડી. અને તેની સાથે પ્રેમપુર્વક વાતચીત કરવા લાગી.

હેલન—બેન ? શું તમારા સત્સંગનો આવો લાભ મને સદાએ મળશે ?

ફ્લોરા—નહી બેન ! આપણે થોડા સમયમાંજ વિખુટા પડીશું કેમકે, યુલિસીઝના દુષ્ટ પંજામાંથી રક્ષણ મેળવવા અર્થે મેં દેશાટન કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો છે.

હેલન—બેન! હું તમને ફરી કહું છું, કે આવા વિપરીત વિચારો ન કરો. તમારો વિયોગ મારાથી સહન થશે નહિ.

ફ્લોરા—બેન ! મેં ઘણા વિચારપૂર્વક કરેલો નિશ્ચય હવે હું ફેરવી શકતી નથી.

હેલન—બેન ! એવું ન કહો ! મારૂં કાળજું વિંધાઇ જાય છે. તમને અહીં કાંઇપણ ભય હોયતો મારી સાથે આવીને રહો. હું દરેક પ્રકારે તમારૂં રક્ષણ કરીશ.

ફ્લોરા—બેન ! તમારાથી કાંઇપણ થઇ શકશે નહિ. યુલિસીઝ તો હાથ પગ ધોઇને મારી પાછળ પડયો છે. તેની આગળ તમારા પિતાશ્રીનું પણ કાંઇ ચાલશે નહિં, બસ હવે તો મને એજ ઉપાય ઉચિત લાગે છે કે આ સ્થળનો ત્યાગ કરીને કોઈ બીજા સ્થળે ચાલ્યા જવું.

હેલન—બેન ! તમારૂં સૌંદર્યજ એવું છે કે યુલિસીઝ તો શું, પણ તમે જ્યાં જશો ત્યાં તમારી આવીજ સ્થિતિ થઈ પડશે. અર્થાત અનેક વિલાસી યુવકો તમારા સૌંદર્યમાં લુબ્ધ બનશે.

ફ્લોરા—બેન ! ગમે તેમ કરીને ત્યાં હું મારા શીળવ્રતનું રક્ષણ કરીશ.

હેલન—બેન ! મારા ઉપર દયા કરીને અહિંથી જવાની વાત ન કરો. હું તો જાણતી હતી કે આખા આયુષ્ય પ્રયંત આપણે સાથે રહીશું. પણ તમે તો અહીં મને એકલી મૂકીને ચાલ્યા જવાની વાતો કરો છો.

ફ્લોરા—બેન હેલન ! તમે મારા અંતકરણનું દુઃખ જાણતા નથી અને તેથીજ આવી વાતો કરો છો. યુલિસીઝે મારી પાસે અયોગ્ય માગણી કરી છે, તે દિવસથી મારા અંતકરણમાં ભયનો સંચાર થયો છે. અને રાત દિવસ તેનાજ વિચારો આવ્યા કરે છે. એટલુંજ નહિ પણ હવે તો હું એવી કંટાળી ગઇ છું કે, આવા સંકટોમાંથી બચવા માટે આપઘાત કરવાની ઇચ્છા થાય છે. હાય ! મારા ભાગ્યમાં આવું કયાં લખ્યું હતું ?

હેલન—બેન ! હું આજ સુધી જાણતી ન હતી. કે યુલિસીઝ આવો નિર્દય અને વ્યભિચારી માણુસ છે. હું તેને એક મહાત્મા જેવો જાણતી હતી. પણ તેતો દુરાત્મા નિકળ્યો. પણ હવે તમે મારી સાથે

રહેવાનું કબુલ કરો. હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે તેના હાથમાંથી અવસ્ય તમારૂં રક્ષણ કરીશ. હું મારા પ્રાણ આપીશ. પણ તમારા શીળવ્રતનું ભંગ થવા દઇશ નહિ.

ફ્લોરા—બેન! એ તમારો દુરાગ્રહ છે. જ્યારે તમારા પિતા પોતે યુલિસીઝના અંગત સ્નેહી છે, ત્યારે તમે મને તેના હાથમાંથી કેવી રીતે બચાવી શકશો?

આટલું આટલું સમજાવ્યા છતાં જ્યારે ફ્લોરા આગળ પોતાનું કાંઇ પણ ન ચાલ્યું. ત્યારે હેલન જોરથી રૂદન કરવા લાગી. અને રડતાં રડતાં તેણે ફ્લોરાને દ્રઢાલિંગન આપ્યું. કેટલીકવાર સુધી તેઓ આવીજ સ્થિતિમાં બેસી રહ્યા, અને પછી પોતાની મેળેજ મનવાળીને હેલન પોતાને ઘેર ગઇ.



# પરિશિષ્ટ ૨ જું.

## અપરાધીઓની શોધખોળ.

કાઝીસાહેબે અપરાધીઓને શોધી કાઢવા માટે ગમે તેટલા પ્રયત્નો કર્યા છતાં તેમાંના એકનો પણ પત્તો ન લાગ્યો. પરંતુ એટલું તો જણાયું કે યુલિસિઝની હિલચાલ વિષે કોરડોવાની સમસ્ત ખ્રિસ્તી પ્રજા સંપુર્ણ માહિતગાર હતી, એટલુંજ નહિ, પણ ખ્રિસ્તી ધર્માધ્યક્ષો, અને સાધુઓ પણ એ વાત તો જાણતાજ હતા કે તે ફ્લોરાને દેવળમાં લાવ્યો હતો, પણ તે તેને સાથે લઇને ત્યાંથી કયારે નાશી ગયો, અને ક્યાં નાશી ગયો, તે વિષે કોઈ કાંઇ પણ જાણતું ન હતું. ઝિઆદના ઘરમાંથી નિકળીને ફ્લોરા અને ફ્લોરેન્ડા કોરડોવાના મુખ્ય દેવળમાં આવી. અને ત્યાં કેટલાક કલાક રહી. આ બનાવ વિષે તો દેવળની સઘળી વ્યક્તિઓ માહિતગાર હતી, પરંતુ યુલિસિઝ તેમને ત્યાંથી અડધી રાત્રે કોઇ બીજા સ્થળે લઇ ગએલો હોવાથી તે વિષે કોઈ કાંઇ પણ જાણતું ન હતું. કેમકે તે સમયે દેવળના સઘળા માણસો ગાઢ નિદ્રાનો અનુભવ લઇ રહ્યા હતા. તદુપરાંત ભેદનો સ્ફોટ થવાના ભયથી યુલિસિઝે તે વાત બીજા કોઇને કહી પણ ન હતી. તેથી દેવળના માણસો રાજસેનાને તેનો પત્તો આપી શકયા નહિ. હા! પણ કેટલાક ખાસ માણસો દ્વારા એ વાત જાણવામાં આવી કે યુલિસિઝ, અને તેની સાથેની ઉભય યુવતીઓ શિતળઋતુ પુરી થતાં સુધી ફ્રાંસ અને સ્પેનની વચ્ચે આવેલા પીરીનીઝ પર્વતની ઘાટીઓમાં રહેશે. અને શિતળઋતુ પુરી થયા પછી

ગ્રિષ્મઋતુના આરંભમાં બરફ પડવાનું બંધ થતાંજ તેઓ ફ્રાંસની સરહદમાં ચાલ્યા જશે. વળી એક વૃદ્ધા કે જે યુલિસિઝની સાથે ગાઢો પરિચય ધરાવતી હતી, અને તેના ઘણાખરા ભેદો વિષે માહિતગાર હતી, તેણે તો એટલે સુધી કહ્યું કે તેઓ હાલમાં સ્પેન અને ફ્રાંસની સરહદ ઉપર આવેલા પહાડી પ્રદેશમાં હશે. કેમકે તે સિવાય તેમને માટે બીજું એક પણ સુરક્ષિત સ્થળ નથી.

દેવળના માણસોએ આટલી આટલી બાતમીઓ આપ્યા છતાં, શાહી સેનાના જાણવામાં કોઇ એવી વાત ન આવી કે જેથી તેઓ અપરાધીઓને સત્વર પકડી શકે; અથવા તે કાર્ય તેમને માટે સુગમ થઇ પડે. આવી સ્થિતિને લીધે માત્ર યુલિસિઝને સમસ્ત સ્પેન દેશના મુખ્ય ધર્માધ્યક્ષના પદ ઉપરથી પદચ્યુત કર્યા સિવાય કાઝીસાહેબ તેને બીજી કાંઇ પણ શિક્ષા કરી શકે તેમ ન હતું. જ્યારે તેનો કાંઇ પત્તોજ ન હતો, ત્યારે શિક્ષા તે ક્યાંથી થાય? આવા કારણથી કાઝી સાહેબે યુલિસિઝને નામદાર અમીર તરફથી સમસ્ત સ્પેન દેશના મુખ્ય ધર્માધ્યક્ષની જે ઉપાધિ મળી હતી, તેના ઉપરથી તેને પદભ્રષ્ટ કર્યો. અને તેના સ્થાને કોઇ બીજા પાદરીને પસંદ કરવાની ખ્રિસ્તી પ્રજાને સુચના કરી. આ પ્રકારની ગોઠવણ કરીને તેમણે કેદ પકડાઈ આવેલા સઘળા પાદરીઓ અને કુમારીકાઓને કારાગ્રહની શિક્ષામાંથી મુકત કર્યા.

ફ્લોરાનું હરણ થયું, તે સમયે સ્પેનની ઇસ્લામી પ્રજામાં ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાનો જે જુસ્સો ઉત્પન થયો હતો, તે વખત જતાં ધીમે ધીમે ઓછો થતો ગયો. અને છેવટે સદંતર નષ્ટ થઇ ગયો. તેથી પ્રારંભમાં તેમના તરફથી બળવાની જે ધાસ્તી રખાતી હતી, તે પણ લય પામી.

આ પ્રમાણે થવાના મુખ્ય બે કારણ હતા. એકતો એ કે તેમની ઇચ્છાનુસાર શાહી લશ્કરે અપરાધીઓને પકડવાને પોતાના બનતા સઘળા પ્રયાસ કર્યા હતા. બીજું કારણ એ હતું કે યુલિસિઝની શિક્ષાનુસાર કોરડોવાના ખ્રિસ્તિઓ એક પછી એક કાઝીસાહેબ સમક્ષ આવીને ઇસ્લામના મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દોનો પ્રયોગ કરતા હતા, અને પરિણામે ધર્મપરાયણ મુસલમાનોને હાથે માર્યા જતા હતા. આવા બનાવો લાંબા સમય પ્રયંત બનતા રહ્યા. અને તે દરમ્યાન પ્રત્યેક દિવસે ખ્રિસ્તિઓના ટોળે ટોળાં કાઝી સાહેબની પાસે આવીને, ઇસ્લામના મહાન ઉપદેશકને માટે અપશબ્દો ઉચ્ચારતા. અને પરિણામે જોશીલા મુસલમાનોને હાથે માર્યા જતા. આ પ્રકારની નીચ હિલચાલમાં કેટલીક સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો. અને તેમની સંખ્યા પુરૂષો કરતાં વિશેષ હતી. આ પ્રકારના વિચિત્ર બનાવોથી સ્પેનની ઇસ્લામી પ્રજા ઘણી ઉશ્કેરાઈ ગઈ હતી. અને તેવા અપરાધીઓને ઉચિત શિક્ષા કરવાની તિવ્ર ઉત્કંઠા ધરાવતી હતી. તેથી જે ખ્રિસ્તિ તેમની સામે આવીને, તેમના મહાન ઉપદેશકને માટે અપશબ્દનો પ્રયોગ કરતો, તેનો તરતજ વધ કરવામાં આવતો હતો. આ પ્રકારની નીચ હિલચાલ લાંબા સમય પ્રયંત ચાલુ રહ્યાથી મુસલમાનોમાં ગુસ્સાની લાગણી સામાન્ય રીતે ઉશ્કેરાઇ ગઇ. અને પરિણામે તેઓ અપરાધીઓ ઉપર વૈર લેવાને ઉદ્યુક્ત થયા. આ પ્રમાણે તેમની લાગણીના પ્રવાહે એક નવિનજ માર્ગ ગૃહણ કર્યાથી, ફ્લોરાના હરણવાળી વાતને તેઓ સદંતર વિસરી ગયા.

તદુપરાંત જેમ જેમ દહાડા જતા ગયા; તેમ તેમ ખ્રિસ્તી પ્રજાનો ધર્મને માટે પ્રાણાર્પણને કરીને આત્મોત્સર્ગ કરવાનો જુસ્સો મંદ પડતો ગયો. અને છેવટે સદંતર વિનિષ્ટ થયો. અને

તેની સાથે આ બીજા કારણથી ખ્રિસ્તી પ્રજા ઉપર વેર લેવાની જે મનેચ્છાઓ ઇસ્લામી પ્રજાના અંતઃકરણમાં ઉદ્‌ભવી હતી, તે પણ લય પામી. અને પરિણામે તેઓ વેર લેવાની વાત ભૂલી ગયાથી દેશમાં પૂનઃ શાંતિ પથરાઇ ગઈ. આ પ્રમાણે પરિસ્થિતિ શાંત થયા પછી કાઝીસાહેબે ઉપરોકત બનાવ વિષે તપાસ કરી તો જણાયું કે જે ખ્રિસ્તીઓ ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાને ઉધુકત થયા હતા, તેમાં મુખ્યત્વે કરીને સ્ત્રીઓની સંખ્યા વિશેષ હતી. પ્રથમ તો કાઝીસાહેબ આ વાતનો કાંઇપણ ભેદ જાણી શકયા નહિ. પરંતુ દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરતાં તેમને જણાયું કે સ્ત્રીઓ મોટા ભાગે અશિક્ષિત, અને અજ્ઞાન હોવાથી તેઓ પ્રપંચીઓની કપટજાળમાં પુરૂષો કરતાં મોટા પ્રમાણમાં અને સત્વર સપડાઇ જાય છે, અને તદનુસાર યુલિસિઝના અનુચિત ઉપદેશે પણ મોટા ભાગે સ્ત્રીઓ ઉપરજ અસર કરી હશે. અને પરિણામે તેઓ તેના જેવા એક મોટા ધર્માધ્યક્ષની અવજ્ઞા નહિ કરવાના હેતુથી પ્રાણાર્પણ કરવાને ઉધુકત થઇ હશે. તદુપરાંત કેટલાક ધર્માધ્યક્ષો પોતાની વિષયલાલસા તૃપ્ત કરવા અર્થે દેવળને અર્પણ થએલી કુમારીકાઓ સાથે જે વહેવાર ચલાવતા હતા, તેથી કંટાળી જઇને તેમાંની કેટલી આ પ્રમાણે મરવાને તૈયાર હોય. એ પણ સંભવીત છે.

પ્રાચીન સમયમાં હિંદુ સ્ત્રીઓ નિજ સ્વામીના મૃત્યુ પછી તેના શબની સાથે ચિતામાં બળી મરતી હતી. અને તેવી રીતે પોતાના પતી પાછળ દેહાર્પણ કરનાર સ્ત્રીઓને આજે પણ "સતી"ના નામથી ઓળખવામાં આવે છે. તેઓ કાંઇ રાજી ખુશી કે સ્વેચ્છાથી દેહપાત કરતી ન હતી. પણ ભવિષ્યમાં આવી પડનારી અનેક સંભવિત આપદાઓમાંથી બચવા માટેજ તેમને બળી મરવું પડતું

હતું. અને તેવીજ રીતે પોતાના ભ્રષ્ટ જીવનથી કંટાળીને કેટલીક ખ્રિસ્તિ રમણીઓ પણ યુલિસિઝના ઉપદેશાનુસાર ધર્મને બ્હાને દેહઅર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાને તૈયાર થઇ હતી.

ઉપર્યુક્ત બનાવ બન્યો તે સમયે મુસલમાનો પણ ઘણા ઉશ્કેરાઇ ગયા હતા. અને તેઓ અપરાધીઓને દેહાંતદંડની શિક્ષા કરીને તેમની માલમતા લુટી લેવાને માટે આતુર હતા. પણ ના. અમીરની બીક અને કાઝીસાહેબની કાર્યદક્ષતાને લીધે તેઓ કાંઇપણ કરી શક્યા નહિ.

પ્રજાની આવી ઉશ્કેરાયલી સ્થિતિ જોઇને કાઝી સાહેબે પોતાના માથેથી જોખમ ઉતારવાના હેતુથી તે સમયના સ્પેનિશ રાજકર્તા દ્વિતીય અબ્દુર્રહેમાનને સઘળી બીના નિવેદન કરીને કહ્યું. “ નામદાર સુલતાન ? યુલિસિઝે ફ્લોરાનું હરણ કર્યાથી, અને કેટલાક ખ્રિસ્તિઓએ આદરેલા અયોગ્ય આચરણથી મુસલમાનો ઘણા ઉશ્કેરાઇ ગયા છે, અને તેઓ ખ્રિસ્તિઓ ઉપર વૈર લેવાની ઇચ્છા રાખે છે. માટે જો તેમને શાંત પાડવામાં નહિ આવે તો આખા રાજ્યમાં સ્થળે સ્થળે બળવો થવાની ધાસ્તી રહે છે, એટલુંજ નહિ પણ જો ખ્રિસ્તિઓ અને ઇસ્લામીઓ યુદ્ધ કરશે તો તેનું પરિણામ ઘણું વિપરિત આવશે. માટે પ્રાંતિક રાજકર્તાઓને એવી આજ્ઞા કરવી જોઇએ કે તેઓ પોતાની સરહદમાં શાંતિ જાળવી રાખવાની વ્યવસ્થા કરે. અને પોતાની મેળે પ્રાણ આપવા આવનાર ખ્રિસ્તિ સિવાય બીજા કોઇના પ્રાણની હાની કરે નહિ. તેની સાથે એ પણ લખવું જોઇએ કે જો તેઓ શાહી-ફરમાનની અવજ્ઞા કરીને કોઇ નિર્દોષ ખ્રિસ્તિના પ્રાણ લેશે તો તેમને ઘટિત શિક્ષા કરવામાં આવશે.”

અબ્દુર્રહેમાનને આ શિખામણ ઘણી પસંદ પડી. અને તદનુસાર

તેમણે પ્રત્યેક પ્રાંતિક રાજ્યાધિકારિને પોતાની સરહદમાં શાંતિ જાળવી રાખવાનું ફરમાન મોકલ્યું.

આ યોજના સર્વાંશે સફળ થઇ. અને પરિણામે ઉશ્કેરાયલા મુસલમાનો કાંઇ પણ અયોગ્ય પગલું નહિ ભરતાં ગુપચુપ બેસી રહ્યા. તોપણ જે ખ્રિસ્તિઓ પોતાની ઇચ્છાથી મુસલમાનોને હાથે મરવાને માટે આવતા, તેમની અભિલાષા પુરી કરવામાં આવતી હતી. જ્યારે નિર્દોષ ખ્રિસ્તિઓએ જોયું કે માત્ર અપરાધીઓનેજ તેમના અપરાધ બદલ શિક્ષા કરવામાં આવે છે, ત્યારે તેઓ કાંઇ પણ અયોગ્ય પગલું નહિ ભરતાં શાંત રહ્યા. આ કારણથી તેમને ઇસ્લામી રાજ્યસત્તા સામે ઉશ્કેરવાની યુલિસિઝની યુક્તિ સર્વાંશે નિષ્ફળ ગઇ.

આ પ્રમાણે જો કે નગરની સ્થિતિ તો સુધરી ગઈ પણ હજી ઝિઆદની સ્થિતિ પહેલાંના જેવીજ છે. અને તેમાં કાંઇ પણ પરિવર્તન થયું નથી. અત્યાર સુધી તો તેને એવી આશા હતી કે શોધખોળ કરવાથી અપરાધીઓ અવશ્ય પકડાઈ જશે. અને કાઝીસાહેબ પણ તેને તેવુંજ આશ્વાસન આપતા હતા. પરંતુ જ્યારે બારીક શોધ કર્યા પછી પણ અપરાધીઓની ભાળ ન લાગી. અને કેદ કરવામાં આવેલા ખ્રિસ્તિઓને છોડી મૂકવામાં આવ્યા, ત્યારે તે ઘણો નિરાશ થયો. અને પોતાની બેનને ફરી મળવાની તેને કાંઇ પણ આશા રહી નહિ. ફ્લોરાને પોતાના ઘરમાં લાવવાની તેની ઇચ્છા ન હતી. કેમકે તેની કલ્પના પ્રમાણે તે ભ્રષ્ટ થએલી હોવાથી એક પ્રતિષ્ઠિત મુસલમાનના ઘરમાં રહેવાને માટે લાયક ન હતી. ફ્લોરાને માટે તેનો આવો અભિપ્રાય હોવા છતાં તે તેને છેક ભૂલી ગયો ન હતો. તેની ભોળી અને મનોરમ્ય આકૃતિ તેના નેત્રો સમક્ષ નિરંતર રમ્યા કરતી હતી.

તેની પ્રિતિ પોતાના અંતઃકરણમાંથી કાઢી નાખવા માટે તે ઘણો પ્રયત્ન કરતો હતો, પરંતુ કોઇ પણ રીતે તેને ભૂલી શકતો નહિ. આ પ્રમાણે જ્યારે તે ફ્લોરાને કોઇ પણ રીતે વિસારી શક્યો નહિ; ત્યારે તેણે પોતાના વિચારનો પ્રવાહ બીજી દિશામાં બદલી નાખતાં કહ્યું. " મારે શા માટે ફ્લોરા ? ઉપર દોષારોપણ કરવો જોઇએ? જો મેંજ ફ્લોરેન્ડા સાથે લગ્ન કરીને તેના ઉપર હદ ઉપરાંત વિશ્વાસ રાખ્યો ન હોત તો તે કદી પણ નાશી જવાને શક્તિમાન થાત નહિ. વાસ્તવિક રીતે જોતાં ઉક્ત બનાવ મારા ભોળપણ, અને ફ્લોરેન્ડાની કપટકળાનેજ આભારી છે. તેથી ખરી રીતે જોતાં મારે ફ્લોરેન્ડાનેજ શિક્ષા કરવી જોઇએ. પણ તે છે ક્યાં ? હાય ફ્લોરેન્ડા ! જો તું મને મળી જાય તો મારી તિક્ષણ અસીને તારા અપવિત્ર રક્તનું બળીદાન આપીને મારા બળેલા અંતઃકરણને શાંત કરૂં. ઓ નીચ ! જ્યાં સુધી તારા અપવિત્ર રક્તથી મારી તલવારને રંગીશ નહિ, ત્યાં સુધી કોઈ પણ રીતે મને શાંતિ થવાની નથી. એમ ન જાણતી કે તું મારા હાથમાંથી છટકી ગઈ છે. છટકીને ક્યાં જનાર છે ? યાદ રાખ ! કે હું પણ તારી પાછળજ ફરૂં છું. જ્યાં તું જશે, ત્યાં હુ પણ આવીશ. તારી શોધમાં આકાશ પાતાળ એક કરી નાખીશ, પણ તને તો મૂકીશ નહિ. જો તું પાતાળમાં જશે, તો હું પણ ત્યાં આવીશ. અને જો તું આકાશમાં જશે તો ત્યાં પણ આવીશ. પરંતુ કોઇ પણ રીતે તારી પૂઠ મૂકીશ નહિ. હવે હું પણ જોઉં છું કે તું ક્યાં સુધી મારા હાથમાં આવતી નથી. "

આ પ્રમાણે તે ફ્લોરેન્ડાનાજ વિચાર કરી રહેલો હોવાથી તેને એવો ભાસ થયો કે જાણે મુર્તિમંત ફ્લોરેન્ડા તેની સામે આવીને કહે છે " ઓ મુખ ઝિઆદ ! તું મને કેવી રીતે પકડી શકીશ ? જ્યારે હું તારા ઘરમાં હતી, ત્યારે તું મને પકડી શક્યો નહિ, તો હવે શું

પકડી શકવાનો હતો ? માટે મને પકડવાનો વિચાર મૂકી દે. હું તારે હાથે કદી પણ પકડાઇશ નહિ.”

આવા કલ્પિત વિચારોએ પણ ઝિઆદના અંતઃકરણમાં ક્રોધની તિવ્ર લાગણી ઉત્પન્ન કરી. તેથી તે પોતાના પ્રતિપક્ષીઓને ઉચિત શિક્ષા કરવાના વિચાર કરવા લાગ્યો. તેના અંતઃકરણમાં વૈરાગ્નિ ધુંધવાઇ રહ્યો હતો. આવી સ્થિતિમાં તેને ઘરમાં બેસવાનું પણ ગમતું ન હતું. તેથી તે આખો દહાડો આમતેમ ભટક્યા કરતો હતો. અને જ્યારે ભટકી ભટકીને થાકી જતો, ત્યારે કાઝીસાહેબની પાસે જઈ બેસ્તો. કાઝીસાહેબ પણ તેના ઉપર પોતાના પુત્ર સમાન હેત રાખતા હતા. અને તેની દુઃખદ સ્થિતિમાં ભાગ લઇને, તેને ઉચિત આશ્વાસન આપતા હતા.

સમસ્ત કોરડોવા નગરમાં શોધ કર્યા છતાં જ્યારે અપરાધીઓનો પત્તો ન લાગ્યો, ત્યારે ઝિઆદ ઘણો નિરાશ થઈ ગયો. અને કેટલાક દિવસ સુધી તો તેણે અન્ન જળ સરખું પણ લીધું નહિ. કાઝીસાહેબ તેને પ્રસંગોપાત આશ્વાસન આપતા, પરંતુ કોઇ પણ રીતે તેના મનનું સમાધાન થતું નહિ. આવી સ્થિતિમાં તેણે એક દહાડો કાઝીસાહેબની પાસે જઇને કહ્યું: “ કાઝીસાહેબ ! આપે ગમે તેટલી શોધ કર્યા છતાં અપરાધીઓનો કાંઇ પત્તો ન લાગ્યો. તેથી કોઈ પણ રીતે મારૂં વૈરાગ્નિ શાંત પડતું નથી. માટે આપજ બતાવો કે હવે મારે કરવું શું?”

કાઝીસાહેબ—ઝિઆદ ! હવે આ બાબતમાં માત્ર ધીરજ રાખ્યા સિવાય બીજો એક પણ ઉપાય નથી. તેમ છતાં હું હજી પણ યુલિસિઝની શોધખોળ કરૂં છું, અને તે કામને માટે મેં કેટલાક જાસુસો નિમ્યા છે. એટલુંજ નહિ પણ તેમણે પોતાના કાર્યનો આરંભ પણ

કરી દીધો છે. અને તેમને આરોપીઓની ભાળ લાગતાંજ તેઓ મને તે વિષે ખબર આપશે.

ઝિઆદ—કાઝીસાહેબ ! માત્ર કોરડોવામાંજ શોધખોળ કરવાથી શું વળશે ? આ નગરમાં તો આપણે તેમની બારીક શોધખોળ કરી. તેમ છતાં તેમનો પત્તો લાગ્યો નથી. વળી એવું પણ સાંભળવામાં આવ્યું છે કે તેઓ પીરીનીઝના પહાડી પ્રદેશમાં નાશી ગયા છે. તેથી મારી સલાહ એવી છે કે આપણે તેમની તપાસ ત્યાં પણ કરવી જોઇએ.

કાઝીસાહેબ—ઝિઆદ ! એ તમારી ભુલ છે. તમે શા આધારથી કહો છો કે તેઓ પીરીનીઝના પહાડી પ્રદેશમાંજ નાશી ગયા છે ? અને જો તમારૂં કહેવું સત્ય હોય તો પણ આ સમયે ત્યાં લશ્કર મોકલવાનું કામ્ર અશક્ય છે. કેમકે હમણા શિતળ ઋતુ પ્રચલિત હોવાથી ઉક્ત પહાડી પ્રદેશના સઘળા માર્ગો બરફથી આચ્છાદિત થએલા છે. તદુપરાંત ત્યાંના પર્વતો પણ એવા તો વિશાળ અને ખડબચડા છે કે તેમના ઉપર ચઢવાનું કામ ઘણું કઠણ છે. વળી તેમાં અસંખ્ય ગુફાઓ હોવાથી અપરાધીઓને છુપાઇ રહેવાનું કામ ઘણું સુગમ થઇ પડે છે. તેથી જો આપણા અપરાધીઓ પણ ત્યાંજ ભરાઇ રહ્યા હોય તો તેમને પકડવાનું કામ હાલમાં અશક્ય છે. આ કારણથી હમણા ત્યાં સૈન્ય મોકલવાનું ઉચિત નથી.

ઝિઆદ—કાઝીસાહેબ ! આપનું કહેવું યથાર્થ છે. ત્યાં જવાને માટે ગમે તેટલી અડચણો હોય, તોપણ હું અપરાધીઓની શોધમાં ત્યાં ગયા વિના રહીશ નહિ. જો તેઓ મળશે તો ઠીક છે, નહિ તો મને એટલોજ સંતોષ થશે કે તે મેં તેમની શોધ કરવામાં કાંઇપણ કચાસ રાખી નથી. જ્યાં સુધી હું મારા શત્રુઓને તેમના દુષ્કર્મો બદલ

ઉચિત શિક્ષા કરીને મારૂં વૈરાગ્નિ તૃપ્ત કરીશ નહિ, ત્યાં સુધી મને કોઇ પણ રીતે શાંતિ વળવાની નથી.

કાઝીસાહેબ—ઝિઆદ ! તમારી આ યોજના ભૂલભરેલી છે, તેથી હાલમાં હું તમને ત્યાં જવા દઇશ નહિ. તેમ છતાં જો તમે મારી અવજ્ઞા કરીને ત્યાં જશો તો પણ તમને ઉક્ત કામમાં સફળતા મળશે કે કેમ એ શંકાસ્પદ છે. માટે મારી શિખામણ માનીને હાલમાં ત્યાં જવાનું બંધ રાખો. શર્દઋતુ પુરી થયા પછી તમારી ઇચ્છાનુસાર હું ત્યાં લશ્કર મોકલવાની વ્યવસ્થા કરીશ.

ઝિઆદ—આપનું કહેવું ઠીક છે. પણ મારો અંતરાત્મા તે વાત સ્વીકારવાની સાફ ના પાડે છે. શિયાળાની ઋતુ પુરી થતાં સુધી ધીરજ રાખીને અહિં બેસી રહેવું, અને અપરાધીઓને શિક્ષા ન કરવી, એ મારે માટે અશક્ય છે. માટે હું ગમે તેવા સંકટ સહન કરીને પણ ત્યાં જઇશ.

કાઝીસાહેબ—ઝિઆદ ! તમે આવો દુરાગ્રહ શા માટે કરો છો ? શું તમને મારૂં કથન ઉચિત લાગતું નથી ? હું ફરી પણ કહું છું કે હાલમાં ત્યાં જવાનું કામ ઘણું કઠણ છે. કેમકે રસ્તાઓ બરફથી આચ્છાદિત થએલા છે. માટે મારૂં કહ્યું માનીને શિયાળાની ઋતુ પુરી થતાં સુધી ત્યાં જવાનું બંધ રાખો.

ઝિઆદ—કાઝીસાહેબ ! હું યત્કિંચિત માત્ર પણ દુરાગ્રહ કરતો નથી. આપની આજ્ઞાનું પાલન કરવું એ મારૂં પરમ અને શ્રેષ્ટ કર્તવ્ય છે. એટલુંજ નહિ, પણ હું આપની પ્રત્યેક આજ્ઞા શિરોમાન્ય કરવાને તૈયાર છું. પરંતુ હાલમાં હું કોઇ પણ રીતે અહિં થોભી શકતો નથી. કેમકે તેમ કરવાને મારૂં અંતઃકરણ સાફ ના પાડે છે. આ વિષયમાં

આપની જે અવજ્ઞા થાય છે, તે બદલ મને ક્ષમા કરશો. જ્યાં સુધી દુષ્ટ યુલિસિઝ અને ફ્લોરેન્ડાને તેમના અપરાધો બદલ ઉચિત શિક્ષા કરૂં નહિ, ત્યાં સુધી એક સ્થળે બેસી નહિ રહેવાનો મેં મારા અંતઃકરણમાં દૃઢ નિશ્ચય કર્યો છે, માટે કોઇ પણ પ્રકારે હું ત્યાં જવાનોજ. આપના કહેવા પ્રમાણે જો તે પહાડી પ્રદેશના રસ્તાઓ બરફથી ઢંકાયલા હશે તો, જે રસ્તા ઉપર બરફ નહિ હોય તે રસ્તે જવાનું પસંદ કરીશ. પરંતુ જઇશ તો ખરો.

કાઝીસાહેબ—તો શું તમે એકલા જશો ?

ઝિઆદ—હા ! અહિંથી તો એકલોજ જઇશ. પણ તલૈતલા નગરમાં પહોંચ્યા પછી ત્યાંના રાજ્યાધિકારી અબદુર્ઉફને પોતાની સેના સહિત મારી સાથે આવવાની વિનંતી કરીશ. અને આશા છે કે તે મારી સાથે આવવાને ઇન્કાર કરશે નહિ.

કાઝીસાહેબ—ઝિઆદ ! મને આશા નથી કે તે આવી શિતળ ઋતુમાં તમારી ઇચ્છાનુસાર ચઢાઇ કરવાનું પસંદ કરે. કેમકે કેટલીક અનિવાર્ય અડચણોને લીધે તેમાં વિજય કરતાં પરાજય થવાનો વધારે સંભવ છે.

ઝિઆદ—કાઝીસાહેબ ! હું નથી માનતો કે અબદુર્ઉફ મને સહાયતા ન આપે ! તેમ છતાં જો તેમની મદદ નહિ મળે તોપણ મને આશા છે કે ત્યાં ગયા પછી હું કાંઇ બીજી ગોઠવણ કરી લઇશ.

આ પ્રમાણે કાઝીસાહેબે ઝિઆદને તેની યોજના પડતી મૂકવાને માટે ગમે તેટલો સમજાવ્યા છતાં, જ્યારે તે તેમની શિખામણનો અનાદર કરીને જવાને માટે ઉદ્યુક્ત થયો, ત્યારે કાઝીસાહેબે તેને વધુ સમજાવવાનું માંડી વાળ્યું. અને તેની યોજનામાં સમ્મત થઇને, તેને

મદદ આપવા માટે ઈસ્લામી સેનાધ્યક્ષને ભલામણ પત્ર લખ્યો. અને તે ઝિઆદને આપતાં કહ્યું: "ઝિઆદ ! આ પત્ર અબ્દુર્રઉફને આપજો. મને આશા છે કે મારો પત્ર વાંચીને તે તમને મદદ કર્યા વિના રહેશે નહિ."

કાઝીસાહેબે સેનાધ્યક્ષ ઉપર મોકલેલા પત્રમાં આ પ્રમાણે લખેલું હતું. "શ્રીયુત અબ્દુર્રઉફ ! મેં ઝિઆદને આ પત્રની સાથે આપની પાસે મોકલ્યો છે. માટે જો આપનાથી બની શકે તો તેને ત્યાંજ અટકાવી રાખી, આગળ વધવા દેશો નહિ. કેમકે ખ્રિસ્તીઓના પહાડી પ્રદેશ ઉપર ચઢાઈ કરવાનો તેનો વિચાર છે કે જે કાર્ય મારા અનુભવ પ્રમાણે આવી શીતળ ઋતુમાં તદ્દન અશક્ય છે. પણ જો તેને અટકાવવાનું નજ બની શકે તો તેને બનતી મદદ આપજો. હું તેના ઉપર પુત્ર સમાન પ્રેમ રાખું છું, એ વાત આપની જાણ બ્હાર તો નહિજ હોય, અને તમે પણ તેની સાથે તેવીજ રીતે વર્તશો એમ મને આશા છે."

કાઝીસાહેબે આ પ્રમાણે પત્ર લખીને ઝિઆદને આપ્યો. એટલે તે ઉક્ત પત્ર લઇને પોતાને ઘેર આવ્યો. અને પ્રવાસે જવાની તૈયારી કરવા લાગ્યો. જ્યારે આ વાત તેની દાસી મરિઅમના જાણવામાં આવી, ત્યારે તેણે તેને અટકાવવાનો, અને પ્રવાસે નહિ જવા દેવાનો ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ ઝિઆદ ઉપર તેની કાંઇ પણ અસર થઇ નહિ. જ્યારે તેણે કાઝી સાહેબ જેવાની શિખામણ ન માની, ત્યારે એક દાસીની શી વિસાત ? અર્થાત મરિઅમની શિખામણ ઉપર કાંઈ પણ લક્ષ આપ્યા વિના તેજ રાત્રે તેણે પ્રવાસની તૈયારી કરી. અને અરૂણોદય થતાંજ ઘરબાર મરિઅમને સોંપીને તલૈતલા પરત્વે પ્રયાણ કર્યું. સાંપ્રત સમયની પેઠે તે સમયે રસ્તાઓ સુરક્ષિત નહિ હોવાથી, લુટારાઓના ભયને

લીધે બળવાન રક્ષકો સાથે લીધા વિના, કોઇ પણ માણુસ એકલો પ્રવાસ કરી શકતો નહિ. પરંતુ ઝિઆદે તો તે વાતની પણ ચિંતા કર્યા વિના પોતાના પ્રવાસનો આરંભ કર્યો. અને અશ્વારૂઢ થઇને પશ્ચિમ દિશાનો માર્ગ લીધો. લાગલાગટ દસ દિવસ પ્રયંત પ્રવાસ કર્યા પછી અગ્યારમા દિવસે તે તલૈતલા નગરમાં આવી પહોંચ્યો. અને એક રાત્રે ધર્મ-શાળામાં થોભીને બીજા દિવસે પ્રભાતે ત્યાંના રાજ્યાધિકારી અબ્દુર્રઉફ પાસે ગયો.

સેનાધ્યક્ષનો મહેલ ઘણો ભવ્ય અને શુશોભીત હતો. અથવા બીજા શબ્દોમાં કહીએ તો રાજમહેલને પણ ટક્કર મારે તેવો હતો. કોર-ડોવામાં અમીર અબ્દુર્રહેમાન જેવા ઠાઠમાઠથી રહેતા હતા, તેવાજ ઠાઠમાઠથી અબ્દુર્રઉફ તલૈતલામાં રહેતા હતા. જેમ અમીરની દેવડી ઉપર સૈનિકો પહેરો ભરતા હતા, તેમ સેનાધ્યક્ષની દેવડી ઉપર પણ પહેરો ભરવામાં આવતો હતો. સેનાધ્યક્ષના પારાષદની ભવ્યતા જોઇને ઝિઆદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કાઝીસાહેબને ત્યાં તેને સેનાધ્યક્ષ સાથે ઘણીવાર પરિચય થએલો, પણ તે આવા બાદશાહી ઠાઠમાઠથી રહેતા હશે એવી કલ્પના સરખી પણ તેણે કરેલી નહિ.

સેનાધ્યક્ષના પારાષદની નિકટમાં આવી પહોંચતાંજ ઝિઆદે જોયું તો તેને જણાયું કે લગભગ સો સૈનિકો નાગી તલવાર સહિત ઉક્ત પારાષદની આસપાસ ચોકી કરી રહ્યાં છે. આ દ્રષ્ય જોઇને એક ડગલું પણ આગળ નહિ ભરતાં તે રસ્તા ઉપરજ ઉભો રહ્યો. પણ જ્યારે તેણે બીજા માણસોને અંદર જતા જોયા, ત્યારે તે પણ નિર્ભય બનીને તેમની સાથે અંદર ગયો. મહેલના અંદરનો ભાગ પણ બ્હારના જેવોજ શણગારેલો હતો. તેથી આશ્ચર્યચકિત થઇને તે મહેલની શોભા નિહાળવા લાગ્યો. એટલામાં એક પ્રહરીએ તેની પાસે આવીને

કહ્યુંઃ "મહાશય! આપ કોની વાટ જુઓ છો?" તેના પ્રશ્નનો પ્રતી ઉત્તર આપવાને બદલે ઝિઆદે તેને કાઝી સાહેબનો પત્ર આપ્યો. અને તે સત્વર અબ્દુર્રઉફને પહોંચાડવાની તેને ભલામણ કરી. એટલે તે પત્ર લઇને પ્રહરી ત્યાંથી મહેલમાં ચાલ્યો ગયો.

તેના ગયા પછી ભાગ્યેજ પાંચેક મિનિટ પસાર થઇ હશે, એટલામાં સેનાધ્યક્ષ પોતે ઝિઆદની સમક્ષ આવીને ઉભા રહ્યા. અને તેને યોગ્ય આદરસત્કાર આપીને મહેલમાં લઇ ગયા. સેનાધ્યક્ષની આવી મમતા બદલ ઝિઆદે તેમનો આભાર માન્યો. થોડીવાર સુધી આમ તેમની વાત કર્યા પછી ઝિઆદે મુળ મુદ્દાની વાતનો ઉલ્લેખ કરતાં કહ્યું "સરદાર સાહેબ! મારે આપનું એક કામ પડયું છે. અને આશા છે કે આપ મને તે કાર્યમાં યથોચિત સહાયતા આપશો."

અબ્દુર્રઉફ—મહાશય! આપને જે કહેવું હોય તે ખુશીથી કહો. હું આપને મારાથી બનતી દરેક મદદ આપવાને માટે તૈયાર છું.

ઝિઆદ આ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપે, તે પહેલાં તેમણેજ વિચાર કરીને કહ્યુંઃ "મહાશય! હું તમારા આગમનની મતલબ સમજી ગયો છું. કાઝીસાહેબે પણ મને તે વિષે લખ્યું છે. પરંતુ જ્યારે આપ આજેજ અહિં આવ્યા છો, ત્યારે બે દિવસ થોભી જાઓ. તે પછી આપણે આ બાબતનો વિચાર કરીશું."

ઝિઆદ—મહાશય! કૃપા કરીને મને અહિં રોકાવાનો આગ્રહ ન કરો. હું જે કાયને માટે અહિં આવ્યો છું, તે પુર્ણ કર્યા સિવાય મને શાંતિ થવાની નથી. માટે આપને જે કહેવું હોય, તે સત્વર નિવેદન કરો.

સેનાધ્યક્ષ—મહાશય! આવા ઉતાવળા શા માટે થાઓ છો?

ઝિઆદ—મહાશય ! ઉતાવળ એટલા માટેજ કરવી પડે છે કે અપરાધીઓ જેમ બને તેમ સત્વર પકડાઈ જાય. તેઓ પકડાય નહિ, ત્યાં સુધી મને શાંતિ વળવાની નથી.

સેનાધ્યક્ષ—પરંતુ આ ઋતુમાં તો તે સ્થળે ચઢાઇ લઇ જવાનું કાર્ય ઘણું કઠણ છે. માત્ર કઠણ છે, એટલુંજ નહિ, પણ તદન અશક્ય છે. કેટલીક અનિવાર્ય અડચણોને લીધે ત્યાં જતાં પહેલાં આપણી સેનાના અડધા માણસો તો રસ્તામાંજ મરી જશે. માટે કૃપા કરીને બે માસ વધુ ધીરજ ધરો. તેટલો સમય વીતી ગયા પછી અમે તમને બનતી દરેક મદદ આપીશું.

ઝિઆદ—મહાશય ! મારાથી તેટલી ધીરજ રાખીને અહિં બેસી રહેવાનું બનશે નહિ. તેથી જો આપ મને મદદ નહિ કરો તોપણ હું તો ત્યાં જઈશજ.

સેનાધ્યક્ષ—મહાશય ! આપનું કહેવું ઠીક છે. પણ મેં પહેલાં જે અડચણો આપને દર્શાવી છે, તે ઉપરાંત એક બીજી નવિન અડચણ પણ આપણા માર્ગમાં ઉપસ્થિત થએલી છે. અને તે એ છે કે અમીરની આજ્ઞા વિના કોઈ પણ સ્થળે ચઢાઈ લઇ જઇ શકાય નહિ. અને આ પ્રસંગે ના. અમીર ચઢાઇ કરવાની આજ્ઞા આપે એવો લેશ માત્ર પણ સંભવ નથી.

ઝિઆદ—મહાશય ! આપના આશ્રયની મને મોટી આશા હતી. અને તે હેતુથીજ હું અહિં આવ્યો હતો. પણ મારા હતભાગ્યે તે આશા નિષ્ફળ ગઇ છે.

સેનાધ્યક્ષ—મહાશય ! આપને નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. હું આપને દરેક પ્રકારની મદદ આપવાને માટે તૈયાર છું. પરંતુ

પ્રતિકુળ ઋતુને લીધે મને બીક છે કે કદાચ આપણે આપણું કાર્ય કરી શકીશું નહિ. અને તે કારણથીજ હું આપને અનુકુળ ઋતુ આવતાં સુધી અહિં થોભી જવાનું કહું છું.

ઝિઆદ—મહાશય ! આ સ્થળે હવે હું એક દિવસ પણ વધુ થોભી શકીશ નહિ. જો આપ મારી સાથે ન આવી શકતા હો તો હું એકલોજ જઇશ.

સેનાધ્યક્ષ—પણ હું આપને આવી રીતે એકલા જવા દઇશ નહિ. ખ્રિસ્તિઓ ઉપર ચઢાઇ કર્યા વિના, અને કાંઈ પણ મારફાડ કર્યા વિના, આપણા કાર્યમાં વિજય મેળવવાની મને એક નવિન યુક્તિ સુઝી છે. અને મને તો તે આના કરતાં પણ વધુ ઉચિત જણાય છે. ખ્રિસ્તિઓ ઉપર ચઢાઇ કરવા કરતાં આપણામાંના એક માણસે પાદરીના વેશમાં ત્યાં જઇને યુલિસિઝની શોધ કરવી. જો કે ઋતુ પ્રવાસને માટે પ્રતિકુળ છે, તો પણ એકલ ડોકલ વ્યક્તિ તો ત્યાં ઘણી સહેલાઇથી જઇ શકે છે. આ યુક્તિ અનુસાર કામ લેવાથી કદાચ આપણે યુલિસિઝનો પત્તો મેળવી શકીશું. પણ જો તેને બદલે આપણે ઉક્ત પ્રદેશ ઉપર ચઢાઇ કરીશું તો, આપણા જતાં પહેલાં તેઓ ત્યાંથી ફ્રાંસમાં નાશી જશે, અને જો તેમ થશે તો આપણે તેમને કદી પણ પકડી શકીશું નહિ. માટે મને તો ચઢાઈ કરવા કરતાં આ બીજી યુક્તિ વધુ સરળ અને કાર્ય સાધક લાગે છે, પછી તો જેવી આપની ઇચ્છા. ?

ઝિઆદ—મહાશય ! ખરેખર આપની યુક્તિ ઘણી સારી છે. પરંતુ ત્યાં જશે કોણ ? મારો કોઇ એવો મિત્ર પણ નથી કે જે મારે માટે આવો પરિશ્રમ ઉઠાવે. તેથી ત્યાં કોને મોકલવો એ વાતનો પણ નિર્ણય કરવો જોઇએ.

સેનાધ્યક્ષ—તમે નિશ્ચિંત રહો. હું તેને માટે બંદોબસ્ત કરીશ. અને મને આશા છે કે ઉક્ત કાર્ય કરી શકે એવો માણસ મને મળી આવશે.

ઝિઆદ—મહાશય! આપ મારા માટે પ્રસંગોપાત જે શ્રમ ઉઠાવો છો, તે બદલ હું આપનો આભાર માનું છું. જો આપ આ કાર્યની વ્યવસ્થા કરી શકતા હો તો થોડા દિવસ વધુ થોભી જવાને માટે હું તૈયાર છું. પણ સબુર! હું પોતેજ ત્યાં વેશ બદલીને જાઉં તો કેમ? કોઇ બીજા માણુસને તસ્દી આપવા કરતાં તે કામ મારે હાથે કરવાનું મને તો વધુ ઉચિત લાગે છે.

સેનાધ્યક્ષ—ઝિઆદ! આ વાત મને પસંદ નથી. તેથી હું તમને ત્યાં જવા દઇશ નહિ. શું તમે નથી જાણુતા કે ઉક્ત પહાડી પ્રદેશનો પ્રવાસ કેવો કઠણ છે? અને તેમાં પણ મુખ્યત્વે કરીને શિતળ ઋતુ ત્યાંના પ્રવાસ માટે કેવી પ્રતિકુળ છે? તદુપરાંત તમે આ પ્રદેશ-થી સર્વાંશે અપરિચિત છો, તો પછી આવા સંજોગોમાં તમે ત્યાં કેવી રીતે જઈ શકશો?

ઝિઆદ—મહાશય! હું તેવી મુશ્કેલીઓને યત્કિંચિત માત્ર પણ ગણુકારતો નથી. કેમકે "મન હોય તો માળવે જવાય" એ મહાન સુત્રને હું અનુસરનારો છું. તેથી ત્યાં જવાને માટે ગમે તેવી અડચણો હશે તોપણુ હું ત્યાં જઇશ.

સેનાધ્યક્ષ—ઝિઆદ! કાઝીસાહેબની આજ્ઞાનુસાર હું તમને અહિં-થી એકલા જવા દઇશ નહિ.

ઝિઆદ આ પ્રશ્નનો ઉત્તર આપવા જતો હતો એટલામાં સેનાધ્યક્ષે તેને અટકાવીને કહ્યું "મહાશય! આ વખતે મારે એક અગત્યનું

કામ હોવાથી બ્હાર જવાનો વિચાર છે. તેથી રાત્રે વાળુ કર્યા પછી આપણે આ વિષે વિચાર કરીશું. હા પણ તમારો સરસામાન ક્યાં છે?"

ઝિઆદ—મહાશય! આપ ખુશીથી પધારો. આપણે આજ રાત્રે ફરી મળીશું. મેં મારો સરસામાન ધર્મશાળામાં રાખ્યો છે.

સેનાધ્યક્ષ—ઝિઆદ! તમે સરસામાન ધર્મશાળામાં શા માટે રાખ્યો? કેમ અહિં લાવવામાં કાંઇ વાંધો હતો? મારા અનુચરને સાથે લઇ જઇને તેને અહિં ઉપડાવી લાવો.

આ પ્રમાણે કહીને તેમણે પોતાના એક અનુચરને બોલાવી, તેને ઝિઆદની સાથે જવાની આજ્ઞા કરી. એટલે ઝિઆદે તેમનો ઉપકાર માનતાં કહ્યું "મહાશય! આ વખતે મને ક્ષમા કરો. મારે કેટલુંક અગત્યનું કામ હોવાથી હમણા હું ધર્મશાળા તરફ જવાનો નથી. તેથી આપના અનુચરને અત્યારે સાથે લઇ જવાનું મારા માટે અશક્ય છે. માટે કૃપા કરીને તેને સાંજરે મોકલજો."

સેનાધ્યક્ષ—ઠીક! જેવી તમારી ઇચ્છા! તમારા કહેવા પ્રમાણે તેને સામાન લેવા માટે સંધ્યાકાળે મોકલીશ.

આ પ્રમાણે કહીને તે ઝિઆદને વિદાય કરીને બ્હાર ચાલ્યા ગયા.

જ્યારે ઝિઆદ સેનાધ્યક્ષના પારાષદની બ્હાર નિકળ્યો ત્યારે સેનાધ્યક્ષનો અનુચર તેની સામે આવ્યો. અને તેને નમસ્કાર કરતાં કહ્યું "સાહેબ! આ વખતે મને સાથે લઇ જઇને આપનો ઉતારો બતાવો. એટલે આપ કહેશો તે વખતે ત્યાં આવીને આપનો સામાન અહિં લઇ આવીશ" એટલે ઝિઆદે તેને પોતાનું સરનામું આપતાં કહ્યું "આ વખતે મારે એક અગત્યના કામ પ્રસંગે બ્હાર જવાનું હોવાથી તને સાથે લઇ જઇ શકતો નથી. માટે આ આપેલા સરનામા પ્રમાણે

સંધ્યાકાળે મારા ઉતારા ઉપર આવજો, આ પ્રમાણે કહીને તેણે નોકરને વિદાય કર્યો. અને પોતે એકલો ધર્મશાળા તરફ ચાલ્યો. રસ્તામાં જતાં જતાં તે અનેકાનેક તર્ક વિતર્ક કરતો હતો. ઘડીકમાં તે ફ્લોરાના પલાયન, અને ફ્લોરેન્ડાના કપટ વિષે વિચાર કરતો, તો ઘડીકમાં કોરડોવાના ખ્રિસ્તિ દેવળોની ઝડતી, અને સેનાધ્યક્ષે પોતાને આપેલા જવાબ વિષે વિચાર કરતો; અને તે વખતે નિરાશાજનક ઉદ્દગારો તેના મુખમાંથી અનાયાસે નિકળી પડતા હતા. આ પ્રકારની અનેક નિરાશાઓમાં આશાનું એક કિરણ તેને દેખાતું હતું. અને તે યુલિસિઝને પકડવા માટે સેનાધ્યક્ષે બતાવેલી યુક્તિનું પરિણામ હતું તેને ખાત્રી હતી કે આ યુક્તિ અવશ્ય સફળ થશે. આ પ્રકારના વિવિધ વિચારો કરતાં કરતાં તે ધર્મશાળામાં આવી પહોંચ્યો. અને સેનાધ્યક્ષની સુચનાએ તેના અંતકરણમાં કાંઇ નવીન ઉત્સાહ પ્રગટ કરેલો હોવાથી તે વિષે અનેકાનેક વિચારો કરતાં કરતાં તે ખાધાપીધા વિના પ્રયંક ઉપર સુઇ રહ્યો.

જોકે તે પગથી માથા સુધી ઓઢીને સુઇ રહ્યો હતો. પણ નિદ્રાના અભાવને લીધે સુતાં સુતાં પોતાની હિલચાલ વિષે વિચાર કરી રહ્યો હતો. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે મનમાંજ કહેવા લાગ્યો કે ખ્રિસ્તિઓ સામે જિહાદ ( ધાર્મિક યુદ્ધ ) કરવાની કાંઇપણ અગત્ય નથી. સેનાધ્યક્ષે બતાવેલી યુક્તિ ઘણી સારી છે. અને તે અવશ્ય સફળ થશે. માટે જો કોઇ માણસ પાદરીના વેશમાં તે પહાડી પ્રદેશમાં જાય તો ત્રણે અપરાધીઓ પકડાયા વિના રહે નહિ. પણ મારા તરફથી ત્યાં જાય કોણ? અને સેનાધ્યક્ષના કહેવા પ્રમાણે જો કોઇ વ્યક્તિ ત્યાં જાય તોપણ તે કાળજીપુર્વક અપરાધીઓની શોધખોળ કરે એ અસંભવીત છે. કેમકે તેને મારી એવી શી

ગરજ હોય કે તે મારા માટે અપરિમિત પરિશ્રમ ઉઠાવી પોતાનાં શરીરને કષ્ટ આપવાને માટે તૈયાર થાય. માટે આ કામ તો મારેજ કરવુંજ જોઇએ. અને તે મારા હાથેજ પાર પડશે. પણ હું ત્યાં જાઉં કેવી રીતે? કેમકે મેં રસ્તો પણ જોયો નથી. જો કોઈ માર્ગદર્શક ભોમીયો મળી જાય તો ત્યાં જવાનું સુગમ થઈ પડે. જો આ વાત સેનાધ્યક્ષને કહીશ તો કદાચ તે કોઈ માણુસને મારી સાથે મોકલશે ખરા. પણ કદાચ મને ત્યાં ન જવા દે તો પછી કેમ કરવું । માટે તેમને કહેવામાં કાંઇપણ સાર નથી. બસ હવે તો એજ નિશ્ચય કે ત્યાં એકલાજ જવું. હા. ઠીક યાદ આવ્યું. જો સેનાધ્યક્ષની પાસે જઇને ઉક્ત પહાડી પ્રદેશમાં જવાની રજા માગી હોત તો તે મને કદી પણ ત્યાં જવા દેત નહિ. કેમકે કાઝી સાહેબે તેમને તે વિષે ભલામણ કરી છે. અને તેથી ખરી રીતે જોતાં હું તેમના હાથમાં એક કેદી જેવો છું. અને ખરેખર જો તેમજ હોય તો હવે મારે અહિં વધુ સમય વ્યતિત ન કરવો જોઇએ નહિ. પણ જેમ બને તેમ સત્વર અહીંથી જવું જોઇએ. સંધ્યાકાળે સેનાધ્યક્ષનો અનુચર મારોસામાન લેવા આવશે. તે અહિં આવે તે પહેલાં મારે પસાર થવું જોઇએ. જો તે મને સેનાધ્યક્ષને ત્યાં લઇ જશે તો ત્યાંથી મારો છુટકો થશે નહિ. માટે જેમ બને તેમ જલદીથી પસાર થવું જોઇએ.

આ પ્રમાણે વિચાર કરીને તે એકદમ પથારી ઉપરથી ઉઠીને બેઠો થયો, અને શરીર ઉપર ઓઢેલી ચાદર દુર ફેંકી દઇને પ્રયંક ઉપરથી નીચે ઉતરી પડયો. અને ધર્મશાળાના રક્ષકોને યોગ્ય પારિતોષક આપ્યા પછી અશ્વારૂઢ થઇને તે પહાડી પ્રદેશ તરફ પ્રયાણ કર્યું.

કોણ જાણે શા કારણથી તે સેનાધ્યક્ષથી એટલો બધો ડરી ગયો હતો કે શહેરના દરવાજા બ્હાર નિકળતાંજ તેણે ઘોડો અતિ વેગથી દોડાવી મૂકયો. અને પાંચ કોસનો પ્રવાસ કર્યો ત્યાં સુધી ઘડીએ ઘડીએ

પાછળ ફરીને જોતો હતો. તલૈતલાથી છ માઈલ દુર ગયા પછી તેણે એક ગામમાં મૂકામ કર્યો. અને ઘોડો ધર્મશાળાના રક્ષકને સોંપીને પેટની પૂજા કરવામાં પ્રવર્ત થયો. જમીને પરવાર્યા પછી તે ગામમાં ફરવાને માટે નીકળ્યો. અને એક વેપારીની દુકાનેથી પાદરીના જેવો પોશાક અને તેને લગતો સામાન ખરીદીને ઘેર આવ્યો. આ ગામમાં તેણે ચોવીશ કલાક વીતાડયા. બીજા દિવસે સવારે તે પહાડી પ્રદેશ તરફ પ્રયાણ કર્યું. અને માર્ગમાં એક એકાંત સ્થળે ઘોડા ઉપરથી ઉતરીને વસ્ત્ર બદલી લીધા. પછી પોતાના વસ્ત્રો એક ગુફામાં મૂકીને તલવાર પણ ત્યાંજ મૂકી. અને એક નવજવાન પાદરીના વેશમાં અશ્વારૂઢ થઇને આગળ વધ્યો. તેને ખ્રિસ્તિ પાદરીઓ તરફ ઘૃણા હોવાથી તેમના વસ્ત્રો પહેરવાનું પણ તેને ગમતું નહતું. તોપણ ફલોરેન્ડાએ તેને એક ઇસ્લામી અબળાના વેશમાં છેતરેલો હોવાથી તેને પણ તેવાજ કપટથી છેતરવા માટે નાછુટકે તેણે એક પાદરીનો વેશ લીધો. અને પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. તે ભાગ્યેજ એક ગાઉ જેટલો દુર ગયો હશે કે એક ગામડું આવ્યું. આ સ્થળે મુસલમાનોની વસ્તી વધારે હોવાથી એક ખ્રિસ્તી પાદરીના વેશમાં ત્યાં રહેવાનું તેને ઠીક લાગ્યું નહિ. તેથી ઉક્ત ગામમાં મુકામ નહિ કરતાં તે આગળ વધ્યો. થોડે દુર જતાંજ એક બીજું ગામડું આવ્યું. અને એક ખ્રિસ્તિ દેવળ પણ દ્રષ્ટિગોચર થયું. એટલે તે મનમાં હરખાઇને ઘોડા ઉપરથી ઉતરી પડયો. અને દેવળ તરફનો માર્ગ લીધો. તેને જોતાંજ તે દેવળમાં રહેનારા ધર્માધ્યક્ષો બ્હાર દોડી આવ્યા. અને તેને યોગ્ય આદરસત્કાર સહિત દેવળમાં લઇ ગયા.

# પરિશિષ્ટ ૩ જું.

## સાધુ કે શેતાન ?

ઝિઆદે પાદરીના જેવા વસ્ત્રો પરિધાન કરેલા હોવાથી તેને પ્રત્યેક સ્થળે ખ્રિસ્તિઓ તરફથી ઘણું સન્માન મળતું હતું. એટલુંજ નહિ પ્રત્યેક દેવળમાં પાદરીઓ અને સાધ્વીઓ દ્વારા તેનું યોગ્ય આદરાતિથ્ય કરવામાં આવતું હતું. આવી રીતે પ્રત્યેક સ્થળે માન મેળવતાં મેળવતાં તે પીરીનીઝ તરફ પ્રયાણ કરવા લાગ્યો. તે પોતાના ધારેલા સ્થળે પહોંચે તે પહેલાં પ્રિય પાઠક !- આપણે ફ્લોરા અને તેની નવિન સાહેલીના સમાચાર જાણીલેવા જોઇએ.

આ સમયે પણ ત્યાં શિતળ ઋતુનો પ્રચાર હોવાથી પૃથ્વી ઉપર સ્થળે સ્થળે બરફના પડ બાઝેલાં જણાય છે. અને પાંદડા વિનાના શુષ્ક વૃક્ષોના થડ જ્યાં ત્યાં દ્રષ્ટિગોચર થાય છે. આજે રવિવારનો દિવસ હોવાથી પર્વત નિવાસી ખ્રિસ્તીઓ ટોળાબંધ દેવળ તરફ પ્રયાણ કરે છે. કેટલાકતો અત્યાર આગમચ ત્યાં આવેલા હોવાથી દેવળ એક પ્રકારના મેળાના સ્વરૂપમાં ફેરવાઇ ગયું છે. પ્રાર્થનાનો સમય હોવાથી ફ્લોરા, ફ્લોરેન્ડા, હેલન, અને અન્ય ભાવિક ભકતો ઇસુ ખ્રિસ્તની પ્રતિમા આગળ શાંતિથી બેઠા છે. વૃદ્ધ પાદરી યુલિસિઝ એક ઉંચા આસન ઉપર ઉભો થઇને લાટિન ભાષામાં બાઇબિલના શ્લોકો વાંચી રહ્યો છે અને શ્રોતાજનો પ્રસંગોપાત અસ્તુ અસ્તુ કહી તેના ઉપદેશને અનુ-મોદન આપે છે.

બાઇબલનું વાંચન પુરૂં થયા પછી જુલીઆ અને ફ્લોરેન્ડા આગળ વધીને ઇસુખ્રિસ્તની પ્રતિમા પાસે ગઇ. અને ફ્લોરાને ત્યાં બોલાવી. પરંતુ તે પોતાની મેળે ત્યાં ન જવાથી, તેઓ તેની પાસે આવી. અને તેનો હાથ પકડીને તેને પ્રતિમા પાસે લઈ ગઇ. ફ્લોરા ના છુટકે ત્યાં ગઇ તો ખરી, પરંતુ સંકોચ પામીને નીચી દ્રષ્ટિથી તે બન્નેની વચ્ચે ઉભી રહી. એટલે જુલીઆ અને ફ્લોરેન્ડાએ ભજન ગાવાનું શરૂ કર્યું. ફ્લોરેન્ડા ગાતાં ગાતાં ફ્લોરાની પીઠ થાબડી તેને પણ ગાવા માટે સંજ્ઞા કરતી હતી. પરંતુ ફ્લોરા ગાઈ શકતી ન હતી. તેમ છતાં ફ્લોરેન્ડાના આગ્રહના લીધે તે પ્રસંગોપાત તેની સાથે ગાવામાં ભાગ લેતી હતી પરંતુ માત્ર અડધી ટુંક ગાઇને પાછી ચુપ થઇ જતી હતી. આ પ્રમાણે કરવાનું કારણ એ હતું કે તેની સખી હેલન તેની સામે ઉભી રહીને એકાગ્રચિતે તેના તરફ જોઇ રહી હતી. અને જ્યારે ફ્લોરા સંગીત કરતી, ત્યારે તે તેનું હાસ્ય કરતી હતી. આ કારણથી લજ્જીત થઇને ફ્લોરા સંગીત કરી શક્તિન હતી.

આ પ્રમાણે લગભગ એક ઘટિકા પ્રયંત સંગીત અને પ્રાર્થનાનું કામ ચાલ્યું. અને જ્યારે તે સમાપ્ત થયું, ત્યારે ફ્લોરા અને હેલન સૌ કરતાં પહેલાં દેવળમાંથી નિકળીને પોતાના નિવાસગૃહ તરફ ગયા, અને ઘરમાં આવ્યા પછી સઘડીની પાસે બેસીને શરીરમાં ઉષ્ણુતા લાવવાનો પ્રત્યન કરવા લાગ્યા. પોતાના આસન ઉપર બેઠા પછી હેલને ફ્લોરાને કહ્યું "બેન ! તમે ગાતાં ગાતા શા માટે અટકી જતા હતા ?"

ફ્લોરા—બેન ! અટકી ન જાઉં તો શું કરૂં ? તમે ક્યાં મને નિરાંતે સંગીત કરવા દેતા હતા ? જ્યાં મે ગાયનનો આરંભ કર્યો કે તમે હસી પડતા હતા. અને તેથીજ હું ગાઇ શકી નહિ.

હેલન—બેન ! મેં હાસ્ય કર્યું તેમાં તમને શો વાંધો આવ્યો ? હું જ્યારે સંગીત કરૂં છું ત્યારે કોઇ ગમે તેટલું હસાવે પણ હસતી નથી.

ફ્લોરા—હું ગાતાં ગાતાં અટકી જતી હતી, તેનું બીજું કારણ એ છે કે મને ગાવાની ટેવ નથી. કેમકે મુસલમાનો સંગીતને પસંદ કરતા નથી, પણ તેને એક કલંક સમાન ગણે છે.

હેલન—બેન ! શું તમારા લોકો સંગીતને વખોડે છે ? આ બીના જાણીને મને તો ઘણું આશ્ચર્ય થાય છે. જો તમે મારો અભિપ્રાય માગતા હો તો હું કહીશ કે મને સંગીત કરતાં અન્ય કોઇ પણ વસ્તુ વધારે પ્રિય નથી અને હું તો તેમાં વખોડવા જેવું કાંઈ પણ જોતી નથી.

આ પ્રમાણે સંગીત વિષે પોતાનો અભિપ્રાય આપ્યા પછી તે ફ્લોરા સામે જોઇને હસવા લાગી.

ફ્લોરા—બેન ! તમે ગમે તેમ સમજતા હો, પરંતુ મુસલમાનો તો તેને વખોડે છે, અને તે એટલે સુધી કે મસ્જીદમાં કોઈ વ્યક્તિ ગાવાનું નામ પણ લઇ શકે નહિ. અલબત કેટલાક શ્રીમંતો પોતાના ઘરોમાં ગુપ્ત રીતે સંગીતના જલસા કરાવે છે, પરંતુ જાહેરમાં તેઓ તેવો સાહસ કરવાની હિમ્મત કરી શકતા નથી.

હેલન—બેન ! સંગીતને તમે લોકો શા માટે નિંદો છો ? તેમાં એવું ખોટું શું છે ?

ફ્લોરા—બેન ! મને તો તે એક મહાન અપરાધ અને કનિષ્ટ પ્રકારના દુર્ગુણ સમાન ભાસે છે. કેમકે સંગીતના પરિણામે કેટલાક લોકોની વિષયલાલસા જાગ્રત થાય છે. અર્થાત સંગીત પોતે વિષયોત્પાદક છે. તેથી તેનું સેવન કરવાથી કેટલીક નહિ ઇચ્છવાજોગ મનોવૃતિઓ પોષાય છે. તેથીજ અમારૂં ધર્મશાસ્ત્ર તેનો નિષેધ કરે છે.

અને તેમાં પણ મુખ્યત્વે કરીને પ્રાર્થના કરવાના સમયે તો તે વર્જ્ય ગણાય છે. કેમકે ગાનારના મધુર આલાપથી શ્રોતાજનોનું ચિત જગતકર્તાની આરાધના તરફ આકર્ષાવાને બદલે ગાનારના કોકિલ કંઠ, અને ગાયનના ગુણ ભાવાર્થ પરત્વે આકર્ષાયાથી પ્રાર્થનાના કામમાં ભૂલ થવાનો સંભવ રહે છે. આવા આવા કારણોને લીધેજ મુસલમાનો સંગીત પરત્વે ઘૃણાયુક્ત દ્રષ્ટિથી જુએ છે.

હેલન—બેન ફ્લોરા ! તમારૂં કથન મારા લક્ષમાં ઉતરતું નથી. અને તમારા કહેવાનો ભાવાર્થ પણ હું સમજી શકતી નથી. મને સંગીતકળા એટલી તો પ્રિય લાગે છે કે જો પ્રાર્થનાના સમયે દેવળમાં ગાયન ગાવામાં ન આવતા હોય તો હું દેવળમાં આવું પણ નહિ.

ફ્લોરા—બેન ! તેતો હું પણ જાણું છું કે તમે ઇશ્વરોપાસના કરવાને બદલે માત્ર ગાયન સાંભળવાને માટેજ દેવળમાંજ જાઓ છો.

હેલન—બેન ! જો તમને સંગીતકળા પરત્વે અનેચ્છા હોય તો સાધ્વીવ્રત નહિ અંગીકાર કરવાની તમને મારી ખાસ ભલામણ છે. કેમકે દેવસ્થાનને અર્પણ થએલી પ્રત્યેક યુવતીને દિવસમાં બેવાર સંગીત કરવું પડે છે.

ફ્લોરા—બેન હેલન ! તે વિષે સંધુ હું જાણું છું. પરંતુ માત્ર યુલિસિઝની બીકથીજ મને પ્રસંગોપાત સંગીત કરવું પડે છે, નહિ તો હું તેની વિરૂદ્ધ છું. જ્યારે હું મારા ભાઇના ઘરમાં હતી ત્યારે મને દેવળની સાધ્વી થવાનો ઘણો મોહ હતો, પણ અહિં આવીને કેટલીક સાધ્વીઓ અને કેટલાક પાદરીઓના દુરાચરણો જોઇને સાધ્વી થવા તરફ મને તિરસ્કાર ઉત્પન્ન થયો છે. તેથી હવે હું દેવળની કહેવાતી સાધ્વી જેવું જાહેરમાં ઉંચ પણ બાતીનમાં નીચ જીવન ગાળવા ઇચ્છતી નથી.

દેવળને અર્પણ થએલી કેટલીક યુવતીઓના જીવન વિષે ફ્લોરાનો ઉપરોક્ત અભિપ્રાય સાંભળીને તેની નવિન સહચરી હેલનને ઘણો આનંદ થયો, અને તેથી તેણે પ્રસન્ન ચિત્તે ફ્લોરાને કહ્યું " બેન ફ્લોરા ! હું તમને ફરી પણ ભલામણ કરૂં છું કે તમારે પોતાનું સર્વસ્વ દેવળને અર્પણ કરવાના સઘળા વિચારો અંતઃકરણમાંથી કાઢી નાખવા. તમે પોતાનું સર્વસ્વ દેવળને અર્પણ કરવાનુ છે, એ બીના મારા જાણવામાં આવી તે દિવસથી મારા પેટમાં મોટી ફાળ પડી છે. એટલુંજ નહિ, પરંતુ તમારી તેવી વૃતિ જાણીને મને ભોજન અહાર પણ ગમતું નથી. અને રાતદિવસ તમારી ચિંતામાંજ બળ્યા કરૂં છું. તેથી તત્સંબંધે તમારો અભિપ્રાય જાણીને આજે મને ઘણો આનંદ થાય છે. બેન ! જો તમને મારૂં જીવન પ્રિય હોય તો દેવળને દેહ અર્પણ કરવાની વાત ભૂલીજ જજો."

આ પ્રમાણે કહીને તેણે ફ્લોરાને દ્રઢાલિંગન આપ્યું.

હેલન જ્યારે ફ્લોરાને સાધ્વી નહિ થવાને માટે ઉપદેશ આપતી હતી, ત્યારે ફ્લોરાને પોતાના પુર્વ જીવનનું સ્મરણ થઇ આવતાં તે રૂદન કરવા લાગી. તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. પણ હૈયું કઠણ કરીને તે પોતાની મેળે શાંત થઇને કહેવા લાગી "બેન ! હેલન ! હું સ્વીકારૂં છું કે તમે મારા શુભેચ્છક છો. વળી દેવળને દેહ અર્પણ કરી રહેલી યુવતીઓ વિષે મારો કેવો અભિપ્રાય છે તે પણ તમે જાણી ચુક્યા છો, તો હવે તમેજ બતાવો કે મારી પવિત્રતાનું રક્ષણ કરવા માટે મારે કરવું શું ? જો દેવળમાં નથી રહેતી, તો યુલિસિઝ બળાત્કારે કોઇ અપરિચિત યુવક સાથે પરણાવી દેવાનું કહે છે. પરંતુ તેમ કરવામાં સુખને બદલે દુઃખજ સમાયલું છે. અને જો મારી ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવામાં આવશે તો અવશ્ય મારો સંસાર

દુઃખી નિવડશે. પણ જો દેવળમાં રહેવાનું પસંદ કરૂં છું તો કદાચ મારી માન્યતા પ્રમાણે યુલિસઝિ મને લગ્ન કરવાની ફરજ પાડી શકશે નહિ. આ બીજો માર્ગ ગૃહણ કરવામાં શિયળભંગ થવાનો ભય રહેલો છે. પરંતુ ગમે તેમ કરીને, અને નહિ બને તો છેવટે પ્રાણ અર્પણ કરીને પણ મારા શિયળવ્રતનું રક્ષણ કરીશ. પહેલા કરતાં આ બીજો માર્ગ વધારે સરળ હોવાથી તે ગૃહણ કરવા યોગ્ય છે. અને તત્સંબંધે મને જે અનુભવ મળ્યો છે તે ઉપરથી તો હું તેવો ઉપાય ગ્રહણ કરવાનું પણ પસંદ કરતી નથી. પરંતુ કોઈ અપરિચિત યુવકની સાથે લગ્ન કરી દુઃખી નહિ થવા માટેજ મને નાછુટકે ઉક્ત માર્ગ ગૃહણ કરવો પડશે.

આ પ્રમાણે પોતાની મનેચ્છાઓ નિજ સહચરી હેલનને વ્યક્ત કરી તેના પાસમાંથી મૂક્ત થવા માટે તે પ્રયત્ન કરવા લાગી. આ સમયે હેલન પણ ફ્લોરાની પેઠે રૂદન કરી રહી હતી. કેમકે પોતાની સહચરીને રડતી જોઈ તેને પણ રડવું આવે એ સ્વભાવિક હતું. ગમે તેટલા પ્રયત્નો કર્યા છતાં ફ્લોરા હેલનના પાસમાંથી મૂક્ત થઇ શકી નહિ અને તે તેવીજ સ્થિતિમાં હતી. એટલામાં યુલિસિઝ ઉક્ત ઓરડામાં ધસી આવ્યો. અંદર આવતાંજ તેણે ઉભય યુવતીઓને રડતી જોઇ. તેથી તેણે આશ્ચર્યચક્તિ થઇને પ્રશ્ન કર્યો કે શા માટે રડો છો ? આ વાક્ય સાંભળીને ફ્લોરા તો પોતાની જગ્યાએજ બેસી રહી, પણ હેલને ઉભા થઇને નેત્રોમાંથી ટપકતા અશ્રુઓ લોહીને કહ્યું " પાદરી સાહેબ ! શું કહું ? કાંઈ કહી શકતી નથી. કહેવાનું મન થાય છે, પણ જીભ ઉપડતી નથી. " હેલનના મુખે આવા વાક્યો સાંભળીને યુલિસિઝના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી આશ્ચર્યચક્તિ થઇને તેણે હેલનને કહ્યું " હેલન ! કાંઈ ગાંડી તો થઈ નથી ને ! એવી તે શી બાબત છે કે જે મારી સમક્ષ નિવેદન કરતાં તું અચકાય છે " ? યુલિસિઝના

પ્રશ્નનો ઉત્તર આપતાં હેલને ધીમે સાદે કહ્યું " માફ કરજો પાદરી સાહેબ આજે મારે નાના મોઢે મોટી વાત કરવી પડશે. અને તે એ છે કે માત્ર આપના કારણથીજ મારે ફ્લોરાના વિયોગનું દુઃખ સહન કરવું પડશે. "

આ પ્રમાણે પોતાના મનનો ઉભરો કાઢીને હેલન ડુસ્કે ડુસ્કે રડવા લાગી. તેને રડતી જોઈ ફ્લોરાનું હૈયું પણ ભરાઇ આવ્યું. અને તેના નેત્રોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. પરંતુ ધીરજ રાખીને તે આશ્ચર્ય-તાથી હેલન સામે જોઇ રહી. હેલનને પોતાના ઉપર આક્ષેપ મૂકતી જોઇને યુલિસિઝના ક્રોધનો પાર રહ્યો નહિ. તે એકદમ મેઘગર્જના જેવી ગર્જના કરીને બોલ્યો " શું ? મારા કારણથી તારે ફ્લોરાનો વિયોગ સહન કરવો પડશે ? આ તું શું બકે છે ? હેલને તેવોજ ક્રોધ કરીને જવાબ આપ્યો " હા ! તમારા કારણથીજ " આ પ્રમાણે પ્રતીઉત્તર આપીને રડતી રડતી તે દેવળ બ્હાર ચાલી ગઇ.

તેના ગયા પછી કેટલીકવાર સુધી યુલિસિઝ મૌન્યવ્રત ધારણ કરીને ઉભો રહ્યો. પણ થોડી વાર પછી કાંઇ વિચાર આવતાં ફ્લોરા પાસે બેસીને કહેવા લાગ્યો " ફ્લોરા ! તું શા માટે આ પ્રમાણે નિરંતર શોક કર્યા કરે છે ! તને એવું શું દુઃખ પડયું છે ? જે હોય તે મને કહે. તારા આવા સ્વભાવને લીધે તારા ઉપર માતા જેટલો પ્રેમ રાખનારી ફ્લોરેન્ડા પણ તારો ત્યાગ કરીને ચાલી ગઇ છે, એટલુંજ નહિ પણ તેણે તારા ઉપર દેખરેખ રાખવાની સ્પષ્ટ ના પાડી છે. તેથી તારા ઉપર દેખરેખ રાખવાનું કામ મારા ઉપર આવી પડયું છે માટે હવે ડાહી થા. અને શોકવૃતિનો પરિત્યાગ કરીને સદાયે આનંદ મગ્ન રહે. તને ચિંતા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. કેમકે ઈસુખ્રિસ્તે તને પોતાના આશ્રયમાં લઇને પાપમાંથી મૂકત કરી છે. તેથી હવે તારે ન્યાયના

દિવસે શિક્ષા થવાની કાંઇ પણ બીક રાખવાની નથી. ઇસુ ખ્રિસ્તે આપણી મુક્તિ અર્થે પોતાના અમુલ્ય રકતનું બળીદાન આપ્યું છે. માટે ડાહી બનીને શોકવૃતિનો પરિત્યાગ કર ! ”

ફ્લોરા—પાદરી સાહેબ ! હવે મને સંસાર સુખ ભોગવવાની મુદ્દલ લાલસા નથી. તેથી સંસારની ધોંસરીમાં જોડાવા કરતાં સંસારનો ત્યાગ કરવાનું હું વધારે પસંદ કરૂં છું.

આ વાકયો શ્રવણ કરીને યુલિસિઝ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. અને કેટલીકવાર સુધી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ગુપચુપ ઉભો રહ્યો. જે વિષય પરત્વે તે પોતાના મનમાં વિચાર કરી રહ્યો હતો તેનું અંતકરણમાં નિરાકરણ કરીને તેણે ફ્લોરા ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું “ ફ્લોરા ! તો શું હજી પણ તારે દેવળમાં રહીને આખા આયુષ્ય પ્રયંત કૌમાર્યવ્રત પાળવાનો વિચાર છે ? ઘણી નવાઇ જેવી વાત છે કે તને અહીં આવ્યાને લાંબો સમય વીતી ગયો. તોપણ હજી સુધી તારા વિચારો બદલાયા નથી. મેં તને વારંવાર કહ્યું છે અને આજે ફરી પણ કહું છું કે દેવળને દેહ અર્પણ કાંરવામાં કઇપણ સાર નથી. કેમકે તેમાં નાના પ્રકારના સંકટો સમાયલા છે. એટલુંજ નહિ પણ કેટલીક વખતે શિયળવ્રતની રક્ષા અર્થે આપઘાત કરવાની પણ જરૂર પડે છે. કેમકે દેવળમાં રહેતા સઘળા પાદરીઓ કાંઇ સંસાર ત્યાગી હોતા નથી. એટલુંજ નહિ પણ તેમાંના કેટલાક તો સાધુના રૂપમાં શેતાન જેવા હોય છે. તેથી તેમની કામવાસનાથી બચવા માટે શિયળવ્રતધારી યુવતીઓને આપઘાત કરવો પડે છે. તદુપરાંત દેવળમાં રહેનારી લલનાઓને રાતદિવસ કેટલો પરિશ્રમ ઉઠાવવો પડે છે, તે તું જાણે છે? કેટલીક વખતે તો તેમને આખો દહાડો વધસ્થંભ પકડીને પ્રતિમા આગળ ઉભા રહેવું પડે છે. આવી રીતે દેવળનું જીવન ઘણું

કઠણ છે. અને તે તારા જેવી કોમળાંગીથી બની શકે તેમ નથી. માટે ડાહી થઇને દેવળને દેહ અર્પણ કરવાનો વિચાર માંડી વાળ."

ફ્લોરા—પાદરી સાહેબ ! દેવળને દેહઅર્પણ કરવામાં કેવાં કેવાં સંકટો સમાયલાં છે તે મેં આપના ઉપદેશ ઉપરથી જાણ્યું. પણ તે સઘળાં દુઃખ સહન કરવાની મારામાં શકિત છે. તેથી હું સંસાર સુખનો ત્યાગ કરી વાનપ્રસ્થ થવાની તિવ્ર ઉત્કંઠા ધરાવું છું. માટે કૃપા કરીને હવે મને વધુ આગ્રહ નહિ કરતાં મારી ઇચ્છા અનુસાર વર્તવા દો.

યુલિસિઝ—ફ્લોરા ! એમ ન સમજીશ કે મેં કહ્યા તેટલાજ દુઃખો સાધ્વી થયા પછી તારે સહન કરવાં પડશે. તે સિવાય બીજા અનેક સંકટો તેમાં સમાયલા છે, કે જેનું વર્ણન મેં હજી સુધી કર્યું નથી. દેવળમાં રહેનારી યુવતીઓને જે સંકટ સહન કરવાં પડે છે, તેમાં મુખ્યત્વે કરીને દેવળની વ્યવસ્થાપક સ્ત્રીઓનો અત્યાચાર અનિવાર્ય ગણાય છે. તેઓ કુમારીકાઓ પાસે હદ ઉપરાંત કામ કરાવે છે. આ પ્રમાણે માત્ર હદ ઉપરાંત કામ કરાવીનેજ તેઓ સંતુષ્ટ થતી નથી. પણ દરેક રીતે તેમને પોતાની આજ્ઞા ધારી સેવિકાઓ બનાવવાનો પ્રયત્ન કરે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેઓ કુમારીકાઓને પોતાની સેવિકાઓ તરીકેજ ગણે છે. અને તેમની સાથે તેવીજ રીતે વર્તે છે. તારી સાથે પણ તેવીજ વર્તણુંક ચલાવવામાં આવશે. અને પરિણામે તારે એક કેદીના જેવું જીવન વ્યય કરવું પડશે. વ્યવસ્થાપકોની આજ્ઞા સિવાય તું દેવળમાં કોઇને પણ મળી શકીશ નહિ. અને એક નજીવા અપરાધ બદલ પણ એવી ભારે શિક્ષા કરવામાં આવશે કે તું આયુષ્યથી કંટાળી જઇશ. માટે હજી પણ કહું છું કે સાધ્વી થવાના વિચારો પડતા મૂકીને સંસાર સુખનો ઉપભોગ કર.

ફ્લોરા—પાદરી સાહેબ? આપે કહ્યા તે દુઃખો પણ સહન કરી લઇશ. માટે તે વિષે આપ કાંઇપણ ચિંતા કરશો નહિ.

યુલિસિઝ—ફ્લોરા! તું ઘણી દુરાગ્રહી છે. અને તેથી જે વાતની હઠ પકડે છે તેને કદી પણ મૂકતી નથી. પણ વારૂ! મેં તારી પાસે પહેલાં જે માગણી કરી હતી, તે વિષે તારો શો અભિપ્રાય છે?

ફ્લોરા—પાદરી સાહેબ! આવા અયોગ્ય શબ્દો ઉચ્ચારવા, અને અયોગ્ય માગણી કરવી તે આપ જેવા એક સાધુ પુરૂષને લેશ માત્ર પણ છાજતું નથી. મારે સખેદ કહેવું પડે છે કે જે ધર્મમાં આપના જેવા કામાંધ અને સ્ત્રીલંપટ સાધુઓ હોય તેની લોકોમાં શી પ્રતિષ્ટા હોઇ શકે વારૂ? તમારા જેવા માત્ર ગણત્રીનાજ વિષયી સાધુઓના કારણથી ગમે તેવો સારો ધર્મ પણ લોકોમાં નિંદાય એ સ્વભાવિક છે. જે ઉચ્ચ આશયને માટે આપે મને ઘરબાર, સગાંવ્હાલાં, અને આપ્તજનોથી વીખુટી પાડી છે; તે પરત્વે કાંઇપણ લક્ષ ન આપતાં પોતાની નીચવૃતીઓ પોષવાનીજ માગણી કરવી એ આપના જેવા એક સંસાર ત્યાગી સુજ્ઞ સાધુ પુરૂષને શોભે છે શું? શું મને તેવા હેતુથીજ અહિં લાવવામાં આવી છે? હું સ્પષ્ટ રીતે કહું છું કે મને કામવાસના પરત્વે સખ્ત તિરસ્કાર છે. એટલુંજ નહિ પણ હું વિષયવાસનાને અંતકરણપુર્વક ધિક્કારૂં છું. તેથી જો કાંઇપણ અયોગ્ય પગલું ભરવામાં આવશે તો પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરીશ, પણ કોટી ઉપયે તમારી નીચ મનોવૃતીઓને આધિન થઇશ નહિ. તમારી ઉક્ત અભિલાષા કદી પણ પરિપુર્ણ થવાની નથી. માટે આ વિષય ઉપરથી ટળી જાઓ, અને તમારા પ્રેમને એમને એમ પાછો ગળી જાઓ.

યુલિસિઝ—ઠીક! ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. પણ એ

તો કહે કે તને અમારા ધર્મ પરત્વે કેવી લાગણી છે ? મેં ફ્લોરેન્ડાના મુખે એવું સાંભળ્યું છે કે તું અમારા ધર્મ પરત્વે ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે. શું એ સત્ય છે ?

ફ્લોરા—હા ! તેમનું કહેવું યથાર્થ છે. મારા સ્વર્ગસ્થ માતુશ્રીના ઉપદેશથી મને ખ્રિસ્તી ધર્મ પરત્વે શુભ ભાવના ઉત્પન થઇ હતી, અને તેથીજ હું તેનો અંગીકાર કરવાને આકર્ષાઈ હતી પરંતુ. અહીં આવ્યા પછી આપના દુરાચરણો જોઇને મારી તે શુભ ભાવનાઓ નષ્ટ થઇ ગઈ છે. ખચિત જેમ હિંગનો એકજ ગાંગડો કસ્તુરીના એક ઢગલાને દુર્ગંધમય બનાવે છે, તેમ આપના જેવા માત્ર ગણત્રીના સાધુઓ ગમે તેવા સારા ધર્મને પણ વગોવે છે.

યુલિસિઝ—ફ્લોરા ! એ તારી માન્યતા ભુલ ભરેલી છે. શું તું જાણુતી નથી કે જગતકર્તાએ ઇસુ ખ્રિસ્તના પ્રતાપે ખ્રિસ્તીઓના પાપ ક્ષમા ક્ર્યા છે ? અને તે કારણુથી ન્યાયના દિવસે શિક્ષા થવાનો અમને યત્કિંચિત માત્ર પણુ ભય નથી. વળી મુખ્યત્વે કરીને કરીને જે ખ્રિસ્તીઓ ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરીને વાનપ્રસ્થાચી થાય છે, તેઓ પાપકર્મોના બંધનમાંથી સદાને માટે મુક્ત થઇ જાય છે. તેથી જો તેઓ સાધુ થયા પછી પણુ પાપ કરે તો તેમને પાપનો પાશ લાગતો નથી. આવા કારણુથી તેઓ ગમે તેવા પાપી હોવા છતાં પણ જગતકર્તા અને ઇસુ ખ્રીસ્તની દ્રષ્ટિમાં નિર્દોષ છે, તેથી તેમના ઉપર મિથ્યા દોષારોપણુ કરવો તે પણ પાપ છે. શું તને ફ્લોરેન્ડાએ આ વિષયની સુચના આપી નથી કે ?

ફ્લોરા—પાદરી સાહેબ ! શું માત્ર આપનીજ તેવી માન્યતા છે કે બીજા પાદરીઓ પણુ તેવીજ માન્યતા ધરાવે છે એ કૃપા કરીને કહેશો ?

ફ્લોરેન્ડાએ મને તે વિષે કાંઇપણ કહ્યું નથી. અને તે સાંભળવાની મારી ઇચ્છા પણ નથી. કેમ સમજ્યા ?

યુલિસિઝ—નહિ ફ્લોરા ! જ્યારે તેં અમારા ધર્મનો અંગીકાર કર્યો છે, ત્યારે તારે ધર્મને લગતા સઘળા બાહ્ય સિદ્ધાંતો જાણવા જોઇએ. વળી જ્યાં સુધી તું તેમનો સ્વીકાર કરે નહિ અને તદનુસાર વર્તે નહિ, ત્યાં સુધી તું ધર્મપરાયણ ગણાય નહિ. તદુપરાંત તને આવા ઉત્તમ ધાર્મિક સિદ્ધાંતોથી અજ્ઞાન રાખવી તે અમારા માટે ભુષણરૂપ નથી પણ દુષણરૂપ છે. અને તેમ કરવામાં અમે અમારા કર્તવ્યનો ભંગ થતું માનીએ છીએ. માટે અમે તને અમારા ધર્મના સિદ્ધાંતો અવશ્ય શિખવીશુંજ. અને તારે પણ જેમ બને તેમ જલદીથી તે શીખી લેવાં જોઇએ.

ફ્લોરા—પાદરી સાહેબ ! તમારા સઘળા પ્રયત્નો આકાશ કુસુમવત્ છે. કોટી ઉપાયે પણ તમારા સિદ્ધાંતો મારા અંતકરણ ઉપર કાંઇપણ અસર નિપજાવી શકશે નહિ. કેમકે હું પાપને પાપજ સમજુ છું. વળી ન્યાયના દિવસે પાપીઓને શિક્ષા થશે એવો દરેક ધર્મનો અભિપ્રાય છે. અને તે અભિપ્રાય મને પણ સત્ય લાગે છે. તેથી તત્સંબંધે મારા અંતકરણમાં ઘર કરી રહેલી ભાવનાઓ તમે કેવી રીતે દુર કરી શકશો ? માફ કરજો પાદરી સાહેબ ! પણ મારે કહેવું જોઇએ કે ન્યાયના દિવસે એક નજીવા અપરાધ બદલ પણ ભયંકર શિક્ષા થશે એવું પવિત્ર ઇસ્લામ ધર્મ સુચવે છે, તો આપના કહેવા પ્રમાણે ગમે તેવા મહાન અપરાધો બદલ તે મહાન વિભુતી શિક્ષા નહિ કરે એ શું સંભવીત છે ? વ્યભિચાર કરવો એ પાદરીઓ માટે તો શું પરંતુ મોટા મોટામહર્ષિઓ માટે પણ એક અક્ષમ્ય પાપ સમાન છે. અને તેવા પાપકર્મો બદલ જ્યારે

ઋષીપુત્રોને પણ શિક્ષા થશે ત્યારે આપના જેવા એક ક્ષુદ્ર જીવની શી વિસાત. ?

યુલિસીઝ—ફ્લોરા? આ તું શું બકે છે? પ્રાયશ્ચિત કર! પ્રાયશ્ચિત! આવી માન્યતા એક શુદ્ધ ખ્રિસ્તીની કદી પણ હોઇ શકે નહિ. અરે એટલુંજ નહિ, પરંતુ તેવી ભાવના એક ખ્રિસ્તીના અંતકરણમાં સ્વપ્નામાં પણ ઉદ્ભવે નહિ. માત્ર નાસ્તિકોજ તેવી માન્યતા ધરાવે છે. માટે આવી ખોટી ભાવનાને તિલાંજલી આપ.

ફ્લોરા—પાદરી સાહેબ! હું કરજોડીને કહું છું કે હવે મને વધુ ન સતાવો. આપના ઉપદેશામૃતનું પાન કરીને હું ધરાઈ ગઇ છું. તેથી જો આપના ઉપદેશામૃતનું વધુ પાન કરાવશો તો મને અજીરણ થઇ જવાનો ભય છે. અને તેમ થવાથી કદાચ આપનું અમુલ્ય વચનામૃત અપચેલા ધાન્યની પેઠે ઉલટી રૂપે બ્હાર નિકળી જશે. અત્યાર સુધી તો આપની વૃદ્ધાવસ્થાનું સન્માન રાખીને નહિ સાંભળવા જેવા શબ્દો અને અક્ષમ્ય અપમાન પણ સહન કરી રહી છું. પરંતુ હવે જો એક શબ્દ પણ વધુ સંભળાવશો તો એકને બદલે દશ સાંભળવાનો પ્રસંગ જોવો પડશે. તે વખતે એમ ન કહેતા કે ફ્લોરાએ મારૂં માન ન રાખ્યું.

યુલિસિઝ—ફ્લોરા! જો ખરૂં પૂછે તો હું મારા અંતકરણ ઉપર કાબુ રાખી શકતો નથી. ખરેખર, ફ્લોરા? તેં મારૂં અંતકરણ ચોરી લીધું છું. આવી રીતે જ્યારે મારો અંતરાત્મા અથવા બીજા શબ્દોમાં કહું તો મારૂં અંતકરણ તારે વશ છે ત્યારે હું કેમ સ્વાધીન રહી શકું? તારા દર્શન થયા તે દિવસથીજ હું પણ તારે આધીન થઇ ચુક્યો છું. મેં તારૂં આધિપત્ય સ્વીકાર્યું છે. તારા વિના મને જરાયે ચેન પડતું નથી. તારા વિયોગમાં મને સ્વાદિષ્ટ પક્વાનો પણ વિષ જેવા લાગે છે. રાત્રે

સુખે નિદ્રા આવતી નથી. આખી રાત તારાજ વિચારો કર્યા કરૂં છું. અને તેવી સ્થિતિમાં જો જરા આંખ લાગી જાય છે કે તરત તું સ્વપનામાં દર્શન દઇને મને જગાડી મૂકે છે. પણ જ્યાં પથારી ઉપરથી ઉભો થઇને ભેટવા જાઉં છું ત્યાં તું ન દેખાવાથી અંતર ઉપર ભારે આઘાત થાય છે. આવા કારણને લીધે જાગૃતાવસ્થાને બદલે સ્વપ્નવત્ સ્થિતિને હું વધારે પસંદ કરૂં છું. કેમકે તેમાં મને તારા દર્શનનો લ્હાવો મળે છે. પ્રિયે ! તારી રમણીય પ્રતિમા મારા અંતકરણમાં કોરાઇ ગઇ છે. અથવા બીજા શબ્દોમાં કહું તો તારી સુંદિર પ્રતિમા મેં મારા હૃદય મંદિરમાં સ્થાપન કરી છે. અને જગતકર્તાને બદલે અહરનિશ તેનીજ ઉપાસના કરૂં છું. તારી રમણીય મુર્તિ અહરનિશ મારા ચક્ષુઓ આગળજ ફરે છે, તેથી તેને એક નિમિષ માત્ર પણ હું વિસારી શકતો નથી. તારા વિરહમાં હું બળીને ભસ્મ થઇ રહ્યો છું. માટે હે પ્રિયે ! આ બળેલા હૃદયને વધુ ન બાળતાં તેને તારા સુધામૃતનું પાન કરાવીને શાંત કર. હું તારી સાથે લગ્ન કરવાની તિવ્ર ઉત્કંઠા ધરાવું છું. તેથી જો મારી સાથે લગ્ન કરીશ તો હું સદાયે તારો આજ્ઞાધારી સેવક થઇને રહીશ. મારા સહવાસમાં તને દુઃખનું સ્વપ્નું સરખું પણ આવશે નહિ. હું તને નાના પ્રકારના સુખ આપીશ. તારી સેવા કરવા માટે અનેક પરિચારિકાઓ સદાયે તત્પર રહેશે. અને રત્ન આભુષણોની તો તને કાંઇ ખોટ રહેશે નહિ. લક્ષ્મી તો તારા ચરણમાં અથડાશે. એટલુંજ નહિ પણ કોરડોવા શહેરમાં જેટલા પાદરીઓ અને દેવળોને અર્પણ થએલી કુમારીકાઓ છે, તેઓ સઘળા તારે આધીન થશે. માટે મારી શિખામણ માનીને મારી સાથે લગ્ન કરવાનું કબુલ કર. જો તારી જગ્યાએ કોઇ બીજી ખ્રિસ્તી અબળા હોત તો તેણે કાંઇ પણ આનાકાની કર્યા વિના સત્વર મારી માગણીનો સ્વીકાર કરી લીધો હોત. એટલુંજ નહિ,

પણ તેમાં પોતાને અવર્ણીય સન્માન મળેલું ગણુત. તેને બદલે હું તારી આગળ કરજોડીને અભ્યર્થના કરૂં છું. અર્થાત પ્રેમની ભિક્ષા માગું છું. તેમ છતાં તું મારી માગણીનો અનાદર કરે છે. લલને! હવે તો હું તારા દુરાગ્રહી સ્વભાવથી છેક હારી ગયો છું. માટે હવે વધુ ન સતાવતાં આ રંક દાસને તારા પ્રેમનું સુધાપાન કરાવ.

આ પ્રમાણે પોતાના રહયનો સઘળો ઉભરો બ્હાર કાઢીને યુલિસિઝ ફ્લોરા આગળ ઘુંટણીએ પડયો.

ફ્લોરા—દુર થા! નીચ, પાપી, ચંડાળ મારાથી દુર થા! નહિ તો હમણાજ તારા પ્રાણ લઇશ. શું તું એક શીળવૃત ધારી ઇસ્લામી અબળાનું શીળવૃત ભંગ કરવા ઇચ્છે છે? પણ ઓ પાપી યાદ રાખ કે તેમ કદાપી થવાનું નથી. જો કે હું અબળા છું, પણ તારા જેવા વિષયી અને સ્ત્રીલંપટ કામી પુરૂષને માટે તો સદાયે પ્રબળા છું.તેથી તારી પાપવાસનાને કદીપણ તાબે થઇશ નહિ.શું તું મને દેવળમાં રહેનારી બીજી કેટલીક વ્યભિચારીણી યુવતીઓ જેવીજ ગણે છે કે? પણ તે તારી મોટી ભૂલ છે. કેમકે અમારા મુસલમાનો વ્યભિચારને અંતકરણપુર્વક ધિક્કારે છે. અને તેજ પ્રમાણે હું પણ પ્રાણાંત પર્યંત મારા શીળવૃતનું ભંગ થવા દઇશ નહિ. શું તેં નિર્દોષ અબળાઓનું પ્રતિવ્રત્ય લુંટવા અર્થેજ સન્યસ્ત લીધું છે? ખરેખર ઓ નીચ! તું સાધુ નહિ પણ શેતાન છે. અરે પુરૂષ નહિ પણ પાષાણ છે.

" સાધુ બનીને તું કદીએ પ્રભુથી ડરતો નથી. "
સાધુ બનીને તું પાપ કર્મોથી દુર વિચરતો નથી. "
કામી થઇને તું સતીનું સતીત્વ લુંટવા ચ્હાય છે.
પણ જાણજે કે પાપીઓના બુરા હાલ થાય છે. "

માટે હજી પણ સમજીને મારો કેડો મુક. નહિ તો વિના મોતે મરીને રૌ રૌ નર્કમાં પડીશ.

આ પ્રમાણે બોલીને તેણે ઘુંટણીએ બેઠેલા યુલિસિઝને પાદ પ્રહાર કર્યો. તેથી તે નીચે પડી ગયો. આ કામ કરતાં તો કર્યું પણ પોતાના શીળવ્રતને માટે તે મનમાં ચિંતા કરવા લાગી. ગમે તેટલી શુરવીર હોવા છતાં પણ તે એક અબળા હતી. તેથી એક પ્રચંડ પુરૂષ આગળ તેનું કેટલું ગજું? પોતાના શીળવ્રતનું રક્ષણ થશે કે નહિ એવો વિચાર આવતાંજ તેના અંતકરણમાં ભયનો સંચાર થયો. અને તેથી તે ચિંતાતુર થઇને રૂદન કરવા લાગી. એટલે તેને રૂદન કરતી જોઇને તે કામી પુરૂષ પાછો ટટાર થઇને કહેવા લાગ્યો. " ફ્લોરા! તું શા માટે રૂદન કરે છે. એ તો બતાવ કે તારા રૂદનનું કારણ શું છે?"

ફ્લોરા—હાય! હું મારા હતભાગ્યને માટે રૂદન કરૂં છું. અને આખા આયુષ્ય પ્રયંત રૂદન કરતીજ રહીશ. વિધાતાએ મારા કર્મમાં રૂદન કરવા સિવાય અન્ય કોઇપણ પ્રકારનું સુખ લખ્યુંજ નથી. તું સાધુ થઇને મારા તરફ કુદ્રષ્ટિ કરશે એવી મને સ્વપ્ને પણ આશા ન હતી.

આટલું બોલીને તે જોરથી રડવા લાગી. આવી સ્થિતિ જોઇને યુલિસિઝ તો આભોજ બની ગયો. અને કેટલીકવાર સુધી તેની સામે એકાગ્રચિતે જોઇને તે ક્રોધાવેશમાં આવી જઇને કહેવા લાગ્યો. "ફ્લોરા ઠીક છે! હું પણ જોઉં છું કે તું મારા હાથથી કેમ બચે છે?"

એમ કહીને તે ગુસ્સામાં અને ગુસ્સામાં કેટલીકવાર સુધી ઉભો રહ્યો. આ શબ્દો સાંભળીને ફ્લોરાના હોશ કોશ ઉડી ગયા. અને તે એબાકળી જેવી થઇ ગઈ. પરંતુ પોતાના શીળવ્રતનો શત્રુ યુલિસિઝ પોતાની અશક્તિ જાણી જાય નહિ એટલા માટે તેના જતાં પહેલાં

તેણે સિંહસમાન ગર્જના કરીને કહ્યું "એ નીચ યાદ રાખજે કે એક પતિવ્રતા અબળાનું શીળભંગ કરવાનું કામ તું ધારે છે તેટલું સ્હેલું નથી. જો ભોરિંગ-મણી અથવા કેશરી-યાળ લેવાનું કાર્ય સહેલું હોય તોજ આ કાર્ય પણ સહેલું ગણાય. હું પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરીશ. પરંતુ કદી પણ મારા શીળવ્રતનું ભંગ થવા દઈશ નહિ. તારી શી મકદુર છે કે તું મને હાથ પણ લગાડી શકે! જો કે આ કોમળ કરો કંકણો પરિધાન કરવા યોગ્ય છે, તો પણ મારા શીળવ્રતનું રક્ષણ કરવાને માટે તે શસ્ત્ર ધારણ કરવાને પણ સમર્થ છે. માટે હજી પણ કાંઈ સમજ અને મારાથી દુર થા"!

ફ્લોરા છેલ્લું વાક્ય પૂરૂં કરે તે પહેલાં ફ્લોરેન્ડા, અને જુલીઆ તે ઓરડામાં ધસી આવી. અંદર આવતાંજ ફ્લોરેન્ડાએ ફ્લોરાને ઉદ્દેશીને કહ્યું "બેન ફ્લોરા! આ જુલીઆ તમને મળવા માટે આવી છે. તે તલૈતલા નગરના ખ્રિસ્તી દેવળની એક સુવિખ્યાત સાધ્વી છે. મને આશા છે કે તેની સાથેના પ્રસંગમાં તમને આનંદ પ્રાપ્ત થશે."

આ પ્રમાણે ટુંક પ્રસ્તાવ કરીને તેણે જુલીઆ સાથે ફ્લોરાની ઓળખાણ કરાવી. જુલીઆ પાંત્રીસ વરસની વયે પહોંચેલી એક મુગ્ધા સ્ત્રી હતી. દેવળમાં રહેનારી યુવતીઓ ઉપર હદ ઉપરાંતના કામથી કેવી અસર થાય છે તે તેના મુખ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. તેણે અત્યારે સાદા વસ્ત્રો પરિધાન કર્યા હતા. અને ગલામાં એક નાનું વધસ્થંભ લટકાવ્યું હતું. તેમને બન્નેને જોતાંજ બની ગએલી બીના છુપાવવાના હેતુથી યુલિસીઝે તેને ઉદ્દેશીને કહ્યું "જુલીઆ! ઠીક થયું કે તું અહિં આવી ગઇ. શું તું આ ફ્લોરાને સમજાવી શકીશ? તે તો અહરનિશ પોતાના બંધુનીજ રટના કરે છે. હુંતો તેને સમજાવી સમ-

જાવીને થાકયો, પણ મારા ઉપદેશની તેના ઉપર કાંઇપણ અસર થતી નથી. માટે તું તેને સમજાવવાનો પ્રયત્ન કર. ”

જુલીઆ—પિતાજી ! આપની આજ્ઞા માથે ચઢાઉંછું. આજ સાંજ સુધીમાંજ હું તેને સમજાવી લઇશ. એમ કહીને તે આગળ વધી. અને ફ્લોરાના લલાટ ઉપર એક ચુંબન કરીને કહ્યું “ દીકરી ! તું શા માટે ગભરાય છે ? અહિંઆં ગભરાવાનું કાંઈ પણ કારણ નથી. તારી મુંઝવણનું જે કાંઇ કારણ હોય તે મને કહે. ”

ફ્લોરા—હું ગભરાતી નથી. પણ માત્ર મારા હતભાગ્યને માટેજ રૂદન કરૂં છું.

આ વાક્ય સાંભળીને જુલીઆએ ફ્લોરેન્ડા અને યુલિસિઝને ત્યાંથી ચાલ્યા જવાની સંજ્ઞા કરી. એટલે તદનુસાર તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી જુલીઆએ ફ્લોરાને દ્રઢાલિંગન આપીને કહ્યું “ દીકરી ! અહિં તને એવું શું દુખ પડયું છે, કે જેથી કરીને રાત દિવસ રૂદન કર્યા કરે છે ? ”

ફ્લોરા—તે વિષે હું તમને કાંઇપણ કહેવા ઇચ્છતી નથી. જે બન્યું છે તે મારા હતભાગ્યને લીધેજ બન્યું છે. તેમાં બીજા કોઇનો શો દોષ કાઢું ?

એમ કહીને તે જોરથી રૂદન કરી અશ્રુપ્રવાહ વહેવડાવવા લાગી.

પોતાનો એક હાથ ફ્લોરાના ગળામાં વિંટાળીને અને બીજા હાથે તેના અશ્રુ લોહતાં જુલીઆએ કહ્યું “ પણ મને કહેતો ખરી કે તને થયું છે શું ? ”

ફ્લોરા—હાય ! શું કહું ? મારા ઉપર અનેકાનેક અત્યાચાર થઈ રહ્યાં છે.

જુલીઆ—શું અત્યાચાર? તારા ઉપર અત્યાચાર કરનાર વળી કોણ છે?

ફ્લોરા—કોણ તે વળી શું? તમારા મહાત્મા યુલિસિઝ. બીજું કોણ? હાય! તેણે એવા તો બીભિત્સ શબ્દો પ્રયોગ કર્યા છે કે જેનું સ્મરણ થતાંજ મને આપઘાત કરવાનું મન થઇ આવે છે. યુલિસીઝ વિષયાસકત થઇને મારી પાસે વારંવાર અયોગ્ય માગણી કરે છે. અને તેથી મને એટલી શરમ લાગે છે કે જો પૃથ્વી માર્ગ આપેતો તેમાં પ્રવેશ કરૂં. તમેજ બતાવો કે હવે મારે કરવું શું?

એમ કહીને તે ફરી રોવા લાગી.

જુલીઆ—ઘણા આશ્ચર્યની વાત! મેં તો સાંભળ્યું હતું કે યુલિસીઝ એક મહાન સાધુ પુરૂષ છે. પણ તેના સંબંધમાં આજે તારા મોઢે કાંઇ જુદુંજ સાંભળું છું. આ શું કહેવાય? હશે, દીકરી, રડીશ નહિ. હું તેમને સમજાવીશ.

ફ્લોરા—અરે, એતો બધી કહેવાની વાતો છે. તેના સંબંધમાં મને જે અનુભવ મળ્યો છે તે ઉપરથી કહુંછું કે તે સાધુના રૂપમાં શેતાન જેવો છે. તે કહે છે કે પાદરીઓને જગતકર્તાએ પાપ મૂક્ત કરેલા હોવાથી તેમને ગમે તેવા અઘટિત કામ કરવાની છુટ છે. અને તેમને પાપનો પાશ કદી પણ લાગતો નથી. શું એ કદી પણ સંભવીત છે કે?

જુલીઆ—માત્ર સંભવીતજ નહિ. પણ તે સત્ય છે. મહાન વિભુતીએ તેમને પાપ મૂક્ત કર્યા છે. અને તેથી તેમને પાપનો પાશ લાગતો નથી. પરંતુ એટલું તો ખરૂં કે કોઇપણ વ્યક્તિની ઇચ્છા વિના તેના ઉપર બળાત્કાર કરવાની તેમને છુટ નથી.

ફ્લોરા—મેં મારી માતુશ્રીના શિક્ષણથી આકર્ષાઇને તેની ઇચ્છાનુસાર ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો છે. પરંતુ હવે હું તે અવિચારી કામને માટે ઘણી પસ્તાઉંછું. પણ "રાંડયા પછીનું ડહાપણ" શા કામનું ? મારા પ્રારબ્ધમાં જે લખેલું હતું તે બની ચુકયું છે. હવે તેને માટે શોક કરવો મિથ્યા છે. પણ વારૂ ! આપ કયા દેવળમાં રહોછો ? એ તો હું આપને પૂછવાનું ભૂલીજ ગઈ.

જુલીઆ—દીકરી ! હું તલૈતલા નગરના મુખ્ય દેવળમાં રહું છું. આ પહાડી પ્રદેશના લોકો અમારા ઉપર ઘણી શ્રદ્ધા રાખે છે. અને તેથી ધાર્મિક ક્રિયાઓ કરાવવા અર્થે અમનેજ બોલાવે છે. હું એક પખવાડીયાથી અહિં આવીછું, અને પરમ દિવસે પાછા જવાનો વિચાર છે.

ફ્લોરા—શ્રીમતી ! કૃપા કરીને મને પણ ત્યાં લઇ જાઓ. અને મારા શીળવ્રતનું રક્ષણ કરો. હું આપની આગળ હાથ જોડીને તેને માટે યાચના કરૂંછું.

જુલીઆ—આ કાંઇ કઠણ કાર્ય નથી. હું આજેજ તમને મારા આશ્રમમાં લઇ જઇ શકુંછું.

ફ્લોરા—જો તેમ કરશો તો તમારો મારા ઉપર મહદ્ ઉપકાર થશે. ગમે તેમ કરીને મને પાપી યુલિસીઝના હાથમાંથી બચાવો. એટલી મારી અભ્યર્થના માન્ય કરો. હું તમારો ઉપકાર આખા આયુષ્ય પ્રયંત ભૂલીશ નહિ.

જુલીઆ—ફ્લોરા ! તું જાણે છે કે દેવળમાં રહેનારી યુવતીઓને કેવાં કેવાં સંકટો સહન કરવાં પડે છે ?

ફ્લોરા—શ્રીમતી ! હું તે વિષે બરાબર જાણુંછું. પણ મારા શીળ-

વ્રતના રક્ષણ અર્થે તે સઘળા સંકટો હું સહન કરીશ. આપ તે વિષે કાંઇપણ ચિંતા કરશો નહિ.

ફ્લોરાનો આવો પ્રતીઉત્તર સાંભળીને જુલીઆએ તેને કોટિ-કરીને કહ્યું "દીકરી! નિશ્ચિંત થા! હું ગમેતેમ કરીને તારા શીળ-વ્રતનું રક્ષણ કરીશ. પણ હા! તે કામ કઠણ છે ખરૂં!"

ફ્લોરા—શ્રીમતી! કઠીન કાંઇપણ નથી. અને જો કઠીન હશે તો શરીરે કષ્ટ પણ ઉઠાવીશ. પરંતુ કૃપા કરીને મને બચાવી લો. નહિતો યુલસીઝ બળાત્કારે મારા શીળવ્રતનું ભંગ કરશે.

માત્ર આટલાજ શબ્દો બોલીને તેનો કંઠ રૂંધાઇ જવાથી તે ચુપ થઇ ગઈ. અને ડુસ્કે ડુસ્કે રોવા લાગી. એટલે તેને આશ્વાસન આપતાં જુલીઆએ કહ્યું "દીકરી! શા માટે આવું કલ્પાંત કરે છે? હું ગમેતેમ કરીને તારા શીળવ્રતનું રક્ષણ કરીશ. પણ તું જાણે છે કે યુલિસીઝ એક સમયે સ્પેનના સઘળા ખ્રિસ્તી દેવળોનો અધ્યક્ષ હતો. પણ થોડા સમયથી તેને તેના ઓદ્ધા ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો છે, તેમ છતાં તે ખ્રિસ્તીઓમાં ઘણો સારો લાગવગ ધરાવે છે. તેથી તેની સામે હું ફાવી શકીશ કે નહિ એ સંદેહયુક્ત છે. તેમ છતાં પણ તારા શીળવ્રતનું રક્ષણ કરવાનું હું તને વચન આપુંછું."

જુલીઆએ ફ્લોરાને યુલિસિઝના પાપી પંજામાંથી બચાવવાનું વચન તો આપ્યું. પણ તેના અંતઃકરણમાં એવી ચિંતા ઉત્પન્ન થઇ કે જો તે તલૈતલાના દેવળમાં આવશે તો તેનું અપુર્વ સૌંદર્ય જોઇને સઘળા પાદરીઓ તેના તરફ આકર્ષાશે. તો તે વખતે હું તેના શીળ-વ્રતનું રક્ષણ કેવી રીતે કરીશ? આ પ્રમાણે તેના અંતકરણમાં શક ઉત્પન્ન થવાથી કેટલીકવાર સુધી તે મૌન્ય ઉભી રહી. આ પ્રમાણે કેટલીકવાર સુધી મૌન્ય ઉભા રહ્યા પછી તે બોલી "દીકરી! તું કોઇ

વાતની ચિંતા કરીશ નહિ. હું, તને મારી સાથે તલૈતલા નગરમાં લઇ જઇશ. અને ત્યાં મારા પ્રાણના ભોગે પણ તારા શીળવ્રતનું રક્ષણ કરીશ.

ફ્લોરા—શ્રીમતી ! હું તમારો ઘણો આભાર માનુંછું, હમણા મારી દીન અવસ્થામાં બેન હેલન સિવાય મને આશ્રય આપનાર અન્ય કોઇપણ નથી. અને તે પણ પોતાના પિતાના આશ્રયમાં હોવાથી તેની ઇચ્છા વિરૂદ્ધ મને આશ્રય આપવાને અશક્ત છે. આવા સમય-માં તમે મને સહાયતા આપવાનું જે વચન આપ્યું છે, તે તમારો મહદ્ ઉપકાર હું કદી કદી પણ ભૂલીશ નહિ.

જુલીઆ—હા ! પણ તેમાં એક વાંધો છે. અને તે એ છે કે તારે મારી સાથે રહેવું પડશે. જો તેમ કરવાની તારી ઇચ્છા ન હોય તો હું તારા શીળવ્રતનું રક્ષણ કરી શકીશ નહી.

ફ્લોરા—શ્રીમતી ! હું તમારી સાથે રહેવાને માટે તૈયારછું, પરંતુ તમારે મારૂં રક્ષણ કરવું પડશે.

જુલીઆ—ફ્લોરા ! તારૂં આનંદી મુખડું અને શીળવ્રત તરફનો તારો પ્રેમ જોઇને મને તારા ઉપર ઘણો પ્રેમ ઉપજે છે. ઠીક જયાં સુધી તું મારા આશ્રયમાં રહીશ ત્યાં સુધી હું તારા શીળવ્રતના રક્ષણ અર્થે બની શકતા સઘળા પ્રયત્નો કરીશ.

જો કે તેણે ફ્લોરાના શીળવ્રતનું રક્ષણ કરવાનો વાયદો તો કર્યો. પરંતુ તે મનમાં કાંઇ જુદાજ વિચારો ઘડતી હતી. ત્યાં લઇગયા પછી ફ્લોરા સૌંદર્યનો કેવો ઉપયોગ કરવો તે વિષે તેના મનમાં અનેકાનેક તરંગો ઉઠતા હતા. ઘણીવાર સુધી વિચાર કરીને તે એવા ઠરાવ ઉપર આવી કે " તલૈતલાના કોઇ ખ્રિસ્તી યુવક સાથે ફ્લોરાનો સંબંધ સાંધી આપવો. જો કે હાલમાં તો તે ઉક્ત વાતનો અસ્વીકાર કરે છે,

પણ કોઈ રસીલા યુવકના સમાગમમાં આવતાંજ તે સઘળું ભૂલી જશે.” આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તે બોલવા જાય છે, એટલામાં પાછો કાંઇ વિચાર આવતાં તે શાંત થઇને મનમાં કાંઇ નવિન યોજના ઘડવા લાગી. અને થોડીવારમાંજ એક નવીન વાતનું સ્મરણ થઈ આવતાં તેણે ચોંકીને ફ્લોરાને કહ્યું “દીકરી! તને ત્યાં લઇ જવામાં એક મુશ્કેલી છે.”

ફ્લોરા—શ્રીમતી! તે મુશ્કેલી કેવી છે, અને કોને આભારી છે તે કૃપા કરીને જણાવશો?

જુલીઆ—દીકરી! તું જાણે છે કે તલૈતલામાં ઇસ્લામી રાજ્ય છે? અને તેથી જો તેમને તારા આગમનની જાણ થશે તો આપણા સઘળા ઉપર મહાન વિપત્તી આવી પડશે. હમણા થોડાજ સમય પહેલાં તેમણે તારા કારણથી કોરડોવામાં અનેક ખ્રિસ્તીઓને કેદ કર્યા હતા. જો કે હમણા તો તેમને કાંઇ પણ શિક્ષા કર્યા વિના છુટા કરવામાં આવ્યા છે. પણ તારી શોધ ખોળતો હજી ચાલુજ છે.

ફ્લોરા—શ્રીમતી! તે વાતની કાંઈ ચિંતા કરશો નહિ. જો હમણા તમે યુલિસીઝના પંજામાંથી મારૂં રક્ષણ કરશો તો તલૈતલામાં ગયા પછી હું તમને પણ મુસલમાનોના હાથમાથી બચાવી લઇશ. માટે કૃપા કરીને મને તમારી સાથે લઇ જાઓ.

જુલીઆ—દીકરી! તું ઘણી ભોળી છે. હજી તારી બુદ્ધિ પરિપકવ થઇ નથી. અને તે કારણથીજ આવા બાલીશી શબ્દ પ્રયોગ કરે છે? ભલા કહે તો ખરી કે તું અમને મુસલમાનોના ત્રાસમાંથી કેવી રીતે બચાવી શકીશ?

ફ્લોરા—શ્રીમતી! પ્રસંગ આવે મારી બુદ્ધિનો પરિચય આ-

પને કરાવીશ. અને તે વખતે આપની ખાત્રી થશે કે હું શું કરી શકું છું. પણ હમણા તો ગમેતેમ કરીને મારા શીળવ્રતનું રક્ષણ કરો. જો હું અહિં બેચાર દિવસ વધુ રહીશ તો પરિણામે મને આપઘાત કરવો પડશે. તમારી વાતો ઉપરથી જણાય છે કે તમે મને તલૈતલા નગરમાં લઈ જવાને ઇચ્છતા નથી.

જુલીઆ—દીકરી ! તું કાંઇપણ ચિંતા કરીશ નહિ. હું હમણા જ યુલિસીઝને બોલાવીને આ સંબંધે તેની સાથે વાતચીત કરૂંછું. તેની સાથે નકકી કર્યા પછી હું તને મારી સાથે લઇ જવાની સઘળી ગોઠવણ કરીશ.

ફ્લોરા—શ્રીમતી ! તેને અહિં શા માટે બોલાવો છો ? શું તમે એમ ધારો છો કે તે મને પોતાના સ્વાધીનમાંથી પ્રસન્ન ચિતે મૂક્ત કરશે ?

જુલીઆ—દીકરી ! હું ધારૂં છું કે મારી સાથે તને આવવા દેવામાં તે કાંઇ પણ આનાકાની વા અસ્વીકાર કરશે નહિ.

આ પ્રમાણે કહીને તે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરા મનમાં વિચાર કરવા લાગી કે અહિંથી બીજા સ્થળે ચાલ્યા જવામાંજ લાભ છે. જો અહિં રહીશ તો મારા શીળવ્રતનું ભંગ થવાનો ભય છે. પણ જો અહિંથી અન્ય સ્થળે ચાલી જઇશ તો અવસ્ય મારા શીળવ્રતનું રક્ષણ થશે. માટે આ બીજો માર્ગ ગૃહણ કરવાનુંજ ઉચિત છે. ઓ પરમાત્મા ! હવે આ રંક કિંકરી તારે શરણે છે. અત્યાર સુધીતો તેં મારા શીળવ્રતનું રક્ષણ કર્યું છે. પરંતુ ભવિષ્યમાં આવી પડનારી સઘળી આપદાઓમાંથી પણ મને બચાવી લેજે. ઓ દીનદયાળ ! તારા સિવાય મને કોઇનો આશ્રય નથી.

આ પ્રમાણે તે પ્રાર્થના કરી રહી છે, એટલામાં તેના ઓરડાનું

દ્વાર ઉઘડયું. અને યુલિસિઝ, જુલીઆ, તેમજ ફ્લોરેન્ડાએ તેમાં પ્રવેશ કર્યો. ફ્લોરેન્ડા એકદમ દોડીને ફ્લોરાને ભેટી પડી. અને તેને દ્રઢા લિંગન આપીને કહ્યું " બેન ફ્લોરા ? અહિં તમને એવું શું દુઃખ પડયું છે કે જેના લીધે તમારૂં રૂદન બંધ થતુંજ નથી. હું તમને જરા પણ શોકગ્રસ્ત જોઉં છું કે મારા રહૃયમાં કોણ જાણે શું થઈ જાય છે તે હું તમને કહી શકતી નથી. પરંતુ તમે તો મારા ઉપર પણ ક્રોધે ભરાયા છો. અને તેથી અમોને સઘળાને તજી : જવાના છો એ શું સત્ય છે ?

ફ્લોરા—હા ! તમારૂં કહેવું ખરૂં છે હું જુલીયાની સાથે તેના આશ્રમે જવાની છું. અને હવે પછી ત્યાંજ મૂકામ કરીશ.

યુલિસિઝ—પણ તે કેમ બનશે ? તારા એકને લીધે ત્યાં અનેક જીવો નાના પ્રકારની આપદાઓમાં આવી પડશે, તેનો કાંઇ વિચાર કર્યો ?

જુલીયા—પિતાજી ! તેને માટે એક યુક્તિ થઈ શકે છે. અને એ છે કે તલૈતલામાં ગયા પછી ફ્લોરા નામ બદલીને બીજું કોઇ બંધ બેસ્તું નામ રાખવું. જેથી તેને કોઈ ઓળખી શકે નહિ. વળી તે દેવળની બ્હાર પણ જવાની નથી કે જેથી પકડાઇ જવાનો ભય રહે. મને તો આ યુક્તિ સારી લાગે છે. અને જો તે અમલમાં મૂકવામાં આવશે તો મને ખાત્રી છે કે ફ્લોરાને તલૈતલા નગરમાં રહે- કાંઇ અડચણ પડશે નહિ.

યુલિસિઝે જાણ્યું કે જુલીઆ ફ્લોરાને પોતાની સાથે લઇ જવાની યુક્તિ કરે છે. તેથી પહેલાં તો તે તેના ઉપર પણ ક્રોધે ભરાયો. પરંતુ તેમાં તેનાથી કાંઈ પણ પ્રબંધ થઇ શકે તેમ ન હોવાથી છેવટે તેણે ફ્લોરાને જુલીઆ સાથે જવાની આજ્ઞા આપતાં કહ્યું " ઠીક ! આપ-

ણામાંનો કોઇપણ માણસ ફ્લોરાની ભાળ આપશે નહિ. પરંતુ ફ્લોરા જેવી એક નવજુવાન યુવતી દેવળમાં સાધ્વી તરીકે પ્રવેશ કરે એ મને તો રૂચતું નથી. પણ જ્યારે તમારો તેને લઇ જવાનો આગ્રહ છે, ત્યારે હું ના પાડી શકતો નથી. મારી ધારણા એવી હતી કે ફ્લોરાને ફ્રાંસ અને રોમ નગરમાં લઇ જઇને ત્યાંના લોકોનું ઉન્નત જીવન દેખાડવું. ”

ફ્લોરા—નહિ ! હું તમારી સાથે પ્રવાસે આવવા ઇચ્છતી નથી. તેમ મને તમારા કહેવા પ્રમાણે વિલાશી યુવકોના સમાગમમાં આવવાની પણ ઇચ્છા નથી. માત્ર ઇચ્છા નથી, એટલુંજ નહિ, પણ મને તેવા અપકૃત્ય સામે તિરસ્કાર ઉપજે છે. તે સુધરેલા રૂપમાં વેશ્યાવૃતિ જેવુંજ છે, અને સદગુણી ઇસ્લામીઓ વેશ્યાવૃતિને અંતકરણ પુર્વક ધિક્કારે છે. તેમ હું પણ એક ઇસ્લામી અબળા હોવાથી તેવી સુધરેલી વેશ્યાવૃતિ પરત્વે ઘૃણાયુક્ત દ્રષ્ટિથી નિહાળું છું તેથી હું તમારી સાથે પ્રવાસે આવી શકીશ નહિ. માટે મને તો તલૈતલા નગરમાં જવા દો.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! હું જાણતી ન હતી કે તમે મારો ત્યાગ કરી જશો. હું તમને મારી નાની ભગિની સમાન ગણું છું. અને તેથી હું તમારાથી જુદી રહેવા ઇચ્છતી નથી. તમારૂં વિરહ મારાથી સહન થઇ શકશે નહિ. માટે હું પણ તમારી સાથેજ આવીશ.

યુલિસિઝ—ફ્લોરેન્ડા ! જો તમે ત્યાં જશો તો મુસલમાનો તમને પકડી લેશે. અને તમારા કારણથી કદાચ ફ્લોરા પણ પકડાઇ જશે. આ કારણથી તમારે માટે ત્યાં જવાનું ઇચ્છિવાજોગ નથી. માટે તમે ત્યાં જશો નહિ.

ફ્લોરેન્ડા—પાદરીસાહેબ! ગમે તેમ થાય પણ હું ફ્લોરા વિના અહિં એકલી રહી શકીશ નહિ. જો હમણા નહિ જાઇશ તો એક સપ્તાહ પછી જાઇશ. પણ જાઇશ તો ખરી.

યુલિસિઝ—જુલીઆ! તમે બન્ને તલૈતલા નગર તરફ ક્યારે પ્રયાણ કરશો?

જુલીઆ--પિતાજી! અમે પરમ દિવસે અમારા પ્રવાસનો આરંભ કરીશું.

યુલિસિઝ—જુલીઆ! આવી ઋતુમાં પ્રવાસ કરવાનું કામ ફ્લોરાને ઘણું વસમું લાગશે.

ફ્લોરા—નહિ! મને કાંઇ પણ શ્રમ થશે નહિ. હું જુલીઆ સાથે આનંદથી પ્રવાસ કરીશ.

આ પ્રમાણે ફ્લોરાના પ્રવાસની ચર્ચા થઇ રહ્યા પછી યુલિસિઝ અને જુલીઆ ઓરડામાંથી બ્હાર ચાલ્યા ગયા. તેમના ગયા પછી ફ્લોરેન્ડા રડવાનું ઢોંગ કરીને કહેવા લાગી. “ફ્લોરા! શા માટે તમારૂં યૌવન વ્યર્થ ગુમાવો છો? હજી પણ મારૂં કહ્યું માનીને તલૈ-તલા જવાનો વિચાર માંડી વાળો. બેન! હું સત્ય કહું છું કે દેવળને દેહ અર્પણ કરવામાં કાંઇ પણ સાર નથી. અમે તો તેવા જીવનથી કંટાળી ગયા છીએ, પણ શું કરીએ? ઘણો લાંબો સમય થઇ ગયાથી અમે ત્યાંથી બ્હાર નિકળી શકતા નથી, હમણા જો મારૂં કહ્યું નહિ માનો તો પાછળથી તમને પશ્ચાતાપ કરવો પડશે.”

ફ્લોરા—બેન! ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. તેની મને કાંઇ પણ ચિંતા નથી. પણ હમણા તો દુષ્ટ યુલિસિઝના હાથ-માંથી છુટીશ ને?

ફ્લોરેન્ડા—નહિ ! ફ્લોરા, તે કામ ઘણું કઠણુ છે.

ફ્લોરા—એન ! જો તમારૂં કહેવું ખરૂં હોય તો જુલીઆએ મારા શિયળવ્રતનું રક્ષણુ કરવાનું મને વચન આપ્યું છે તેનું કેમ!

ફ્લોરેન્ડા—વચન ભલેને આપ્યું, પરંતુ તે પણુ કાંઈ કરી શકશે નહિ. માત્ર એક વાતનો બાધ આવે છે. નહિતો સઘળો ભેદ તમને કહી દેત. મેં ઇસુખ્રિસ્તની પ્રતિમા આગળ પ્રતિજ્ઞા લીધી ન હોતતો તમને દેખાડી આપત કે દેવળની સાધ્વીઓનું જીવન કેવું હોય છે ? પણુ હવે તો હું પ્રતિજ્ઞાનો ભંગ કરવાને અશક્ત છું. તેમ છતાં પણ ફરી કહું છું કે સાધ્વી થવાનો વિચાર બંધ રાખો. કેમકે તેમાં તમારૂંજ શ્રેય છે.

ફ્લોરા—ગમે તેમ હોય પણુ હવે હું યુલિસિઝની પાસે રહેવાનું પસંદ કરતી નથી. જો તમે મને આત્મઘાત કરવાનું કહેતા હોતો તેમ કરવાને માટે તૈયાર છું. પણુ હવે વધુવાર અહિં રહેવાની મારી ઇચ્છા નથી.

ફ્લોરા—એન ! જેવી તમારી ઇચ્છા. મારે જે કહેવાનું હતું તે કહી ચુકીછું, હવે તેનો સ્વીકાર વા અસ્વીકાર કરવો એ તમારી ઇચ્છા ઉપર આધાર રાખે છે. પણુ યાદ રાખજો કે છેવટે તમારે પશ્ચાતાપ કરવો પડશે. અને તે વખતે મારી શિખામણ તમને યાદ આવશે. માટે જો હજી પણુ મારૂં કહ્યું માનોતો તેમાં તમનેજ લાભ છે. પછી તો જેવી તમારી ઇચ્છા. હવે હું તમને વધુ આગ્રહ કરીશ નહિ.

ફ્લોરા—એન ! જે થવાનું હોય તે થાય. પણુ હુંતો તલૈતલા નગરમાં જવાનો દ્રઢ નિશ્ચય કરી ચુકીછું. અને તે નિશ્ચય કોટી ઉપાયે પણુ ફેરવીશ નહિ.

તેમની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે. એટલામાં હેલન પણ ત્યાં આવી પહોંચી. એટલે ફ્લોરેન્ડાએ રડતાં રડતાં તેને કહ્યું "બેન! ફ્લોરા તો આપણો ત્યાગ કરીને સાધ્વી થવા જાયછે."

હેલન—હા! તે વિષે હું જાણું છું. તેણે મને તે વિષે કહ્યું હતું. જો કે મેં તેને તેમ કરવાની ચોખ્ખી ના પાડી છે. પણ તે મારૂં કહ્યું માનતી નથી.

ફ્લોરેન્ડા—હા! મેં પણ તેને ઘણી સમજાવી. પરંતુ તેના ઉપર કાંઇપણ અસર થઇ નહિ. અને પરમ દિવસે તે જુલીઆ સાથે તલૈતલા નગરમાં જવાની છે.

હેલન—બેન ફ્લોરા! પ્રભુની ખાતર તમે મારૂં કહ્યું માનો. મને તમારા ઉપર ઘણી દયા આવે છે. તમારા વિયોગમાં હું ઘેલી થઇ જઇશ. માટે ત્યાં જવાનો વિચાર માંડી વાળો. જેથી તમારા મુખચંદ્રના દર્શનનો લ્હાવો હું નિત્યે લઇ શકું.

ફ્લોરા—નહિ! હવે હું મારો નિશ્ચય ફેરવી શકતી નથી.

ફ્લોરા કોરડોવા નગરનો ત્યાગ કરીને તલૈતલા નગરમાં ચાલી જાય, તે પહેલાં તેને સમજાવીને ત્યાંજ રાખવા માટે ફ્લોરેન્ડા અને હેલન બન્નેએ ભગીરથ પ્રયાસ કરવાનો નિશ્ચય કર્યો. તેઓ રાત દિવસ ફ્લોરા સાથે રહીને તેને સમજાવવા લાગ્યા. અને છેલ્લી ઘટિકા પ્રયંત તેમણે પોતાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. પણ તે સર્વાંશે નિષ્ફળ ગયો. જે દિવસે સવારે ફ્લોરાને જવાનું હતું તેની આગલી રાત્રે તેને નિદ્રા આવી નહિ. તેથી તે વિચાર કરવા લાગી કે "શા માટે મને ફ્લોરેન્ડા અને હેલન સાધ્વી થવાનું ના કહેછે? તેમાં એવું ખોટું શું હશે, તે સમજી શકાતું નથી. હા! કદાચ યુલિસીઝ, ફ્લોરેન્ડા, હેલન અને જુલીઆના કહેવા

પ્રમાણે તેમાં શિયળવ્રત ભંગ થવાનો ભય હોય ખરો. પણ જે યુવતી ભ્રષ્ટ થવા ઇચ્છતી નથી, તેને કોણ ભ્રષ્ટ કરનાર છે." બિચારી ભોળી ફ્લોરા આ પ્રમાણે વિચાર કરી રહી છે, પણ તે જાણતી નહતી કે તેની માન્યતા ભૂલભરેલી છે. તે દેવળની જીંદગીને જેટલી પવિત્ર અને ભયરહીત ગણે છે, તેટલા પ્રમાણમાં તે પવિત્ર અને ભયરહીત નથી. તેમાં શિયળભંગ થવાનો નિરંતર ભય રહે છે. પણ આ સઘળું તેને બતાવે કોણ? યુલિસીઝનો તેમાં સ્વાર્થ રહેલો હોવાથી તે તો તે વિષે કાંઇ કહેજ નહિ. તેમજ ફ્લોરેન્ડા અને જુલીયાએ પણ દિક્ષા લેતી વખતે પાદરી સમક્ષ પ્રતિજ્ઞા લીધેલી હોવાથી તેઓ પણ તત્સંબંધે એક શબ્દ માત્ર પણ કહેવાને અશક્ત છે. હવે રહી માત્ર હેલન. પણ જ્યારે તે પોતેજ તત્સંબંધે કાંઇ પણ જાણતી નથી, તો ફ્લોરાને શું કહે ? આ પ્રમાણે ફ્લોરાને કોઇ પણ વ્યક્તિની સલાહ નહિ મળવાથી તેતો પોતે ગ્રહણ કરેલા માર્ગને સુરક્ષિત માનીને યુલિસીઝના પાપી પંજામાંથી મૂક્ત થવાનો પ્રસંગ મળવાથી આનંદ પામતી હતી. હવે જોઇએ ભવિષ્યમાં તે બિચારીના કેવા હાલ થાય છે?



# પરિશિષ્ટ ૪ થું.

## હેલનનો ક્રોધ.

ફ્લોરાએ તલૈતલાના પ્રવાસ માટે નક્કી કરેલો દિવસ છેવટે આવી પહોંચ્યો. આજે પ્રભાતના પહોરથીજ ફ્લોરા પ્રવાસે જવાની તૈયારીઓ કરી રહી છે. તેની સહચરી ફ્લોરેન્ડા અને હેલન એકાગ્રચિતે તેની સામે જોઇ રહી છે. યુલિસિઝના પાપી પંજામાંથી તે મુક્ત થએલી હોવાથી તેને ઘણો આનંદ થાય છે. પણ રખેને ભવિષ્યમાં તેવીજ આપત્તિ પુન આવી પડે એવી ચિંતાથી તે પ્રસંગોપાત શોકાકુળ પણ થાય છે. આ પ્રમાણે તેના રમણીય મુખ ઉપર ઘડીમાં આનંદ અને ઘડીમાં શોકના ચિન્હ સ્પષ્ટ જણાઇ આવે છે. હેલન એક બુદ્ધિશાળી યુવતી હોવાથી તે ફ્લોરાના અંતકરણમાં ઉદ્દભવતા વિચારોને કળી ગઈ. અર્થાત ફ્લોરાના મનોભાવ સંપુર્ણ રીતે જાણી ગઇ. તેથી તેની નિકટમાં જઇને તેણે તેના ગળામાં બાંહ્ય નાખીને આ પ્રમાણે કહ્યું “બેન ફ્લોરા! હજી પણ મારૂં કહ્યું માનીને અહિં રહોતો વધારે સારૂં છે.”

ફ્લોરા—નહિ! હવે હું મારો નિશ્ચય ફેરવી શકતી નથી. જે થવાનું હતું તે થઇ ગયું.

હેલન—બેન! એ તમારો દુરાગ્રહ છે. હજી પણ તમારી ઇચ્છા હોય તો તમે તલૈતલા જવાનો વિચાર બંધ રાખીને અહિં રહી શકો છો.

ફ્લોરા—બેન! તમે મારા મનોભાવ હજી સમજી શક્યા નથી.

એમ ન સમજતા કે હું રાજીખુશીથી તલૈતલા જવાને માટે તૈયાર થઇ છું. પણ મને યુલિસિઝે ત્યાં જવાની ફરજ પાડી છે. તેની કુચેષ્ટાઓથી હું બિલકુલ કંટાળી ગઇછું. તેથી અહિં વધુવાર રહેવાનું મને સહીસલામત લાગતું નથી. મારી મનેચ્છા તો એ છે કે ફરી ભાઇના આશ્રયમાં જઇને તેની માફી માગવી. અને પુન પવિત્ર ઇસ્લામ ધર્મ નો અંગીકાર કરવો. પરંતુ મને ત્યાં કોઇ લઇ જતું નથી. તેથી ના છુટકે મારે તલૈતલા નગરમાં જવું પડે છે. તમે જાણો છો કે મને એકાંતમાં રહેવાનું ઘણું ગમે છે. અને તેથી હું પરપુરૂષના સમાગમ માં આવવા ઇચ્છતી નથી. એટલુંજ નહિ, પણ મને કોઇ પણ પુરૂષ સાથે વાત કરતાં ઘણી શરમ લાગે છે. હવે તમેજ કહો કે હું પર-પુરૂષના સમાગમમાં જીવન કેવી રીતે વ્યતીત કરી શકું ? તમારી વાત જુદી છે. તમે બાળપણાથીજ પુરૂષોની સાથે રહેવાને ટેવાએલા છો. તેથી તમારા નેત્રામાંથી શરમ નષ્ટ થઈ ગઈ છે. અર્થાત તમારા ચક્ષુઓ લજ્જાવિહીન થઇ ગયા છે. તેથી તમને પુરૂષોની સંગતનો અણુગમો થતો નથી. પણ મારાથી તેમ થઇ શકશે નહિ. તેથી એકાંત જીવન ગાળવાની મનેચ્છાથીજ તલૈતલા નગરમાં જવાનો વિચાર છે. માટે કૃપા કરીને હવે મને વધારે આગ્રહ કરશો નહિ.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! જો તમે પુરૂષોના સમાગમથી દુર રહેવાના ઇરાદાથીજ તલૈતલા તરફ જતા હો તો હું તમને વચન આપું છું કે તમારી ઇચ્છા વિના કોઇપણ પુરૂષ તમારી પાસે આવી શકશે નહિ. માટે તલૈતલા નગરમાં જવાનો વિચાર બંધ રાખો. કેમ હવે કાંઇ વાંધો છે ?

હેલન—તેતો હું પણ કહુંછું. જો તે મારી સાથે રહેવા ઇચ્છતા

હોય તો હું તેમને વચન આપું છું કે તેમની રજા સિવાય કોઇપણ પુરૂષ તેમની પાસે જઈ શકશે નહિ. કેમ બેન ફ્લોરા! શો વિચાર છે?

ફ્લોરા—બેન! તમે શા માટે દુરાગ્રહ કરોછો? મને તમારા ઉપર વિશ્વાસ આવતો નથી. તમે તમારા વચનનું પ્રતિપાદન કરી શકશો કે કેમ એ વિષે મને શંકા રહે છે.

હેલન—શું તમને મારા ઉપર વિશ્વાસ નથી?

ફ્લોરા—વિશ્વાસ કેમ આવે? જ્યારે તમે યુલિસીઝને મારી પાસે આવતો અટકાવી શકતા નથી ત્યારે બીજાને કેમ અટકાવી શકશો? જો તમારૂં કહેવું સત્ય હોય તો પહેલાં તમે યુલિસીઝને અહિં આવતો બંધ કરો. કેમકે હું તેની સામે દ્રષ્ટિ કરવા પણ ઇચ્છતી નથી. જો તેમ કરી શકતા હોતો હું અહિં રહેવાને માટે તૈયાર છું.

ફ્લોરેન્ડા—યુલિસીઝની વાત જુદી છે. તે આપણો દેવળાધ્યક્ષ હોવાથી ધાર્મિક કાર્યાર્થે તમારે તેમને તો મળવુંજ પડશે. શું તમે એમ ધારોછો કે તલૈતલામાં તે તમને મળી શકશે નહિ? નહિ. નહિ. તે તમારી ભૂલ છે. તલૈતલાના દેવળો પણ તેના અધિકાર તળે હોવાથી ત્યાં પણ તમારે તેને મળવુંજ પડશે. અને તે પણ તમારી મુલાકાત અર્થે ત્યાં અવશ્ય આવશેજ.

ફ્લોરા—શું તે ત્યાં પણ આવશે? અફસોસ! તે પિશાચ મારો પીછો મૂકતો નથી.

હેલન—ઠીક! ફ્લોરા! જ્યારે તમારી જવાનીજ ઇચ્છાછે, ત્યારે અમે તમને રોકી શકતા નથી. પણ યાદ રાખજો કે તમારા વિયોગમાં હું ઝુરી ઝુરીને મરીશ. હાય! ફ્લોરા તમે મારૂં જીવન નિરર્થક બનાવો છો.

ફ્લોરા—બેન ! હેલન ! હમણા તો તમને એમ લાગે છે. પણ જ્યારે ઘેર જશો ત્યારે માત્ર એ દિવસમાંજ સઘળું ભૂલી જશો.

હેલન—નહિ ફ્લોરા ! હું તમને કદી પણ ભુલીશ નહિ. એ દિવસ તો શું પરંતુ એ વરસમાં પણ તમને ભુલીશ નહિ.

આ પ્રમાણે પોતાના અંતઃકરણના ઉદ્દગાર કાઢીને તે નીચી દ્રષ્ટિથી રૂદન કરવા લાગી. તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ફ્લોરા આ દ્રષ્ય જોઈ શકી નહિ. તેથી એકદમ દોડીને તે હેલનને ભેટી પડી. અને તેને આશ્વાસન આપતાં કહેવા લાગી "બેન ! શા માટે રડોછો ? હું તમારૂં રૂદન જોઇ શકતી નથી. તમારા નેત્રોમાંથી વહેતો અસ્ખલિત અશ્રુપ્રવાહ મારા અંતકરણને વિંધી નાખે છે. જો તમે આ પ્રમાણે રડયા કરશો તો મારૂં જીવન તલૈતલામાં પણ અકાર્ય થઇ પડશે. અને પરિણામે તમારૂં સ્મરણ કરીને રાત દિવસ રડયા કરીશ. માટે બેન ! મારૂં કહ્યું માનીને શાંત થાઓ."

ફ્લોરેન્ડા—ફ્લોરા ! હેલનને તમારા માટે ઘણો શોક થાય છે, પણ મને તેમ થતું નથી. કેમકે હું પણ તમારી સાથેજ ત્યાં આવવા નીછું.:પણ મને ખેદ એ વાતનો થાય છે કે તમે હાથે કરીને જીંદગીને પાયમાલ કરો છો. હું પણ દેવળમાં રહેતી હોવાથી તમને દેવળમાં રહેવાની તો ના પાડી શકતી નથી. પણ જ્યારે તમારા સ્નેહનો વિચાર કરૂંછું ત્યારે જે સત્ય છે તે આપો આપ બહાર નિકળી આવે છે. તેથી હું તમને ફરી પણ કહું છું કે દેવળને તમારૂં નિવાસગૃહ બનાવવાનું સલાહકારક નથી. એ સિવાય હું કાંઇ પણ વધુ કહી શકતી નથી.

ફ્લોરેન્ડા પોતાનું છેલ્લું વાકય પુરૂં કરી રહે તે પહેલાં યુલિસીઝ અને જુલીઆ ત્યાં આવી પહોંચ્યા. જુલીઆએ ઓરડામાં પ્રવેશ

કરતાંજ પ્રશ્ન કર્યો “ કેમ દીકરી ! તું મારી સાથે આવવાને તૈયારછે ?”

ફ્લોરા—હા, શ્રીમતી ! તૈયાર છું. મારે કાંઇ સરસામાન કે રાચ્ચ રચીલું સાથે લેવાનું નથી કે જેથી કાંઈ વિલંબ થાય. હમણા જેવી સ્થિતિમાં બેઠીછું, તેવી સ્થિતિમાંજ આસનનો ત્યાગ કરીને તમારી સાથે આવવાને તૈયાર છું.

જુલીઆ—ઠીક ! ત્યારે આવતી કાલે સવારે આપણે અહિંથી પ્રયાણ કરીશું. કેમકે રાત્રે જવામાં જોખમ રહેલું છે.

આ વાંકય સાંભળીને ફ્લોરા પોતાના આસન ઉપરથી ઉભી થઇ ગઇ. અને ફ્લોરેન્ડા તથા હેલનને ઉદ્દેશીને કહેવા લાગી. “ લો, બેન ! હવે હું રજા લઇશ. જો મારો કાંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. ”

આ વાકય સાંભળીને હેલન મોટે સાદે રડવા લાગી. અને દોડી ને એકદમ ફ્લોરાને ભેટી પડી. દેવળની બ્હાર બે ગંધર્વ સવારીને માટે તૈયાર હતા. તેમાંથી એક ફ્લોરાને માટે, અને બીજુ જુલીઆને માટે હતું. પ્રવાસની સઘળી તૈયારીઓ થએલી હોવાથી ફ્લોરા હેલનનો હાથ પકડીને ઘર બ્હાર નિકળી. તે સઘળો વખત દરમ્યાન હેલનનો અશ્રુપ્રવાહ ચાલુજ હતો. ગંધર્વ ઉપર સવાર થયા પછી ફ્લોરાએ સઘળાની રજા લીધી. પણ હેલન તો શોકમાં નિમગ્ન થએલી હોવાથી તે એક શબ્દ પણ બોલી શકી નહિ. અને ફ્લોરા ઘણે દુર પ્રયંત ગઇ ત્યાં સુધી એક દ્રષ્ટિથી તેની સામે જોઇ રહી. તેને તે સ્થળનો ત્યાગ કરીને ઘરમાં જવાનું પણ ગમતું નહતું. પરંતુ ફ્લોરેન્ડા તેનો હાથ પકડીને અંદર લઈ ગઇ. અને પોતાની પાસે બેસાડીને શિખામણ આપતાં કહ્યું “ દીકરી ! આટી ઘેલછા શા માટે રાખે છે ? માત્ર ચાર દિવસના પરિચયમાં આવો વ્યામોહ તારે શા માટે રાખવો જોઇએ ?

ફ્લોરા તને કાલે આવી મળશે. માટે જરા શાંત થા. અને અશ્રુપાત બંધ કર."

હેલન—તમે શું જાણો? માત્ર ચાર દિવસમાંજ મારે ફ્લોરા સાથે એવો સ્નેહ બંધાઇ ગયો છે કે હું તેના વિના એક નિમિષ માત્ર પણ રહી શકતી નથી. આજ સુધી તેવો સંબંધ મારે કોઇની સાથે થયો નથી. આવી એક કુળવંતી અને સર્વ ગુણસંપન્ન બાળા મને હવે પૂન મળી શકશે નહિ. જો તે અહિં રહી હોત તો અવસ્ય હું તેનું પૂજન કરત. અને હજી પણ જો તેના જેવીજ મુખમુદ્રાવાળી કોઇ યુવતી મળી આવે તો તેના ઉપર પણ હું ફ્લોરા જેટલોજ સ્નેહ રાખવાને માટે તૈયાર છું. ખરેખર મેં તેના જેવી શિયળવ્રત ધારી બીજી કોઇપણ યુવતી જોઇ નથી. તેમ ભવિષ્યમાં પણ જોવાની આશા નથી.

ફ્લોરેન્ડા—તારૂં કહેવું યથાર્થ અને સત્ય છે. હું તેના ઘરમાં લાંબા સમય સુધી રહીછું. અને તે દરમ્યાન મેં તેને કઠિન બ્રહ્મચર્ય પાળતાં જોઇ છે. પણ તેનામાં એક કુટેવ છે. અને તે તેનો દુરાગ્રહી સ્વભાવ છે. તે એવી તો દુરાગ્રહી છે કે પોતાની હઠ કોટી ઉપાયે પણ મૂકતી નથી. પછી તમે તેને ગમે તેટલું સમજાવો પણ જાણે "પથ્થર પર પાણી."

હેલન—ફ્લોરેન્ડા! જો ખરૂં પૂછો તો આ સઘળી ખરાબીઓ યુલિસીઝને લીધેજ થવા પામી છે. આવા શબ્દો બોલતાં મને ઘણો ભય રહેછે. કેમકે જો તે વાત મારા પિતાના જાણવામાં આવે તો યુલિસીઝ સાથેના સંબંધને લીધે તે મારા ઉપર ક્રોધ કર્યા વિના રહે નહિ. પણ મને તો જે સત્ય લાગે છે તેજ કહું છું. ખરેખર પાદરી સાહેબ સાધુના વેષમાં શેતાન જેવાજ છે.

ફ્લોરેન્ડા—હેં! હેં! હેલન! તું શું બોલે છે? નાના મોઢે મોટી વાત કદી પણ શોભે કે? માટે જે કાંઇ બોલવું હોય તે વિચારીનેજ બોલવું. હા! હું પણ જાણુંછું કે ફ્લોરાને તેના કારણથીજ આપણા આશ્રમનો ત્યાગ કરવો પડયો. પણ શું કરીએ? આપણો તેમાં કાંઇ પણ ઉપાય નહતો. આ સંસારમાં આપણું જીવન નિરર્થક અને પરાધીન છે. આપણે ધર્મ ગુરૂઓની સત્તા તળે દબાયલા હોવાથી તેમના ગમે તેવા દુરાચરણો સામે કાંઇપણ બોલી શકતા નથી. તેમ આવી સ્થિતિમાંથી હવે આપણે છુટા પણ થઇ શકતા નથી. તેથી તેનો વિચાર કરવો પણ મિથ્યા છે. જે ગામ જવું ન હોય તેનો માર્ગ શા માટે પૂછવો? હવે તો જે થાય તે મૂગા મૂગા જોયા કરવું. અને તેમ કર્યા સિવાય છુટકો પણ નથી. પાદરીઓનું પ્રબળ એટલું તો વધી ગયું છે, અને આપણા લોકો તેમના ઉપર એટલી તો અંધ શ્રદ્ધા ધરાવે છે કે જો આપણે તેમના વિરૂદ્ધ કાંઇ સત્ય વાત પણ કહીએ તો લોકો તે માનશે નહિ. માટે જ્યાં આપણો કાંઇપણ ઉપાય નથી ત્યાં માથું શા માટે મારવું?

હેલન—તમારૂં કહેવું યથાર્થ છે. પણ તે કોને માટે? માત્ર ખુશામતીઆ અને અસત્યવાદીઓ માટેજ. પણ જેઓ સત્યવક્તા છે તેઓ તો સત્યતાનો સ્ફોટ કરતાં કદીપણ ડરતા નથી. જેમ સૂર્ય આકાશમાં છુપો રહી શકતો નથી. તેમ સત્ય પણ આ સંસારમાં ગુપ્ત રહી શકતું નથી. તેની શક્તિ અગાઢ છે. તેથી તેને છુપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે પણ અંતે સત્યનો સ્ફોટ થયા વિના રહેતોજ નથી. પરિણામે સત્યનોજ જય થાય છે. અને તેથીજ "સત્યમેવ જયતે" એવી કિંવદંતિ આ વિશ્વમાં પ્રચલિત છે. હું પણ સત્યની ઉપાસક હોવાથી સત્ય વાત કહેતાં યુલિસીઝ કે અન્ય કોઇથી

કરતી નથી. અને તેથી ફરી પણ કહુંછું કે જો યુલિસીઝે ફ્લોરા ઉપર અત્યાચાર કર્યો ન હોત તો તે મારો ત્યાગ કરીને અહિંથી કદી પણ જાત નહિ.

ફ્લોરેન્ડા—ઠીક ! હવે તે વાતને જવાદો. અને કાંઇ બીજીવાત કરો. મને લાગે છે કે ફ્લોરાને ત્યાં પહોંચ્યા પછી માત્ર એકજ માસ માં આપઘાત કરવો પડશે. કેમ તમે આ વિષે શો અભિપ્રાય ધરાવો છો ?

હેલન—શું ? તેને આપઘાત કરવો પડશે ? શા માટે ? કાંઇ કારણ ? હું તો તેનું કાંઇપણ કારણ સમજી શકતી નથી.

ફ્લોરેન્ડા—બસ, હવે વધુ શું કહું ? જે માન્યતા મારા અંતઃકરણમાં ઘર કરી રહેલી છે તે પ્રતિજ્ઞા ભંગ થવાના ભયથી કોઇ પણ વ્યક્તિની આગળ નિવેદન કરી શકતી નથી. તેમ છતાં મેં તેને સંજ્ઞાથી ગુપ્ત રીતે સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ તે કાંઇ પણ સમજી શકી નહિ. હવે તમેજ કહો કે તેમાં મારો શો દોષ ?

હેલન—એન ? હું તમારૂં કહેવું કાંઇ પણ સમજી શકતી નથી. માટે જે કહેવું હોય તે સ્પષ્ટ રીતે કહો. તમે ફ્લોરાને જે વાત કહી છે તે કૃપા કરીને મને પણ જણાવશો ?

ફ્લોરેન્ડા—નહિ ! તે ગુપ્ત વાત તમારા આગળ નિવેદન કરતાં મને ઘણી બીક લાગે છે. કેમકે જો તમે તે વાત કોઇને કહી દોતો પ્રતિજ્ઞા ભંગ કરવાને માટે મને દેહાંતની શિક્ષા કરવામાં આવે. આ કારણથી હું તે વાત તમને કહી શકતી નથી.

હેલન—એન ! તે વિષે તમે નિશ્ચિંત રહો. હું તે વાત કોઇને પણ કહીશ નહિ. કેમ હવે કાંઇ વાંધો છે ?

ફ્લોરેન્ડા—નહિ હવે કાંઈ પણ વાંધો નથી. પણ જો! જો! તે વાત કોઇની આગળ જાય નહિ.

હેલન—તે વિષે તમે નચિંત રહો. પ્રાણાંત પણ તે વાત કોઇના જાણવામાં આવશે નહિ. માટે જે કહેવું હોય તે ખુશીથી કહો.

ફ્લોરેન્ડા—ઠીક! ત્યારે સાંભળો. વાત એ છે કે દેવળમાં રહેનારી કોઈ પણ યુવતી પવિત્ર અને શિયળવ્રત ધારી રહી શકતી નથી. પાદરીઓને દેવળોમાં સર્વોપરી સત્તા હોવાથી તેઓ કોઇ પણ કુમારીકાને તેની ઇચ્છા વિરૂદ્ધ ભ્રષ્ટ કરી શકે છે. તેમ છતાં જો કોઇ યુવતી તેમની ઇચ્છાને આધીન ન થાય તો તેઓ ગુપ્ત રીતે તેનો વધ કરે છે. ફ્લોરા કેવી પવિત્ર અને દુરાગ્રહી છે તેતો તમે જાણોજ છો. હમણા તે પોતાને યુલિસિઝના ગ્રાસમાંથી મુક્ત થએલી સમજે છે. પણ તે તેની ભૂલ છે. જો કોઈ વ્યભિચારી પુરૂષ કોઇ પતિવ્રતા અબળાને ભ્રષ્ટ કરવા ઈચ્છે તો તે સ્ત્રી ગમે ત્યાં નાશી જઇને પોતાના શિયળવ્રતનું રક્ષણ કરી શકે છે. પરંતુ દેવળોમાં રહેનારી કુમારીકાઓ તો વિષયલંપટ ધર્મગુરૂની ઇચ્છા વિરૂદ્ધ કદી પણ પોતાના શિયળવ્રતનું રક્ષણ કરી શકતી નથી. તેથી જો ફ્લોરા પોતાનો દુરાગ્રહ નહિ મૂકે તો તેને મારી નાખવામાં આવશે. પણ જો કાંઇ યુકિત કરીને તેને ભ્રષ્ટ કરવામાં આવશે તો તે પોતે આપઘાત કરશે. અર્થાત ગમે તે રીતે પણ તેને મરવુંજ પડશે. બન્ને પ્રકારે તેના પ્રાણની હાની થવાનો ભય છે. હું તેને સ્પષ્ટ રીતે ઉક્ત ભેદ એટલા માટે ન કહી શકી કે જો તે ક્રોધાવેશમાં આવી જઇને ઉકત બીના કોઇને જાહેર કરી દે તો મારે મરવાનો સમય સત્વર જોવો પડે. વળી જો તે આપણું ગુપ્ત પાપ જાણી જાય તો આપણા તરફ તેને તિરસ્કાર ઉત્પન થાય. અને

પરિણામે તે પુન ઇસ્લામનો અંગીકાર કરે એ પણ બીક હતી. આવો વિચાર કરીનેજ મેં તેને ઉક્ત ભેદથી અજ્ઞાન રાખી છે.

હેલન—ઠીક! આપણા દેવળનું ગુપ્ત રહસ્ય હવે મારા સમજવામાં આવ્યું. હા પણ જુલીઆતો તેના શિયળવ્રતનું રક્ષણ કરવાને પ્રતિજ્ઞાબદ્ધ થએલી છે તેનું કેમ? જ્યારે આવી અડચણો ઉપસ્થિત થએલી છે ત્યારે તે તેનું રક્ષણ કેવી રીતે કરી શકશે?

ફ્લોરેન્ડા—જુલીઆ શું કરવાની હતી? જો તે આ કામમાં સ્હેજ પણ પ્રતિરોધ કરે તો તેને પણ દેહાંતનીજ શિક્ષા કરવામાં આવે.

હેલન—ફ્લોરેન્ડા! જો આ વાત તમે પહેલાંથી મને કહી હોત તો હું ફ્લોરાને સાવચેત રહેવાની શિખામણ આપી શકત. અને કદાચ તે મારી શિક્ષાનુસાર ત્યાં જવાનું ભાગ્યેજ પસંદ કરત.

ફ્લોરેન્ડા—ફ્લોરાને કહી દેવાના ભયને લીધેજ મેં તે વાત તમને કહી નહિ. જો તમે ફ્લોરાને તે વાત કહી દેત તો યુલિસીઝ મને મારી નાખ્યા વિના રહેત નહિ. અને હજી પણ હાથ જોડીને કહું છું કે તે વાત કોઇને કહેતા નહિ.

હેલન—તો શું ફ્લોરાને બચાવવાની હવે કાંઇ યુક્તિ થઇ શકતી નથી? હું ધારૂં છું કે તે હજી ઘણે દુર ગઇ નહિ હોય. તેથી જો કાંઇ યુક્તિ દેખાડતા હોતો હું તેને હમણાજ કહી આવું.

આ પ્રમાણે પોતાના મનોભાવ વ્યક્ત કરીને તે એકદમ પોતાના આસન ઉપરથી ઉઠીને ઉભી થઈ ગઈ. પણ ફ્લોરેન્ડાએ તેનાં વસ્ત્રનો છેડો સાહીને તેને નીચે બેસાડતાં કહ્યું "હેલન! શું તમે મારો વધ કરાવવા ઇચ્છો છો? જો તેવી ઇચ્છા ન હોય તો જે કાર્ય કરવાને માટે તૈયાર થયા છો તે માંડીવાળો" પરંતુ હેલન ફ્લોરાના પ્રેમમાં એવી તો ઘેલી થઇ ગઇ હતી કે તેને અન્ય કોઇ પણ દિશા સુઝતી ન હતી.

તેથી ફ્લોરેન્ડાના કહેવા ઉપર કાંઇપણ લક્ષ આપ્યા વિના તેના કર-માંથી પોતાના વસ્ત્રનો છેડો છોડાવીને એકદમ દ્વારની બ્હાર નિકળી ગઇ. એટલે તેને અટકાવવા માટે ફ્લોરેન્ડા પણ તેની પાછળ દોડી. જે દિશાએ જુલીઆ અને ફ્લોરા ગઇ હતી તે તરફ હેલને શ્વાસ લીધા વિના દોડવા માંડયું. અને લગભગ બે ગાઉ સુધી ગઇ. તેને પકડવા માટે ફ્લોરેન્ડા પણ તેની પાછળ દોડી રહી હતી. ઘણા દુર પ્રયંત ગયા પછી પણ જ્યારે ફ્લોરા જોવામાં ન આવી ત્યારે નિરાશ થઇને હેલન રસ્તા ઉપર ઉભી રહી. અને અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવડાવવા લાગી. થોડીવારમાં તેની પાછળ પડેલી ફ્લોરેન્ડા પણ ત્યાં આવી પહોંચી. અને તેનો કર ગ્રહીને કહ્યું " હેલન ! પ્રભુની ખાતર હવે શાંત થાઓ. તમને રડતાં જોઇને મારા અંતકરણમાં ઉષ્ણ તેલ રેડાય છે. માટે ડાહ્યા થઇને ધીરજ રાખો. તમારા આવા ઉચ્છ્રૃંખલપણાથી તમને તો કાંઇ નુકસાન થવાનું નથી. પણ તેને બદલે મારે દેહાંત દંડની શિક્ષા સહન કરવી પડશે. "

હેલન—ફ્લોરેન્ડા ! હવે મને વધુ ન સતાવો. તમે ફ્લોરાની સાથે કપટ કર્યું છે. અરે એટલુંજ નહિ પણ તેને ઉંડા કુવામાં ઉતારીને દોરડી કાપી નાખી છે. માટે આજથી મને તમારી સહચરી નહિ પણ શત્રુજ સમજજો. અને યાદ રાખજો કે ફ્લોરાના પ્રાણને હાની થશે તો હું તમારી પાસેથી તેનો બદલો લીધા વિના રહીશ નહિ.

ફ્લોરેન્ડા—હેલન ! આ તમે શું કહો છો ? શું તમે મને ફસા-વશો ? તમારા આપેલા વચનનું પણ ભંગ કરશો ? ઓ પ્રભુ આ મારી કેવી સ્થિતિ ? નહિ. નહિ. હેલન ! મારા ઉપર દયા કરો. હું તમારી આગળ હાથ જોડીને પ્રાણની યાચના કરૂં છું. પ્રભુની ખાતર મારી અભ્યર્થના પુર્ણ કરો. અને મને અભયદાન આપો.

આ પ્રમાણે બોલીને તે હેલન આગળ ઘુંટણીએ પડી.

હેલન—ઠીક! જ્યારે તમે આટલા કાલાવાલા કરો છો ત્યારે હું પણ તમને અભયદાન આપું છે. પણ તેની સાથે એ પણ કહું છું કે જો ફ્લોરાના રક્ષણ અર્થે તે વાત પ્રસિદ્ધ કરવાની જરૂર પડશે તો તેમ કરીશ. તે વખતે એમ ન કહેતા કે હેલને મારી સાથે કપટ કર્યું. ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. પણ હમણા તો તમે અહિંથી ચાલ્યા જાઓ. થોડીવાર પછી હું પણ મારા ઘર તરફ જઇશ.

હેલનનો ક્રોધ જોઇને ફ્લોરેન્ડા ઘણી ભયભીત થઇ. અને માત્ર આટલાજ શબ્દો બોલી શકી. "વારૂ! મારી દીકરી! હું તારી આજ્ઞાનુસાર અહિંથી જાઉં છું. પણ હવે મારી પ્રતિષ્ટા તારા હાથમાં છે! આ પ્રમાણે કહીને તે ત્યાંથી એકદમ પલાયન થઇ ગઈ. તેના ગયા પછી હેલન થાક ઉતારવા માટે એક પ્રચંડ ઝાડની શીતળ છાયા તળે બેઠી.અને જે ભેદનો ફ્લોરેન્ડાએ તેની આગળ સ્ફોટ કર્યો હતો તે વિષે તેં મનમાં અનેક તર્ક વિતર્ક કરવા લાગી. તેને સ્વપને પણ એવી આશા ન હતી કે દેવળમાં રહેનારી કેટલીક કુમારીકાઓ આ પ્રમાણે પાપ કર્મોમાં વિચરતી હશે. બલકે તે તો એમજ સમજતી હતી કે તેઓ ખરેખરી સાધ્વી અને ઘણી પવિત્ર હોય છે. તેથી જ્યારે તેણે ફ્લોરેન્ડા દ્વારા તેમના ભ્રષ્ટ અને દુષ્ટ જીવનની બીના જાણી ત્યારે તે પોતાના મનમાંજ ફ્લોરાની પ્રશંસા કરીને કહેવા લાગી. "ખચિત! ફ્લોરા ઘણી પવિત્ર અને સદ્ગુણી અબળા છે. પણ તેને સંસારનો અનુભવ લેશ પણ નથી. જો તેને સંસારનો કાંઇ પણ અનુભવ હોત તો તે પોતાના ભાઇનો ત્યાગ કરીને અહિં આવવાનું કદી પણ પસંદ કરત નહિ હા! પણ તે શું જાણે કે ખ્રિસ્તીઓના આશ્રમમાં પોતાને આવા અનિવાર્ય સંકટો સહન કરવાં પડશે? કેમકે તે કાંઇ ભવિષ્યવેત્તા

ન હતી. અરે જ્યારે હું ખ્રિસ્તી હોવા છતાં પણ તે વિષે કાંઈ જાણતી ન હતી તો તે કેમ કરીને જાણી શકે ? મને તેના શિયળવ્રતની ઘણી ચિંતા રહે છે. પ્રભુ તેનું રક્ષણ કરે ” ફ્લોરાના રક્ષણની ચિંતામાં આ પ્રમાણે મનમાં અને મનમાંજ કેટલીકવાર સુધી ધુંધવાયા પછી યુલિસીઝના કુકૃત્યનું સ્મરણ થઇ આવતાં તેના વિચાર વમળનો પ્રવાહ અન્ય દિશાએ વહેવા લાગ્યો. તેથી ફ્લોરાના વિચારો પડતા મૂકીને યુલિસિઝ પરત્વે તિરસ્કાર દર્શાવતાં તેના મોઢામાંથી આ શબ્દો નિકળી ગયા. “ જે ભક્તિ સ્થળોમાં ઇશ્વરોપાસનાને બદલે આવા કુકર્મો થતા હોય તેમને ભકિતસ્થળો કહેવાનું પણ ઉચિત નથી. અને જે સંપ્રદાયના ધર્મગુરૂઓ પોતાની સેવિકાઓ સાથે ધર્મ વિરૂદ્ધ આચરણ કરતા હોય તેમને પણ ધિક્કાર છે. એટલુંજ નહિ પણ જે સંપ્રદાયમાં આવા વિષયલંપટ ધર્મગુરૂઓ હોય તે સંપ્રદાય લોકોમાં કેવી રીતે પ્રિય અને સન્માનિત થઇ શકે ? પાપનો સ્વીકાર કરતી વખતે પૂછવામાં આવતા પ્રશ્નો વિષે અત્યાર સુધી હું એમજ સમજતી હતી કે તે પવિત્ર નિષ્ટા અને શુદ્ધ ભાવથીજ પૂછવામાં આવે છે. પણ હવે મારી ખાત્રી થઈ કે તેમાં પણ પ્રશ્ન પૂછનારની દુષ્ટ ભાવના રહેલી હોય છે. અને તેમના તેવા દુષ્ટ હેતુઓ હવે મને સ્પષ્ટ જણાઇ આવે છે. ખરેખર જેટલી તેમની જીભ મલિન હોય છે તેટલા તેમના અંતકરણ પણ મલિન હોય છે. બિચારી ફ્લોરા તે વિષે ખરૂં કહેતી હતી. હવે મને પણ તેનો અનુભવ થયો. બસ આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે કોઈ અગત્યના કામ સિવાય હું તેમના સમાગમમાં કદી પણ આવીશ નહિ.”

તે આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરી રહી છે એટલામાં પર્વતના શિખરો ઉપરથી બરફની વૃષ્ટિ થવા લાગી તેથી સત્વર પોતાને ઘેર પહોંચી જવાની ઇચ્છાથી તે લાંબા લાંબા ડગલા ભરીને ચાલવા લાગી. અને એક ઘટિકા જેટલા અલ્પ સમયમાં ઘેર પહોંચી ગઇ.

ઘેર આવ્યા પછી પણ તેનો ક્રોધ શાંત પડયો ન હતો. ક્રોધ અને તિરસ્કારના ચિન્હો તેના મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવતા હતા. ક્રોધાગ્નિનીથી તેનું સુંદર મુખડું લાલ થઇ ગયું હતું. અને તેના મનોહર નેત્રો ક્રોધની જ્વાળાઓ વરસાવતા હતા. ઘરમાં આવ્યા પછી તેણે બારણા બંધ કર્યા. અને પગથી માથા પર્યંત વસ્ત્ર લપેટીને પર્યંક ઉપર સુઇ રહી.

હેલનથી છુટી થયા પછી ફ્લોરેન્ડા સીધી દેવળ તરફ ગઇ. હેલનની ધમકીથી તેના ગાત્ર શીથિલ થઈ ગયા હતા. અને હૃદયનો ધબકારો જોરથી ચાલતો હતો. તેના મુખ ઉપર ચિંતાના ચિન્હ સ્પષ્ટ જણાતા હતા. આવી સ્થિતિમાં તે દેવળમાં આવી. અહિં આવ્યા પછી પણ તેની સ્થિતિમાં કાંઇ પણ પરિવર્તન થયું નહિ. ફ્લોરેન્ડાને આવી સ્થિતિમાં જોઇને યુલિસીઝે તેને પ્રશ્ન કર્યો. "ફ્લોરેન્ડા! તમે ઘણા ચિંતાતુર જણાઓ છો? કેમ શું છે?"

ફ્લોરેન્ડા—કાંઇ નહિ! માત્ર મને ફ્લોરાનો વિયોગ સાલે છે. તેથીજ હું આપને ચિંતાતુર જણાઉં છું. તે સિવાય મને ચિંતા કરવાનું અન્ય કાંઈ પણ કારણ નથી.

યુલિસિઝ—ખચિત ફ્લોરેન્ડા! તે ઘણી મુર્ખ છોકરી છે. મેં તેને અનેક પ્રકારે સમજાવી. પરંતુ તેની તેના ઉપર કાંઇ પણ અસર થઈ નહિ.

ફ્લોરેન્ડા—પિતાજી! તેના કથન ઉપરથી તો એવું જણાય છે કે માત્ર આપના ભયને લીધેજ તેણે આપણા સર્વનો ત્યાગ કરીને તલેતલા નગર પરત્વે ગમન કર્યું છે. એટલુંજ નહિ, પણ આપના કારણથીજ તેને આપણા ધર્મ પરત્વે પણ તિરસ્કાર ઉત્પન્ન થયો છે.

યુલિસિઝ—ફ્લોરેન્ડા ! તેનું કહેવું સત્ય છે. મેં એક બે વાર તેની પાસે પ્રેમની માગણી કરી હતી. પરંતુ તેણે તેનો અસ્વીકાર કર્યો હતો. શું તમે એમ ધારો છો કે સ્થળાંતરના કારણથી તે મારા હાથમાંથી બચી જવા પામી છે. નહિ ! નહિ ! તે મારા હાથમાંથી કદી પણ બચવાની નથી. તેનું અપાર સૌંદર્ય જોઇને હું તેના ઉપર મોહાસકત થયો છું. મને તેના વિના એક ઘડીપણ ચાલતું નથી. માટે તે જ્યાં ગઇ છે, ત્યાં હું પણ જઇશ. અને મારી અભિલાષા પાર પાડવાનું મને અહિંઆં કરતાં ત્યાં વધુ સુગમ થઈ પડશે. વળી તલૈ-તલાના ધર્મગુરૂઓ કેવા છે, તેતો તમે જાણો છો, તેથી તત્સંબંધે કાંઇ ઉહાપોહ કરવાની અગત્ય નથી.

ફ્લોરેન્ડા—હા ! તે વિષે હું બરાબર જાણું છું. અને તેથી નિરંતર મને એવી ચિંતા થયા કરે છે કે જો તેઓ ફ્લોરા સાથે કાંઈ પણ કુચેષ્ટા કરશે તો તે અવશ્ય આપઘાતજ કરશે.

યુલિસિઝ—શું આપઘાત ? આપઘાત કરવાનું કામ ઘણું કઠિન છે. દુઃખ સમયે માણસ તેવી મોઢાની વાતો કરે છે. પણ જ્યારે આપઘાત કરવાનો વખત આવે છે ત્યારે તેને મરવાનું મન થતું નથી. અને તેમાં પણ મુખ્યત્વે કરીને યુવાવસ્થાએ પહોંચેલી યુવતીઓ પાસે પ્રેમની માગણી કરવામાં આવતાં તેઓ પોતાના પ્રેમીઓને આવીજ ધમકી આપે છે. પણ વાસ્તવિક રીતે જોતાં તેઓ આપઘાત કદી પણ કરતી નથી. જો તેઓ ખરેખર આપઘાતજ કરતી હોય તો આ વિશ્વનો વ્યવહાર કદી પણ ચાલે નહિ. એ તો માત્ર કહેવાની વાતો છે. તમે પણ એવી ધમકીઓને સત્ય માનતા જણાઓ છો. પણ તે તમારી ભૂલ છે. પ્રથમ પ્રેમ પ્રસંગમાં પ્રત્યેક યુવતી પોતાના પ્રેમીના પ્રેમનો અસ્વીકાર કરે છે. અને તેના તરફ અણગમો દેખાડે છે. પણ જેમ જેમ તેના પરિચયમાં વધુ

વધુ આવતી જાય છે, તેમ તેમ તે તે સઘળું ભૂલી જાય છે. એટલુંજ નહી પણ દિવસે દિવસે તે પોતાના પ્રેમી પરત્વે વધુ અને વધુ આકર્ષાય છે. અને છેવટે તેની સાથે લગ્ન પણ કરે છે. અને તે વખતે સ્વીકાર અસ્વીકારનો કાંઇ પણ પ્રશ્ન રહેતો નથી.

ફ્લોરેન્ડા—પણ ફ્લોરા તેવી નથી. મેં તેનો સંપૂર્ણ અનુભવ લીધો છે. અને આપ પણ તેની પરિક્ષા કરી ચુકયા છો. મને તો લાગે છે કે તે આપની ઇચ્છાને કદી પણ આધીન થશે નહિ.

યુલિસીઝ—ફ્લોરેન્ડા, એ તમારી ખોટી ભ્રમણા છે. પણ મને તો તે વાત સત્ય લાગતી નથી. જ્યારે મેં અનેક યુવતીઓનું સતીત્વ નષ્ટ કર્યું છે, ત્યારે ફ્લોરાની શી વિસાત ? માત્ર એક બે માસમાંજ તમને દેખાડી આપીશ કે મેં તેને કેવી સીધી બનાવી છે ?

ફ્લોરેન્ડા—જેવી તમારી ઇચ્છા. પણ હવે હું અહિં લાંબા સમય સુધી રહી શકીશ નહિ. કેમકે ફ્લોરા વિના મને જરા પણ ગમતું નથી. તેથી એક સપ્તાહ પછી તલેતલા નગરમાં જવાનો મારો વિચાર છે. કેમ આ વિષે આપનો શો અભિપ્રાય છે ? આપ મને રજા આપશો કે નહિ ?

યુલિસીઝ—હું તમને ત્યાં જતાં અટકાવી શકતો નથી. પણ તમારૂં ત્યાં જવું મારા માટે નુકસાનકારક છે.

ફ્લોરેન્ડા—ગમે તેમ હોય પણ હું તો ત્યાં જઇશજ. હવે મને અહિં રહેવાનું ગમતું નથી.

યુલિસીઝ—ફ્લોરેન્ડા ! મને તો એ વાત યોગ્ય લાગે છે કે તમે થોડા દિવસ વધુ અહિં રોકાઇ જાઓ. અને પરિસ્થિતિ સુધરી ગયા હેલન સાથે તેના દેશમાં જજો. કેમ ? શો વિચાર છે ?

ફ્લોરેન્ડા—માફ કરજો પાદરી સાહેબ! હું તમારા કહ્યા પ્રમાણે કરી શકતી નથી. તલૈતલા નગરમાં જવાનો મારો દ્રઢ નિશ્ચય છે. તેમ કોરડોવા જવાનો પણ વિચાર છે. પરંતુ તલૈતલામાં પહોંચ્યા પછી તે વિષે ફરી વિચાર કરીશ.

યુલિસીઝ—ઠીક ! જેવી તમારી ઈચ્છા. મારો પણ કોરડોવાના પ્રવાસે જવાનો વિચાર છે. અને જ્યારે તમારે પણ ત્યાંજ જવાનું છે ત્યારે આપણે બન્ને સાથે જઇએ તો તેમાં તમને કાંઇ વાંધો છે ?

ફ્લોરેન્ડા—હા ! કેમ નહિં ? વાંધો એજ કે જો આપણે બન્ને જઇશું તો અહિં હેલનની દેખરેખ કોણ રાખશે ?

યુલિસીઝ—હેલન તો અહિં એકલી રહેવાને માટે ટેવાએલી છે. વળી જ્યારે તે અહિં આવે છે, ત્યારે કાંઇ એકલી આવતી નથી, પરંતુ પોતાના પરિચારકો અને પરિચારીકાઓને પણ સાથે લેતી આવે છે. તેથી જો આપણે અહિં નહિ હોઇએ તોપણ તે પોતાની પરિચારિકાઓની સંગતમાં પોતાનો સમય આનંદમાં વિતાડી શકશે. વળી તેનું એક ઘર પણ અહિંઆં છે, તેથી જો તેની ઇચ્છા હશે તો આપણી ગેરહાજરીમાં દેવળમાં મુકામ નહિ કરતાં પોતાને ઘેર મુકામ કરશે. આ કારણથી આપણે તેની ચિંતા રાખવાની નથી.

આ પ્રમાણે વાતચીત કરીને યુલિસીઝ દેવળમાં ચાલ્યો ગયો. અને ફ્લોરેન્ડા શોક નિમગ્ન હોવાથી પ્રયંક ઉપર પડીને સુઇ રહી. દેવળમાં આખો દિવસ યુલિસીઝે પુસ્તકો વાંચવામાં ગાળ્યો. અને સાંજરે બ્હાર નિકળીને હેલનને ત્યાં ગયો. હેલન તે વખતે પોતાના ખાનગી ઓરડામાંજ હતી. એટલે તેની પરિચારિકા યુલિસીઝને બેસવા માટે આસન આપીને તેના આગમનના સમાચાર આપવા માટે હેલ-

નના ઓરડામાં દોડી ગઇ. તે સમયે હેલન પ્રર્યંક ઉપર અર્ધ જાગ્રતાવસ્થામાં પડેલી હતી. પણ યુલિસીઝના આગમનના સમાચાર મળતાંજ તેણે જાગ્રત થઇને તેને પોતાના ઓરડામાં બોલાવ્યો. જો કે હવે તેને યુલિસીઝ પરત્વે ભક્તિભાવ તો ન હતો. પરંતુ માત્ર વિવેકને લઇનેજ તેણે તેને આવકાર આપ્યો. અને તેને બેસવાનું આસન આપીને, આવવાનું કારણ પૂછ્યું. એટલે પ્રતીઉત્તરમાં યુલિસીઝે કહ્યું "દીકરી ! તમે જાણો છો કે અમે અહિં માત્ર ફ્લોરાના કારણથીજ આવ્યા હતા. પરંતુ હવે તે તો તલૈતલા નગરમાં ચાલી ગઇ છે. અને ફ્લોરેન્ડા પણ એક સપ્તાહ પછી ત્યાં જવાની છે. એટલે હું અહિં એકલો રહીને શું કરીશ ? તેથી મેં પણ ફ્લોરેન્ડા સાથે જવાનો વિચાર કર્યો છે. આશરે પાંચ માસ પછી હું અહિં પાછો આવીશ. એટલે તે વખતે તમને મળવા માટે તમારા શહેરમાં આવીશ. મને આશા છે કે અમારી ગેરહાજરીમાં તમે અહિં રહેતાં ગભરાશો નહિ."

હેલન—આપ મારા તરફથી નચિંત રહેો. માત્ર ફ્લોરાના સ્નેહને લીધેજ હું અહિં આવતી હતી. પણ જ્યારે તે તલૈતલા નગરમાં ચાલી ગઇ છે, ત્યારે મારે અહિં આવવાનું પ્રયોજન શું ? હવે મને તેના વિના અહિં એક ક્ષણ પણ રહેવું ગમતું નથી.

યુલિસીઝ—ઠીક ! જેવી તમારી ઇચ્છા ! પણ અમે અહિં છીએ ત્યાં સુધી તો આવશોને !

હેલન—નહિ ! હવે તમારી પાસે આવવાનું મને ગમતું નથી. માફ કરજો પાદરી સાહેબ, આ વખતે મારે એક અગત્યનું કામ હોવાથી હું આપની પાસે વધુ વાર થોભી શકતી નથી. ફરી કોઇ વાર આપને દેવળમાં મળી જઇશ.

આ પ્રમાણે "ટાઢા પાણીએ ખસ" કાઢીને તે ઓરડામાંથી બ્હાર નિકળી આવી. હેલનનું આવું આચરણ જોઇને યુલિસીઝને ઘણી નવાઈ લાગી. પરંતુ તેનું કાંઈ પણ કારણ નહિ સમજાયાથી તે ઉઠીને દેવળ તરફ ચાલતો થયો. દેવળમાં આવ્યા પછી તેણે હેલનની મુલાકાતની સઘળી બીના અથથી ઇતિ પર્યંત ફ્લોરેન્ડાને કહી સંભળાવી. એક તો ફ્લોરેન્ડા હેલનથી ડરતીજ હતી, તેમાં યુલિસીઝવાળા આ દ્વિત્ય બનાવે વધારો કર્યો. તેથી તે વધુ ભય પામીને પોતાના રક્ષણ અર્થે ચિંતા કરવા લાગી. પોતાના પ્રશ્નનો ફ્લોરેન્ડા તરફથી કાંઇ પણ ઉત્તર નહિ મળેલો હોવાથી યુલિસીઝે આશ્ચર્યચકિત થઇને પ્રશ્ન કર્યો. "કેમ ફ્લોરેન્ડા ? શું વિચાર કરે છે ? અને મારા પ્રશ્નનો ઉત્તર કેમ આપતી નથી ?" આ વાક્યો સાંભળીને જાણે નિદ્રામાંથી એકાએક ઝબકીને ઉઠી હોય તેમ ગભરાઇને તેણે જવાબ આપ્યો "હેલનના અયોગ્ય વર્તન વિષેજ હું વિચાર કરતી હતી. ઠીક ! હું તેને તત્સંબંધે કાંઇક કહીશ."

યુલિસીઝ—ઠીક ! તે તમારી ફરજ છે. તેને કહેજો કે જો તે મારી સાથે ફરી તેવી વર્તણુંક ચલાવશે તો તે વિષે હું તેના પિતાને લખી જણાવીશ.

એટલું કહીને યુલિસીઝ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી ફ્લોરેન્ડા મનમાં કહેવા લાગી "મારા ક્યાં ભોગ લાગ્યા હતા કે મેં ફ્લોરાનું હરણ કર્યું. અને સઘળો ભેદ હેલનને કહી દીધો. હવે તે મારા શત્રુ સમાન થઇ પડી છે. હવે કેવી રીતે મારૂં રક્ષણ કરવું તેની મને કાંઇ પણ સુઝ પડતી નથી. ઓ પ્રભુ ! આ મારી કેવી દશા ? હવે તો માત્ર તારોજ આધાર છે."

બીજા દિવસે ફરી ફ્લોરેન્ડાએ હેલન પાસે જઇને તેની માફી

માગી. પણ હજી હેલનનો ક્રોધ શાંત થયો નહતો. તેથી જ્યારે ફ્લોરેન્ડાએ તેને યુલિસીઝ તરફથી ઠપકો આપ્યો, ત્યારે તેણે સિંહ સમાન ગર્જના કરીને કહ્યું "મેં તેના જેવા એક વિષયી માણસને યોગ્યાસને બેસાડી તેના ઉપર જે મહદ્ ઉપકાર કર્યો છે, તે બદલ મારો આભાર માનવાને બદલે શું તે મને ઠપકો કહેવરાવે છે ? જા. તેને કહેજે કે મને તેની કાંઈ પણ દરકાર નથી ?"

આ વાકયો સાંભળીને ફ્લોરેન્ડા થરથર ધ્રુજવા લાગી. અને કાંઈ પણ પ્રતીઉત્તર આપી શકી નહિ. પરંતુ હેલનને પગે લાગીને પ્રાણદાનની યાચના કરવા લાગી. એટલે હેલને ક્રોધ કરીને કહ્યું "શું તમે દયાને પાત્ર છો ? નહિ ! નહિ ! કદી નહિ. ફ્લોરાની સઘળી આપદાઓના મુળ કારણરૂપ તમેજ છો, તેથી તમારા જેવી રમણી રૂપી રાક્ષસી ઉપર દયા કરવી તે "દયા" શબ્દને પણ અન્યાય કરવા સમાન છે. હું ફ્લોરાના વૈરનો બદલો તમારી પાસેથી ગમે તે ઉપાયે લઇશ. અને ત્યારેજ જંપીશ. ત્યાં સુધી જંપીને કદી પણ બેસનાર નથી."

ફ્લોરેન્ડા—હેલન ! જો તમે મારા પ્રાણના શત્રુજ થયા હો તો મને અબઘડીએજ મારી નાખો. તમારે હાથે મરવાને માટે હું તૈયાર છું. પરંતુ કૃપા કરીને મારી પ્રતિષ્ટાનું રક્ષણ કરો.

હેલન—ઠીક ! હમણા તમે જાઓ. ભવિષ્યમાં મને જેમ યોગ્ય લાગશે તેમ કરીશ. પણ કૃપા કરીને હવે બીજીવાર મારી પાસે આવવાની તસ્દી લેશો નહિ. ફ્લોરાના સંબંધમાં મેં પહેલાં તમને જે કાંઇ કહ્યું છે, તે પ્રમાણે હું વર્તીશ.

ફ્લોરેન્ડા—ઠીક ! આપની આજ્ઞાનુસાર હું અહિં આવીશ નહિ. પણ યુલિસીઝ માટે કાંઇ કહી શકતી નથી. મને લાગે છે કે તેતો

પ્રસંગોપાત અહિં આવશેજ. અને મને ભય છે કે તમે વાતોમાં અને વાતોમાં મારો ભેદ પણ તેને કહી દેશો.

હેલન—શું તે ફરી અહિં આવશે? ઠીક આવવા દો. પણ હું તેને મળીશ નહિ.

ફ્લોરેન્ડા—હેલન ! હું તમને ફરી પણ કહું છું કે યુલિસીઝ સાથે વિવેકથી વર્તજો. નહીતો તે તમારા પિતાને તમારા અવિવેકીપણાની વાતો લખી જણાવશે.

હેલન—લખવા દો ! મને તેની કાંઇ પણ દરકાર નથી. તેમ પિતાથી પણ ડરતી નથી. તેથી ફરી પણ કહું છું કે હું યુલિસીઝને મળીશ નહિ. માટે તેને કહેજો કે તે અહિં આવે નહિ. તમારા ના કહેવા છતાં જો તે અહિં આવશે તો હું તેનું અપમાન કર્યા વિના રહીશ નહિ. કૃપા કરીને હવે તમે પણ અહિંથી ચાલ્યા જાઓ. હું તમારા જેવી નીચ સ્ત્રીનું મુખ વધુવાર જોવા ઇચ્છતી નથી.

હેલનનો આવો ક્રોધ જોઇને ફ્લોરેન્ડા તેની પાસે વધુવાર નહિ થોભતાં એકદમ બ્હાર નિકળી આવી. અને દેવળ તરફ જતી વખતે મનમાં કહેવા લાગી "અફસોસ જે હેલન ગઇકાલ સુધી મારી હિતચિંતક હતી, તે આજે મારી શત્રુ બની ગઈ છે. એ પણ મારા હતભાગ્યનીજ નિશાની." આ પ્રમાણે ખેદ કરતાં કરતાં તે દેવળમાં પહોંચી ગઈ.

લગભગ આઠ દિવસ સુધી ફ્લોરેન્ડા પોતાના ઓરડાની બ્હાર પણ નિકળી નહિ. તો પણ યુલિસીઝ અવારનવાર તેની મુલાકાતે આવતો હતો. હેલન પણ આઠ દિવસમાં એકપણ વાર તેમને મળવાને માટે આવી નહિ. તેથી આઠ આઠ દિવસ વીતી જવા છતાં હેલન તરફની ફ્લોરેન્ડાની ચિંતા ઓછી થવા પામી નહિ.

આગળ બતાવ્યા પ્રમાણે યુલિસિઝ અને ફ્લોરેન્ડાને પ્રવાસે જવાનો સમય પણ આવી પહોંચ્યો. જે દિવસે પ્રવાસે જવાનું હતું તેના એક દિવસ પહેલાં યુલિસીઝ હેલન પાસે ગયો. ફ્લોરેન્ડાએ તેને ગમે તેટલો અટકાવ્યા છતાં તેણે માન્યું નહિ. હેલનને ઘેર પહોંચતાંજ તેની પરિચારિકા દ્વારા તેને એવો જવાબ મળ્યો કે "તેની પ્રકૃતિ શીથીળ હોવાથી આ વખતે તે તમને મળી શકશે નહિ." "તો કયારે મળશે ?" એવો પ્રશ્ન પૂછતાં તેણે અંદરથી હેલનને એવું કહેતાં સાંભળી "કહી દો કે તમારે અહિં આવવાની કાંઇ પણ અગત્ય નથી અને તે તમને મળવા પણ ઇચ્છતી નથી."

હેલનનો આવો પ્રતીઉત્તર સાંભળીને યુલિસીઝને ઘણો ક્રોધ ચઢયો. તેથી ત્યાં એક ક્ષણ પણ વધુ ન થોભતાં તેણે દેવળ તરફ પ્રયાણ કર્યું. અને દેવળમાં આવ્યા પછી તેણે બનેલી સઘળી બીના અથથી ઇતિ પર્યંત ફ્લોરેન્ડાને નિવેદન કરી, એટલુંજ નહિ પણ ફ્લોરા તથા હેલન ઉપર વૈર લેવાની દ્રઢ પ્રતિજ્ઞા લીધી. અને ત્યાર પછી રાત વધુ જવાથી તેઓ બન્ને પોતપોતાની સથ્યા ઉપર જઇને સુઈ રહ્યા.

બીજા દિવસે પ્રભાતે યુલિસીઝ અને ફ્લોરેન્ડાએ ગંધર્વ ઉપર સવારી કરીને તલૈતલા નગર પરત્વે પ્રયાણ કર્યું.



# પરિશિષ્ટ ૫ મું

## ચુલામાંથી પેણામાં.

કોરડોવા નગરથી ઉપડયા પછી દશમા દીવસે જુલીઆ અને ફ્લોરાએ એક બીજા શહેરમાં પહોંચીને ચોવીસ ઘટિકા પર્યંત ત્યાં મુકામ કર્યો. અને બીજા દિવસે ત્યાંથી કુચ કરી. એક પછી એક શહેરની મુલાકાત લેતાં લેતાં તેઓ વીશ દિવસે એક પહાડી પ્રદેશમાં આવી પહોંચ્યા. અને તે સ્થળે એક દહાડો વિશ્રાન્તી લઇને પ્રવાસનો પુન આરંભ કર્યો. અને નવમા દિવસે તેઓ દાદીઉલઅશરે નામક શહેરમાં દાખલ થયા. અહિં આવ્યા પછી તેમણે પોતાના ગધેડાં વેચી નાખ્યાં, અને એક નાનું વહાણ ખરીદીને જળ પ્રવાસનો આરંભ કર્યો. અને આઠમા દિવસે તલૈતલા નગરમાં આવી પહોંચ્યા.

આ સઘળા પ્રવાસ દરમ્યાન જુલીઆને એવી ચિંતા હતી કે જો કોઇ માણસ ફ્લોરાને ઓળખી લેશે તો તેને પકડીને મુસલમાનોને સ્વાધીન કરી દેશે. પણ તેની આ ચિંતા અસત્ય નિવડી. કેમકે સમસ્ત સ્પેન દેશમાં કોઇપણ વ્યક્તિએ ફ્લોરાને કદી પણ જોઇ નહતી. તેથી આખા પ્રવાસ દરમ્યાન તેને કોઇએ પણ ઓળખી નહિ. તલૈતલા નગરમાં પહોંચ્યા પછી તેમણે ત્યાંના મોટા ખ્રિસ્તી દેવળમાં આશરો લીધો. અને દેવળના ચોકમાં પ્રવાસીઓને રહેવા માટે જે આશ્રમો બાંધ્યા હતા, તેમાંના એકમાં ફ્લોરાને ઉતારો આપીને જુલીઆ દેવળમાં ગઇ. અને દેવળના વ્યવસ્થાપકને તેના આગમનના સમાચાર આપ્યા.

તલૈતલ્લાનું ખ્રિસ્તી દેવળ તે સમયે સમસ્ત સ્પેન દેશમાં તેની અપાર શોભાને માટે ઘણું વખણાતું હતું. તેથી ઉક્ત નગરમાં પ્રવાસે જનાર પ્રવાસીઓ તેની શોભા માટે નિહાળવાને જતા હતા.

વળી તેની ધર્મશાળા પણ એટલી તો વિસ્તીર્ણ હતી કે સમસ્ત સ્પેન દેશમાં તેના કરતાં મોટી ઇમારત ભાગ્યેજ બીજી એક પણ હશે. આ ધર્મશાળામાં દેવળને દેહ અર્પણ કરનારી કુમારીકાઓ રહેતી હતી. અને કેટલાક ઓરડાઓ પ્રવાસીઓને ઉતરવા માટે ખાસ રાખવામાં આવ્યા હતા. તેનો વિસ્તાર લગભગ એક માઇલ જેટલો હતો. અને આખી ઇમારત મજબુત પથ્થરો વડે બાંધેલી હતી. તદુપરાંત તેનો દેખાવ પણ એવો તો ભવ્ય અને સુંદર હતો કે કોઇ નવિન અને અપરિચિત પ્રવાસીતો તેને રાજમહેલજ માની લે. તેની ચારે દિશાએ આપત્તિના પ્રસંગે ગુપ્ત રીતે બ્હાર નિકળી જવા માટે ગુપ્તદ્વારો રાખ્યા હતા. અને તેના પૃષ્ઠ ભાગમાં ટેગ્સ નામક સરિતા વહેતી હતી. આ બાજુની એટલે દેવળના પૃષ્ઠ ભાગની દીવાલ જોતાં તે સળંગ દેખાતી હતી. અર્થાત તેમાં બે નાની બારીઓ સિવાય બ્હાર નિકળવા માટે એક પણ બારણું જોવામાં આવતું નહતું. પરંતુ ઉક્ત ભીંતનું તિવ્ર નિરિક્ષણ કરતાં તેમાં બે ગુપ્ત બારણાંઓ જોઇ શકાતા હતા. ઉપર જે બે બારીઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તે આખો દહાડો બંધ રહેતી હતી. વળી દેવળના ચોકમાં એક નાનો ઝરો વહેતો જોવામાં આવતો હતો, અને તે દેવ-ળની દક્ષિણ દિશા તરફ વહેતાં વહેતાં ટેગ્સ નદી ને જઇ મળતો હતો આવી રીતે દેવળના પાછલા ભાગમાં પાણીનો ઉંડો ઝરો વહેતો હોવાથી તે રસ્તે દેવળમાં આવવા માટે ઉક્ત ઝરા ઉપર એક સુંદર પણ નાનો સેતુ બાંધેલો હતો.

આ દેવળની વ્યવસ્થાપક મુગ્ધાનું નામાભિધાન વરજિનિઆ હતું. અને તે સમસ્ત નગરમાં ઘણી પવિત્ર અને સદગુણશાળી ગણાતી હતી: તેથી ખ્રિસ્તી લોકો તેના ઉતરેલા જુના લુગડાં પણ પોતાના ઘરોમાં સાચવી રાખીને તેમનું પૂજન કરતા હતા. માત્ર આ એકજ દેવળ ઉપર કાંઇ તેની સત્તા નહતી. પરંતુ તેને લગતા સઘળા દેવળો ઉપર તેનીજ સત્તા પ્રચલિત હતી.

આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે ફ્લોરાને જે ઓરડામાં બેસાડીને જુલીઆ દેવળની વ્યવસ્થાપક વરજીનીઆ પાસે ગઇ હતી, તે ઓરડામાંજ બેસીને હમણા તે પોતાના ભવિશ્યનો વિચાર કરી રહી છે. વિચાર કરતાં કરતાં તે ઘણી ઉંડી ઉતરી ગઈ. આ પ્રમાણે તે વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી છે, એટલામાં એક શ્વેત વસ્ત્રધારી પ્રૌઢાએ તેના ઓરડામાં પ્રવેશ કર્યો. જુલીઆ પણ તેની પાછળજ હતી. આ નવિન આગન્તુક પ્રૌઢા બીજી કોઇજ નહિ, પણ ઉક્ત દેવળની વ્યવસ્થાપક વરજીનીઆ હતી. તેમના આગમનથી ફ્લોરાએ વિચાર કરવાનું મૂકી દઇને તેમાંની અપરિચિત પ્રૌઢાને ઉચિત માન આપ્યું. એટલે વરજીનીયાએ તેને આશીર્વાદ આપ્યો. અને તેને પોતાની છાતી સરસી ચાંપીને કહ્યું. "દીકરી! શું તમે દેવળને દેહ અર્પણ કરી કૌમાર્યવ્રત પાળવાને માટે અહિં આવ્યા છો?"

ફ્લોરા—હા, માતુશ્રી! આવી પડેલા સંજોગોએ મને તેમ કરવાની ફરજ પાડી છે.

વરજીનીઆ—ઠીક! દીકરી! તમારી તેવી ઇચ્છા જાણીને હું અતિ પ્રસન્ન થઇછું. પરંતુ અહિંની અન્ય સાધ્વીઓ સાથે હું તમને તરતમાં ભેળવી શકતી નથી. કેમકે તેઓ લાંબા સમય આગમચથી

સંસારથી નિવૃત થએલી છે. અને પાપકર્મોથી સર્વાંશે મુક્ત છે. તેથી જ્યારે તમે પણ તેમના જેવા નિષ્પાપી થશે। ત્યારે હું તમને તેમની સાથે રહેવાની આજ્ઞા આપીશ. માટે ત્યાં સુધી આ ઓરડામાંજ રહો.

ફ્લોરા—શ્રીમતી ! શા માટે મિથ્યાવાદ કરો છો ? દેવળમાં રહેનારી કુમારીકાઓ કેવું જીવન ગાળે છે, તેને। મને સંપુર્ણ અનુભવછે. પરંતુ "સમય વર્તે સાવધાન"ના મહાન સુત્રાનુસાર મને અહિં આવવું પડયું છે. તેમજ અહિં જુદા રહેવા કરતાં તેમની સાથે રહેવામાંજ મને લાભ છે. અને તેથીજ મને તેમની સાથે રહેવા દેવા માટે તમને વિનવું છું. અહિં એકલા રહેવામાં મારા ઉપર આપદા આવી પડવાને। ભય છે. પણ જો તેમની સાથે રહીશ તો કદાચ ભવિષ્યમાં આવી પડનારી આપદામાંથી મુક્ત થઇશ. માટે કૃપા કરીને મને તેમની સાથે રાખો.

જુલીઆ—હા, શ્રીમતી ! તમારૂં કહેવું ખરૂં છે. આપણે કોઇ પણ નવિન આગન્તુક યુવતીને આપણા દેવળની સાધ્વીઓ સાથે નહિ રાખતાં તેને જુદીજ રાખીએ છીએ. પણ કૃપા કરીને ફ્લોરાને માટે તે અપવાદ કાઢી નાખો. યુલિસીઝે પણ તેને માટે ભલામણ કરી છે. માટે કૃપા કરીને તેની ઇચ્છાનુસાર તેને દેવળની અન્ય સાધ્વીઓ સાથે રહેવા દો.

વરજીનીઆ—તો શું તમે એમ માનોછો કે તે દેવળનું ગુપ્ત રહસ્ય કોઇને પણ જણાવશે નહિ ? આ બાબતમાં તમને તેના ઉપર વિશ્વાસ છે ?

જુલીઆ—હા, શ્રીમતી ! મને તેના ઉપર સંપુર્ણ વિશ્વાસ છે.

વરજીનીઆ—ઠીક ! જો તમારી ખાત્રી હોય તો હું આવતી કાલેજ તેને સાધ્વી બનાવીશ, પણ પહેલાં તમે તેને માટે રહેવાની વ્યવસ્થા કરજો.

આ પ્રમાણે જુલીઆને ફ્લોરાને રહેવા માટે મકાનની વ્યવસ્થા કરી આપવાનું કહીને વરજીનીઆ ત્યાંથી પોતાના આશ્રમમાં ચાલી ગઈ. તેના ગયા પછી જુલીઆએ ફ્લોરાને કહ્યું " ફ્લોરા ? જ્યારે તમને સાધ્વી બનાવવાની ક્રિયા કરવામાં આવશે ત્યારે તમને કેટલાક પ્રશ્નો પણ પૂછવામાં આવશે. તેમાંનો કોઈ પ્રશ્ન જો તમને અયોગ્ય જણાય તો પણ તેનો જવાબ તેમની ઇચ્છાનુસાર આપજો. નહિતો તમને અહિં રાખવામાં આવશે નહિ. તમારા શીળવૃતની રક્ષાનું કરવાનું મેં જે વચન આપ્યું છે, તેનું હું સદા પાલન કરીશ. માટે કોઇપણ વાતે ગભરાશો નહિ " ફ્લોરા પુલિસિઝના ત્રાસથી કંટાળી ગઇ હતી. પણ તેને જુલીઆએ આગળ બતાવ્યા પ્રમાણે આશ્વાસન આપ્યાથી તેને તેના ઉપર અપુર્વ વિશ્વાસ બેસી ગયો હતો. અને તેની ખાત્રી હતી કે જુલીઆ મારૂં રક્ષણ કરશે. તેથી તેણે જુલીઆની વાત માની લીધી. અને તદનુસાર વર્તવાનું કબુલ કર્યું.

પ્રથમ દિવસ તો એમને એમ વીતી ગયો. એટલે તે દિવસે કાંઇપણ નવીન બનાવ બન્યો નહિ. માત્ર જુલીઆ આખો દહાડો ફ્લોરાની પાસે બેસી રહી અને રાત્રે ભોજન જમાડયા પછી તેને રહેવા માટે એક જુદો ઓરડો તેણે ઉઘાડી આપ્યો.

બીજા દિવસે સવારે ફ્લોરાને સાધ્વી બનાવવાની ક્રિયા શરૂ થઈ. જોકે તેવા પ્રસંગે શહેરમાં રહેનારા બીજા ખ્રિસ્તિઓને પણ આમંત્રણ કરવામાં આવે છે, પરંતુ આ સમયે તેમાંનું કાંઇપણ બન્યું નહિ. કેમકે ફ્લોરાને ગુપ્ત રીતે સાધ્વી બનાવવાની હતી. ક્રિયા કરવાનો સમય થતાંજ સઘળાં પાદરીઓ દેવળમાં આવ્યા. અને દેવળની કુમારિકાઓ કે જેમની સંખ્યા લગભગ સો જેટલી હતી, તેઓ પણ દેવળમાં એકઠી થઇ. ફ્લોરાને પણ નવિન વસ્ત્રો પહેરાવીને ત્યાં આગળ લાવવામાં આવી.

તેના આવ્યા પછી થોડીવારમાં દેવળાધ્યક્ષ પણ ત્યાં આવી પહોંચ્યો. એટલે જુલીઆની સુચનાઅનુસાર ફ્લોરાએ તેને નમન કર્યું. ત્યાર પછી તે ધર્માધ્યક્ષે પોતાના હાથમાં પકડી રાખેલો વધસ્થંભ ઉંચો કર્યો. અને ફ્લોરાને તેની નીચે આવવાની સંજ્ઞા કરી. તદનુસાર ફ્લોરા વધસ્થંભ તળે જઇને ઉભી રહી. એટલે ધર્માધ્યક્ષે તેને ખ્રિસ્તી ધર્મ પરત્વે દ્રઢ રહેવાની પ્રતિજ્ઞા લેવાનું કહ્યું. ઉક્ત આજ્ઞાનું સત્વર પાલન કરવામાં આવ્યું. ત્યાર પછી ફ્લોરાને એક જુદા ઓરડામાં લઈ જવામાં આવી, કે જ્યાં એક પેટી રાખેલી હતી. અને તેના ઉપર " સેન્ટમેરી " એવા શબ્દો લખેલા હતા. ઉક્ત પેટી દેખાડીને ધર્માધ્યક્ષે ફ્લોરાને કહ્યું " આ પેટી ખાસ તમારા માટેજ રાખવામાં આવી છે. જ્યારે તમારો દેહપાત થશે ત્યારે તમને તેમાં સમાધિસ્થ કરવામાં આવશે. " આ વાત ઉપરથી ફ્લોરાએ જાણ્યું કે તેનું ખ્રિસ્તી નામ " સેન્ટમેરી " રાખવામાં આવ્યું છે. આટલી વાત જાણ્યા પછી ફ્લોરાએ પરિધાન કરેલા વસ્ત્રો કાઢી નાખીને સાધ્વી જેવા વસ્ત્રો પરિધાન કર્યાં. આ કાર્ય થઇ રહ્યા પછી તે આખી ટોળી પાછી વધસ્થંભ પાસે ગઇ. અને ત્યાં પ્રત્યેક વ્યક્તિ પોતપોતાના આસન ઉપર બેઠી. થોડીવાર પછી ચાર ખ્રિસ્તી અબળાઓ "સેન્ટમેરી" વાળી પેટી ત્યાં ઉપાડી લાવી. અને તેને ધર્માધ્યક્ષ સમક્ષ મૂકી. ત્યાર પછી ધર્માધ્યક્ષ એક પછી એક વિશ્વ પ્રચલિત વૈભવ સંપન્ન વસ્તુઓના નામ લઇને તેના પરિત્યાગની ફ્લોરાને સુચના કરવા લાગ્યો. પ્રત્યેક પ્રશ્ન પુરો થતાં ફ્લોરા કહેતી " આ વસ્તુનો મેં આજથી ત્યાગ કર્યો છે " આ પ્રમાણે પ્રશ્નોત્તરીનું કાર્ય સમાપ્ત થયા પછી ફ્લોરાને તેનું નામ સુચવનારી પેટીમાં સુવાડી ને તેને એક રોટલી આપવામાં આવી. અને પેટી ઉપર એક સ્યામ વસ્ત્ર ઢાંકયા પછી સઘળી વ્યક્તિઓ ભજન ગાવા લાગી. એક ભજન પુરૂં થયા પછી ફ્લોરાને પેટીની બ્હાર કાઢ-

વામાં આવી. અને તે બ્હાર નિકળ્યા પછી ખ્રિસ્તી અબળાઓએ એક બીજું ભજન લલકાર્યું, કે જે સમાપ્ત થતાંજ ચોપાસથી મુબારકબાદીની ધ્વનિઓ કર્ણેન્દ્રિયો સાથે અથડાવા લાગી.

ફ્લોરાને સાધ્વી બનાવવાની ક્રિયા પુર્ણ થયા પછી તેને સાધ્વીઓના અધ્યક્ષ અને દેવળના વ્યવસ્થાપકની પાસે લઇ જવામાં આવી. આ બીજું કામ એક વયોવૃદ્ધ સ્ત્રી કરતી હતી, તે આપણે ચાલુ પરિશિષ્ટના આરંભમાં જોઈ ગયા છીએ. ચાલતી વખતે ફ્લોરા સૌની આગળ હતી. અને અન્ય સાધ્વીઓ તેની પાછળ છાતી ઉપર હાથ રાખીને નીચી દ્રષ્ટિથી શાંત રીતે ચાલતી હતી. ચાલતાં ચાલતાં તેઓ વ્યવસ્થાપકના નિવાસગ્રહ પાસે આવી પહોંચી. એટલે અન્ય સાધ્વીઓને ઘર બહાર ઉભી રાખીને ફ્લોરા એકલી ઘરમાં ગઈ. ઘરમાં પ્રવેશ કરતાંજ તેણે જોયું તો દેવળનો ધર્માધ્યક્ષ અને બીજા બે ત્રણ પાદરીઓ ત્યાં બેઠેલા છે. તેમણે સઘળાઓએ ફ્લોરાને આવકાર આપીને તેને બેસવા માટે આસન આપ્યું. ઉક્ત પ્રસંગે ફ્લોરા આનંદમાં નિમગ્ન બની રહી હતી. કેમકે તે સાધ્વી બની ગએલી હોવાથી યુલિસીઝની કામવાસનાથી પોતાને બચી ગએલી માનતી હતી.

ફ્લોરાએ આસન લીધા પછી દેવળની વ્યવસ્થાપક વરજીનીઆએ કહ્યું "ફ્લોરા! મારે તમને કેટલીક વાતો કહેવાની છે. તે લક્ષપુર્વક સાંભળો. અને તેનું સંપુર્ણ મનન કરીને તદનુસાર ભવિષ્યમાં વર્તતાં શીખો. સૌ પહેલાં તમારે એ વાત જાણવાની અગત્ય છે કે દેવળના સઘળા પાદરીઓ નિર્દોષ અને પાપરહિત હોય છે, તેથી ગમે તેવા સંજોગોમાં તમારે તેમની અવજ્ઞા કરવી નહિ. અને તેમની પ્રત્યેક આજ્ઞાનું સંપુર્ણ પાલન કરવું. કેમકે તેઓ સંસારથી વિરક્ત થએલા હોવાને લીધે તેમને પાપનો પાશ કદીપણ લાગતો નથી."

વરજીનીઆના મુખે ઉપર્યુક્ત વાક્યો સાંભળીને ફ્લોરાતો આ-ભીજ બની ગઇ. અને થોડીવાર સુધી શાંત ચિતે વિચાર કર્યા પછી તેણે પ્રતીઉત્તર આપતાં કહ્યું " શ્રીમતી ! તમારા કહેવાનો ભાવાર્થ હું લેશમાત્ર પણ સમજી શકતી નથી. પાદરીઓ કેવી રીતે પાપમુક્ત થયા છે તે મારા સમજવામાં આવતું નથી. વળી તેમને કદી પણ પાપનો પાશ લાગતો નથી એ મને તો તદન અસંભવીત અને કપોળકલ્પિત લાગે છે. માત્ર અસંભવીત લાગે છે, એટલુંજ નહિ પણ તે કેવળ હાસ્ય-જનક અને શંકાસ્પદ છે. જ્યારે આ વિશ્વના મહાન ધર્માત્માઓને પણ ન્યાયના દિવસે કર્માનુસાર ફળ મળશે, ત્યારે પાદરીઓની શા વિશાત ? મને તો તમારૂં કથન લેશ માત્ર પણ ખરૂં લાગતું નથી. મારે અહિં રહીને જે કરવાનું છે તે એજકે મારૂં અવશેષ રહેલું આયુષ્ય પવિત્રતામાં ગાળવું. પાપકર્મ કરવાની મારી લેશ પણ ઇચ્છા નથી. માત્ર ઇચ્છા નથી એટલુંજ નહિ, પણ હું દુષ્કર્મ કદી કદી પણ કરીશ નહિ. "

વરજીનીઆ—ફ્લોરા ! તમારૂં કહેવું ભુલભરેલું છે. તમે જેને પાપકર્મો તરીકે ગણો છો તે ખરી રીતે જોતાં પાપકર્મો છેજ નહિ. માત્ર તે તમારી ભ્રમણાજ છે. આપણે બધાએ પાદરીઓની આજ્ઞા પ્રભુની આજ્ઞા સમાન માનવી જોઇએ ?

ફ્લોરા—ભલે જેમની તેવી માન્યતા હોય તેઓ તેનું યથોચિત-પાલન કરો. પણ હુંતો તેમ માનતી નથી. અને કદી માનીશ પણ નહિ. કેમકે પરપુરૂષના દર્શન સરખા પણ મારે વર્જ્ય છે.

વરજીનીઆ—પણ તે કેમ બની શકશે ? તમારે પ્રસંગોપાત પાદરીઓના સમાગમમાં તો અવશ્ય આવવુંજ પડશે. માત્ર સમાગ-

મમાં આવવું પડશે એટલુંજ નહિ પરંતુ તેમની પ્રત્યેક આજ્ઞાનું સંપુર્ણ પાલન કરીને તેમનું સન્માન રાખવું પડશે.

ફ્લોરા—ખરેખર ! હું તેમનું સન્માન રાખીશ, પણ તેમની સાથે છુટથી ભળીને તેમની ગમે તેવી અયોગ્ય આજ્ઞાનું કદી પણ પાલન કરીશ નહિ.

વરજીનીઆ—તમારે અન્ય સાધ્વીઓની પેઠે વર્તવું પડશે ?

ફ્લોરા—તેમ હું ખુશીથી કરીશ. અને તમારૂં સન્માન જાળવવાનું પણ કદી ભુલીશ નહી પરંતુ મારાથી પાપકર્મમાં વિચરાશે નહિ.

વરજીનીઆ—તમારા આ પ્રતીઉત્તરથી હું ઘણી પ્રસન્ન થઇ છું. જાઓ ! તમારી અન્ય બ્હેનો સાથે મળીને તેમના સત્સંગમાં આનંદ પ્રાપ્ત કરો. જો તમને કોઈ વાતનો સંદેહ હોયતો તમારી અન્ય ભગિનીઓને પૂછી લેજો. અને તેઓ ખુશીથી તમારી શંકાનું સમાધાન કરશે.

ફ્લોરા—ઠીક ! હું આપ શ્રીમતીની આજ્ઞા માથે ચઢાવું છું.

ઉપર પ્રમાણે વરજીનીઆ સાથે વાર્તાલાપ કરીને ફ્લોરા ઘરની બ્હાર નિકળી. અહિં જુલીઆ તેની વાટ જોતી ઉભી હતી. તેથી ફ્લોરા બ્હાર આવતાંજ તે તેને તેના માટે નક્કી કરેલા ઓરડામાં લઈ ગઈ.

આ પ્રમાણે સાધ્વી બનીને ફ્લોરા પોતાનું જીવન વ્યતિત કરવા લાગી. દિવસો પછી દિવસ જવા લાગ્યા, પરંતુ ફ્લોરાને આનંદની એક ઘડી પણ પ્રાપ્ત થઈ નહિ. જ્યારે તેના અંતકરણમાં નિજ બંધુનો વિરહાગ્નિ પ્રજળી રહ્યો હતો ત્યારે આનંદતો ક્યાંથી મળે ? તે કોઈ કોઇવાર પોતાના ઓરડામાં બેસીને નિજ બંધુના વિરહમાં

અશ્રુપાત કરતી હતી. દેવળનું જીવન એવું તો કઠણ હતું કે તેને એક ક્ષણની પણ નવરાસ મળતી ન હતી. અહરનિશ તેને સવારે છ વાગે નિદ્રાસનનો ત્યાગ કરવો પડતો. જો તેમ કરવામાં એક ક્ષણનો પણ વિલંબ થતો તો દેવળમાં પ્રહરીનું કામ કરનાર યુવતી તેને આવીને કહેતી "ઉઠો! જાગ્રત થાઓ! પ્રભુ ઇસુ ખ્રિસ્તના આવવાનો સમય થયો છે." આ વાક્ય સાંભળીને નિદ્રાસનનો ત્યાગ કરવાની તેને ફરજ પડતી હતી. નિદ્રાસનનો ત્યાગ કર્યા પછી પ્રત્યેક સાધ્વી પોતપોતાના ઓરડા આગળ આવીને ઉભી રહેતી, અને સઘળી એકઠી થઇને હાર-બંધ દેવળમાં જતી. ત્યાં પહોંચ્યા પછી તેઓ પહેલાંતો સાષ્ટાંગ દંડવત કરીને દેવળની પવિત્ર ભૂમીને ચુંબન કરતી. અને ત્યાર પછી બે ઘટિકા પર્યંત પ્રભુ પ્રાર્થના કરવામાં પ્રવર્ત થતી. પ્રાર્થના કરતી વેળાએ તેમને કેટલાક વખત સુધી ઘુંટણ ઉપર કર ટેકવીને વાંકા વળીને ઉભા રહેવું પડતું, અને કેટલીક વખતે ઉભય ઘુંટણો ઉપર બેસવું પડતું. પરંતુ ઉભય સ્થિતિમાં શીશ આગળ નમેલું અને કર છાતી ઉપર રાખવા પડતા હતા. આ પ્રકારના અથાગ પરિશ્રમને લીધે ફ્લોરા થાકી જતી હતી, અને તેનું સુકોમળ શરીર પ્રસ્વેદથી તરબોળ થઇ જતું હતું.

પ્રાર્થનાનું કાર્ય થઇ રહ્યા પછી સઘળી સાધ્વીઓ ભોજનાલયમાં જતી હતી. અહિં પણ ભોજન આરોગતાં પહેલાં ટુંક પ્રાર્થના કરવી પડતી હતી. પ્રાર્થના થઇ રહ્યા પછી ભોજનાહાર કરતી વેળાએ એક વયોવૃદ્ધ સાધ્વી તેને માટે નિયુત થએલા એક ઉંચા આસન ઉપર બેસીને ઇસુ ખ્રિસ્તનો જીવનવૃતાંત તેમને કહી સંભળાવતી. તે વખતે કોઇની મકદુર ન હતી કે લગારે હાસ્ય કરે. સઘળી સાધ્વીઓ જમી રહ્યા પછી જ તે વૃદ્ધા જમતી હતી. ભોજનાદિ કાર્યથી પરવાર્યા પછી સઘળી સાધ્વીઓ એક બીજા ઓરડામાં જતી કે જ્યાં તેમાંની એક સાધ્વી તેમ-

ની સમક્ષ ઉપદેશ આપતી હતી. અને અન્ય યુવતીઓ નીચે બેસીને તેનો ઉપદેશ શ્રવણ કરતી હતી. આ કાર્ય સમાપ્ત થયા પછી તેમને એક ઘટિકાની રજા આપવામાં આવતી હતી. તે દરમ્યાન તેઓ અરસ્પરસ વાર્તાલાપ કરતી. આ વખતે પણ તેમના ઉપર દેખરેખ રાખવા માટે એક વયોવૃદ્ધ સ્ત્રી રાખવામાં આવતી કે જે તેમનો વાર્તાલાપ એકાગ્રચિતે સાંભળતી હતી. બપોરના ભોજન પ્રસંગે પણ ઉપર બતાવ્યા પ્રમાણે સઘળી સાધ્વીઓ એકત્ર થઇને હારબંધ ભોજનાલયમાં જતી હતી. ઉક્ત પ્રસંગે પણ પ્રભાતના ભોજન જેવીજ વિધી કરવામાં આવતી હતી. પરંતુ ફેર માત્ર એટલોજ હતો કે ભોજનગૃહના દ્વાર પાસે એક વૃદ્ધા ઉભી રહીને પ્રત્યેક આગન્તુક સાધ્વી આગળ દંડવત્ કરતી હતી. એટલે આગન્તુક સાધ્વીઓ ત્યાં આગળ રાખેલા પાણીના પાત્રમાં કર બોળીને પોતાના લલાટ, ભૂજાઓ, અને છાતી ઉપર વધસ્થંભની આકૃતિ કાઢતી, અને આ પ્રમાણે કહેતી "આ પિતા, પુત્ર, અને પવિત્ર આત્માની સંજ્ઞા છે. તથાસ્તુ." આ ક્રિયા કરી રહ્યા પછી સઘળી યુવતીઓ બે ભાગમાં વ્હેંચાઇ જતી, અને ઉભય દિશાએ ઉભા રહીને ઇશ્વરોપાસનાના મંત્રો ઉચ્ચારતી. અને પછી ઉક્ત વૃદ્ધાની આજ્ઞાથી ભોજનાલયમાં પ્રવેશ કરી પોતપોતાના આસન ઉપર બેસતી. આ વખતે પણ ઉપર વર્ણવેલી વૃદ્ધા નિત્યની પૃથા વા કર્માનુસાર કાંઇક પ્રાર્થના કરતી હતી.

ભોજનના કાર્યથી પરવાર્યા પછી સઘળી સાધ્વીઓ તેજ સ્થળે જમીન ઉપર ધુંટણ ટેકવીને પ્રાથના કરવાની ઢબમાં બેસતી, એટલે તેમાંની એક પ્રૌઢાવસ્થાએ પહોંચેલી સાધ્વી ઉભી થઇને ઇસુ ખ્રિસ્તના માતુશ્રી મરીઅમની પ્રશંસાસુચક ભજનાલાપ કરતી. પ્રત્યેક ટુંક પુર્ણ થતાં સઘળી સાધ્વીઓ " વાહ ! મરિઅમ " એવા શબ્દોચ્ચાર કરતી. ભજન પુરૂં થયા પછી નિશા પર્યંત પ્રાર્થના કરવામાં

આવતી હતી. રાત્રે પ્રાર્થના પુરી કરી રહ્યા પછી વાળુ કરતી વેળાએ એવો નિયમ હતો કે જે સાધ્વીએ તે દિવસે વ્યવસ્થાપકની અવજ્ઞા કરી હોય તે વ્યવસ્થાપક આગળ ઘુંટણીએ પડીને તેની ક્ષમા ઇચ્છતી હતી. અને ત્યાર પછી સવાર અને બપોરના ભોજનની વિધી અનુસાર ક્રિયા કરવામાં આવતી હતી. આ કાર્ય પુરૂં થયા પછી સઘળી સાધ્વીઓ પાણીમાં આંગળાં બોળીને લલાટ, ભૂજાઓ અને છાતી ઉપર વધસ્થંભની આકૃતિ કાઢતી. અને પછી પોતપોતાના ઓરડામાં જઇને નિદ્રાસનનું સેવન કરતી હતી. ત્યાર પછી એક વૃદ્ધ સ્ત્રી હાથમાં જળનું પાત્ર લઇને પ્રત્યેક ઓરડામાં જતી, અને જળની અંજલીઓ પ્રત્યેક યુવતી ઉપર નાખી આવતી. આ સઘળી ક્રિયાઓ બિચારી ફ્લોરાને પણ કરવી પડતી હતી. તેથી તેને એક ક્ષણની પણ નવરાસ મળતી ન હતી. તેથી આખા દહાડાના પરિશ્રમથી થાકીને તે નિદ્રાસન ઉપર આવતાંજ નિદ્રાવશ થઇ જતી હતી. પરંતુ આ વખતે પણ તે સુખે નિદ્રા લઈ શક્તી નહિ. તે સ્વપ્નાવસ્થ અવસ્થામાં પણ પોતાની પુર્વવત્ સ્થિતિનો વિચાર કરતી હતી.

અહિં આવીને તે એવી તો સપડાઈ ગઇ હતી કે તેને એક ક્ષણની પણ નવરાશ મળતી નહિ, આખો દહાડો કામમાંજ વ્યતિત થતો હતો. આજે કયો દિવસ છે, અને ગઈ કાલે કયો દિવસ ગયો, તેનું પણ તેને ભાન રહેતું નહિ. એક દિવસે તે પોતાના ઓરડામાં બેસીને કાંઇ સીવવાનું કામ કરી રહી છે, એટલામાં એક યુવતીએ આવીને તેને કહ્યું "સેન્ટમેરી ! તમને સેન્ટ વરજીનીઆ બોલાવે છે?" આ વાક્ય સાંભળીને ફ્લોરાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું "શું મને ?"

આગન્તુક યુવતી—હા ! તમને.

આ પ્રતીઉત્તર સાંભળીને ફ્લોરા મનમાં વિચાર કરવા લાગી કે વરજીનીઆને મારૂં એવું શું કામ પડયું હશે કે જેથી તેણે મને આવી ઉતાવળે બોલાવી છે. કાંઈ નહિ ! જે હશે તે ત્યાં જણાઇ રહેશે એવો વિચાર કરીને તેણે જવાને માટે તૈયારી કરી. અને બીજા નવિન વસ્ત્રો પરિધાન કર્યા. હજી તો તે લુગડાં પહેરતીજ હતી, એટલામાં કોઇએ ઓરડાના દ્વાર આગળ આવીને કહયું " કેમ ફ્લોરા બેન ! આનંદમાં તો છોને ? " આ વાકય સાંભળીને ફ્લોરા ઓરડાના દ્વાર સામે જોવા લાગી. તે હજી તો દ્વાર સામે જોઇ રહી હતી, એટલામાં ફ્લોરેન્ડા બારણું ઉઘાડીને ઓરડામાં દોડી આવી. અને ફ્લોરાની નિકટમાં જઇને તેને દ્રઢાલિંગન આપ્યું. ફ્લોરેન્ડાને જોઇને ફ્લોરાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી તેણે આશ્ચય ચકિત થઇને કહ્યું " આવો, ફ્લોરેન્ડા બેન. તમે અહિં ક્યાંથી ? પરમકૃપાળુ પરમાત્માની પરમકૃપાથી હું ક્ષેમકુશળ છું. તમે પણ સારી પેઠે છોને ? પણ વારૂ ! તમે અહિં ક્યારે આવ્યા ? "

ફ્લોરેન્ડા—બેન ! આજેજ અહિં આવી છું. અને બારોબાર તમારી પાસેજ આવું છું. તમારા સ્થળાંતર પછી મને કોરડોવામાં રહેવાનું ગમ્યું નહિ. તેથી એક સપ્તાહ પછી હું અહિં આવવા માટે નિકળી, પણ રસ્તામાં કેટલાક સ્થળે રોકાવાથી અહિં આવતાં વીશ દિવસ લાગ્યા.

ફ્લોરા—બેન ! શું મને અહિં આવ્યાને વીશ દિવસ પણ થઈ ગયા ? મને તો સમય બિલકુલ જણાયોજ નહી.

ફ્લોરા આ વાકય પુરૂં કરે તે પહેલાં સેન્ટ વરજીનીઆ ત્યાં આવી પહોંચી. અને તેણે હસીને કહ્યું " હા ! તમને અહિં આવ્યાને વીશ દિવસ પુરા થયા. કહો હવે શું કહેવું છે ? "

ફ્લોરા—ઘણું આશ્ચર્ય ? વીશ દિવસ જતાં કાંઇ વાર લાગી નહિ. હું તો એમજ જાણતી હતી કે મને અહિં આવ્યાને વખતે એક અઠવાડીઉં થયું હશે.

ફ્લોરેન્ડા—એ બધું તો ઠીક ! પણ એતો કહો કે તમને અહિંઆં ગમે છે કે નહિ ?

ફ્લોરા—એન ? ગમે છે કે નથી ગમતું તે મારૂં મન જાણે છે. પણ જેમ તેમ કરીને કાળ નિર્ગમન કરૂંછું.

ફ્લોરેન્ડા—યુલિસીઝ પણ અહિં આવ્યા છે, અને તમને મળવાને માટે આતુર છે.

ફ્લોરા—શું તે પણ અહિં આવ્યા છે ? અને જો તે આવ્યા હોય તો પણ હું તેમને મળવા ઇચ્છતી નથી.

સેન્ટ વરજીનીઆ—શું તમે તેમને નહિ મળો ? ફ્લોરા ! આ તમે શું બોલો છો ? એક ધર્માધ્યક્ષનું આવું અપમાન ? પ્રાયશ્ચિત કરો પ્રાયશ્ચિત ! કેમકે ધર્માધ્યક્ષોની અવજ્ઞા કરવાથી મોટું પાપ થાય છે. જો જો આવા ઉદ્દગારો પૂન કોઇવાર કાઢતા નહિ. કેમકે તમે ત્યાગીવૃત્ત અંગીકાર કરી ચુક્યા છો, અને તેથી ધર્માધ્યક્ષોની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાનું તમારૂં પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે.

ફ્લોરા—શ્રીમતી ! તમે મારા કથનનો ભાવાર્થ સમજી શકતા નથી. યુલિસિઝ મારા તરફ કુદ્રષ્ટિ રાખતા હોવાથીજ મારે અહિં આવવું પડયું છે, એ વાત તો આપ પણ જાણોછો. અને તે કારણથીજ હું તેમને મળવા ઇચ્છતી નથી.

ફ્લોરા આગળ બોલવા જતી હતી, પણ તેને ફ્લોરેન્ડાએ અટકાવીને વરજીનીઆને સંબોધતાં કહ્યું “ એન વરજીનીઆ ! આ-

જનો દિવસ તમે ફ્લોરાને નિત્યના ષટ્કર્મોમાંથી મુક્ત નહિ કરી શકો? કેમકે મારે તેની સાથે કેટલીક અગત્યની વાતચીત કરવાની છે?"

વરજીનીઆ—ફ્લોરેન્ડા! જો કે તમારી આવી માગણી દેવળના કાયદાની વિરૂદ્ધ છે, તો પણ આજના દિવસ માટે હું તે સ્વીકારૂં છું, પરંતુ જો પૂન તેવી માગણી કરવામાં આવશે તો તે કદી પણ સ્વીકારીશ નહિ.

ફ્લોરેન્ડા—એન! હું અહિંના કાયદા સારી પેઠે જાણું છું. કાંઇ મુર્ખ નથી કે ફરી ફરીને તેવી માગણી કરૂં. પણ કૃપા કરીને આ વખતે તો મારી માગણી માન્ય કરો.

વરજીનીઆ—ઠીક! મેં તમારી માગણી સ્વીકારી છે. પણ કૃપા કરીને ફ્લોરાને તેનું કર્તવ્ય યથોચિત સમજાવજો. એ વર્ષ પ્રયંત ઉમેદવારી કરાવવાને બદલે મેં તેને સત્વર સાધ્વી બનાવવામાં ગંભીર પ્રકારની ભૂલ કરી છે. અને તેથીજ તે કેટલીક વાતોમાં મુંઝાય છે. જો મેં તેને દેવળની જીંદગીનો અનુભવ લેવા દીધો હોત તો કદાચ તેમ થાત નહિ.

ફ્લોરેન્ડા—ઠીક! મારાથી બની શકશે ત્યાં સુધી તેને સમજાવવાનો પ્રયત્ન કરીશ.

આ વાકય પુરૂં થતાંજ વરજીનીઆ ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરાએ પોતાની પ્રિય સહચરી હેલન વિષે ફ્લોરેન્ડાને પ્રશ્ન કર્યો. પણ તેણે તત્સંબંધે કાંઇપણ નિશ્ચયાત્મક પ્રતીઉત્તર આપ્યો નહિ. અને માત્ર એટલુંજ કહ્યું કે તે સારી પેઠે છે.

ફ્લોરા—એન ફ્લોરેન્ડા! મને હેલન સાથે એવીતો અપુર્વ પ્રિતિ

બંધાઇ ગઇ છે કે તેના વિના મને કાંઇપણ ગમતું નથી. હું તેને પ્રત્યેક ક્ષણે યાદ કરૂં છું. અરે એટલુંજ નહી પણ કેટલીક વખતે તો પ્રાર્થના વખતે પણ તેની પ્રિય મૂર્તિ મારા નેત્રો સમક્ષ તરી આવે છે.

ફ્લોરેન્ડા—હેલનની પણ તેવીજ સ્થિતિ છે. તમારા ગયા પછી તે એવી તો સંતપ્ત થઇ છે કે જેનું હું કાંઇપિણ વર્ણન કરી શકતી નથી. તમારા વિરહને લીધે તે અહરનિશ રડયા કરે છે. અને તમે પણ અહિં આવીને એવા સપડાઇ ગયા છો કે કોઇની સાથે મળવાની કે વાત કરવાની પણ તમને નવરાશ મળતી નથી.

ફ્લોરા—પણ તેમાં મને તો સંતોષ છે. કેમકે યુલિસીઝનું શ્યામ મુખ મારે અહિં જોવું પડતું નથી.

ફ્લોરેન્ડા—શું તમને એમ લાગે છે કે તમે તેના હાથમાંથી બચી ગયા છો? અરે તેતો અહિં પણ આવી પહોંચ્યા છે.

ફ્લોરા—જો તે આ નગરમાં આવ્યો હોય, તોપણ શું થયું? પરંતુ તે અહિં આવવાને અશક્ત છે.

ફ્લોરેન્ડા—ઠીક! તમે જે માનતા હો તે ખરૂં, તે વિષે હું તમારી સાથે વાદવિવાદ કરવા ઇચ્છતી નથી. ચાલો આ વિષય પડતો મૂકીને કાંઈ બીજી વાત કરો.

આ પ્રમાણે કહીને તેણે ફ્લોરાને ભિન્ન ભિન્ન વિષયો પરત્વે પ્રશ્નો પૂછવા માંડયા. અને તે પણ ફ્લોરેન્ડાના પ્રશ્નોનો યથામતિ ઉત્તર આપવા લાગી. આ પ્રમાણે ઉભય યુવતીઓએ નિશા પર્યંત પોતાનો વાર્તાલાપ ચાલુ રાખ્યો. નિશા સમયે વાળુ વખતે ફ્લોરેન્ડાએ ફ્લોરાથી વિદાય થતાં કહ્યું “ફ્લોરા! આજે તો આપણે કાંઇ અગત્યના મુદ્દાની ચર્ચા કરી શકયા નહિ. પણ ઠીક!

કાલે હું પણ તમારી સાથે નિત્યના ષડકર્મોમાં ભાગ લઇશ. અને કદાચ તે વખતે આપણુને વાતચીત કરવાની તક મળશે.”

ફ્લોરા—શું તમારો પણ અહિંજ રહેવાનો વિચાર છે?

ફ્લોરેન્ડા—હા! મેં તો તમારા ગયા પછી યુલિસીઝને તરતજ કહી દીધું કે ફ્લોરા વિના અહિંઆં રહી શકીશ નહિ. માટે તે જ્યાં ગઇ હશે ત્યાં હું પણ જઇશ.

આ વાત જાણીને ફ્લોરાએ ફ્લોરેન્ડાનો આભાર માન્યો. અને જમવાનો વખત થએલો હોવાથી ફ્લોરેન્ડાને વિદાય કરીને તે ભોજનાલયમાં ગઇ. અને જમી આવ્યા પછી પોતાના ઓરડામાં આવીને પર્યંક ઉપર પડી. પરંતુ તેને કેટલીક વાર સુધી નિદ્રા આવી નહિ. તેથી તે પોતાની પુર્વવત્ સ્થિતિ વિષે વિચાર કરવા લાગી. આ પ્રમાણે તે પોતાના મનમાં વિચાર કરી રહી છે, એટલામાં કોઇએ તેના દ્વાર ખટખટાવ્યાં, એટલે ફ્લોરાએ પર્યંક ઉપર પડયા પડયા પ્રશ્ન કર્યો “કોણુ છે?” નવા આગન્તુકે પ્રતી ઉત્તરમાં કહ્યું “કોઇ નહિ! એ તો હું તમને બોલાવવા આવી છું. પાદરી યુલિસીઝ તમને બોલાવે છે.” આ વાક્ય પુરૂં થતાંજ જાણે વિજળીનો આઘાત થયો હોય તેમ ચોંકીને ફ્લોરા પ્રયંક ઉપરથી ઉઠીને બેઠી થઇ. અને દ્વાર ઉઘાડીને તે આગન્તુક યુવતીને જવાબ આપ્યો “બોલાવતો હોય તો બોલાવવા દો, હું કાંઇ ત્યાં આવવાની નથી. પણ તું અહિં કોની આજ્ઞાથી આવી છે એતો કહે?”

આગન્તુક યુવતી—મને સેન્ટ વરજીનીઆએ તમને તેડવા માટેજ અહિં મોકલી છે. અને તમારે તેમની આજ્ઞા માન્ય કરવીજ પડશે.

ફ્લોરા—જા! તેને જઇને કહે કે હું ત્યાં આવવા ઇચ્છતી નથી.

આ વાક્ય સાંભળીને તે નવિન આગન્તુક લલનાએ ક્રોધાયમાન થઇને કહ્યું "નહિ કેમ આવો? તમારે મારી સાથે અવશ્ય આવવુંજ પડશે." તેના આવા આજ્ઞાપ્રદ ઉદ્દગારો સાંભળીને ફ્લોરાના આખા શરીરમાં ક્રોધ વ્યાપી ગયો. તેથી ક્રોધના આવેશમાં તે તેને ધક્કો મારીને ઓરડામાંથી બ્હાર કાઢવા જતી હતી. પણ એટલામાં બીજી ચાર યુવતીઓએ પાછળથી આવીને તેને પકડી લીધી. અને તે કાંઇ ગડબડ કરે નહિ તે માટે તેના મોઢામાં લૂગડાનો ડુચો માર્યો. તેથી ફ્લોરા એક શબ્દ માત્ર પણ બોલી શકી નહિ. તોપણ છુટવાને માટે તેણે ઘણા ઘણા પ્રયત્ન કર્યા. પરંતુ તે સઘળા નિષ્ફળ ગયા.



નોટ—ખ્રિસ્તીઓ એમ માને છે કે ઈસુખ્રિસ્તને યાહુદીરાજાએ વધસ્થંભ ઉપર ચઢાવ્યા હતા, અને તે ત્યાંજ મરણ પામ્યા હતા. પરંતુ મુસલમાનોની માન્યતા પ્રમાણે તેમને રાત્રે કારાગ્રહમાં રાખવામાં આવ્યા હતા, અને પ્રભાતમાં વધસ્થંભ ઉપર ચઢાવવાના હતા. પરંતુ પ્રભાત થતા પહેલાંજ મહાન જગતકર્તાએ તેમને આકાશ ઉપર અદ્ધર ઉંચકી લઇને તેમની જગ્યાએ તેમના જેવીજ આકૃતિવાળા માણસને કારાગ્રહમાં મૂકયો. એટલે સવારમાં યાહુદીઓએ હઝરત ઈસાને બદલે તેનેજ વધસ્થંભ ઉપર ચઢાવીને મારી નાખ્યો. હઝરત ઇસા. અ. તો અદ્યાપિ હયાત છે જ્યારે કયામત નિકટ આવશે, ત્યારે તે આ વિશ્વમાં આવીને લોકોને ઈસ્લામ ધર્મનો ઉપદેશ આપશે. ઈસુખ્રિસ્ત કુમારીકાના પેટે અવતરેલા હોવાથી ખ્રિસ્તિઓ તેમને પ્રભુના પુત્ર તરીકે ગણે છે. પરંતુ મુસલમાનો તો તેમને "રૂહુલ્લાહ" એટલે "અલ્લાહની રૂહ" એવી ઉપમા આપી તેમને એક મહાન ઉપદેશક તરીકે માન આપે છે. વળી ખ્રિસ્તીઓની માન્યતા એવી પણ છે કે પાપી મનુષ્યોના પાપ નિવારણ અર્થે જગતકર્તાએ ઇસુખ્રિસ્તને આ વિશ્વમાં

# પરિશિષ્ટ ૬ ઠું

## અપરિચિત ધર્માધ્યક્ષ.

પ્રિય પાઠક! આપણે ગત પરિચ્છેદમાં ફ્લોરાની પરિવર્તીત સ્થિતિ જોઇ ગયા છીએ. માટે ચાલો એકવાર ફરી ફ્રાંસ અને સ્પેનની મધ્યમાં આવેલા પહાડી પ્રદેશમાં જઇને ફ્લોરાના વિરહમાં વ્યાકુળ બનેલી હેલનની મોહાકુળ સ્થિતિનું કાંઇક અવલોકન કરીએ. આ પ્રદેશ આપણે પ્રથમ જોયો તેને હમણા ચાર માસ વીતી ગયા છે. પરંતુ હજી પણ મોહઘેલી હેલન પોતાની સહોદરા સમાન સહચરી ફ્લોરાને વિસરી ગઇ નથી. તે તેના વિયોગમાં અહરનિશ વ્યાકુળ રહે છે. અને કોઇની સાથે ઝાઝી મળતી પણ નથી. તેણે ભોજનાદિનો પણ કાંઇક અંશે ત્યાગ કરેલો હોવાથી તેનું શરીર કૃશ થઇ ગયું છે. તોપણ તેના સૌંદર્યમાં યત્કિંચિત માત્ર પણ ન્યુનતા જણાતી નથી. ઉક્ત પહાડી

---

મરવાને માટેજ મોકલ્યા હતા, અને તેમના મૃત્યુથી ખ્રિસ્તી ધર્મના સંપ્રદાયિકો પાપમુક્ત થએલા છે. તેથી ઉક્ત મહાન બનાવ ઉજવવા માટે ખ્રિસ્તીઓ વરસમાં એક દિવસ "પાસ્ખા પર્વ" પાળે છે: ઉક્ત પ્રસંગે તેઓ એક સ્થળે ભેગા થઇને પવિત્ર રોટલીનો અહાર કરીને દ્રાક્ષરસનું પાન કરેછે. આ રોટલીને તેઓ ઈસુખ્રિસ્તના માંસ, અને દ્રાક્ષરસને તેમના રક્ત સમાન માને છે. અને તે ઉભય વસ્તુઓના સેવનથી પોતાને મહાન પુન્ય પ્રાપ્ત થએલું માને છે. જ્યારે કોઈ માણસ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરે છે, ત્યારે તેને પણ ઉપર્યુક્ત ઉભય વસ્તુઓ આપવામાં આવે છે. પ્રયોજક.

પ્રદેશમાં હવે તેને ફ્લોરા વિના એકલું રહેવું ગમતું નથી. જોકે તેની સેવા શુશ્રુષા કરવા માટે અનેક પરિચારિકાઓ ત્યાં હાજર છે, પણ તેને તેમના સમાગમમાં લેશ પણ આનંદ પ્રદિપ્ત થતો નથી. ફ્લોરેન્ડા અને યુલિસિઝ જ્યાં સુધી ત્યાં રહેતા હતા, ત્યાં સુધી હેલન દેવળ સામે દ્રષ્ટિ ઉંચી કરીને જોતી સરખી પણ ન હતી. અને હજી પણ તે ત્યાં જતી નથી. જાય તો કોની પાસે જાય? દેવળમાં તો મનુષ્ય માત્રની છાયા સરખી પણ દ્રષ્ટિગોચર થતી નથી. દેવળને તાળું લગાડેલું છે. પણ સપ્તાહમાં એકવાર રવિવારને દિવસે પાસેના ગામમાં રહેનારા લોકો એક સાધારણ ધર્માધ્યક્ષ સહ ત્યાં આવે છે. અને ઇશ્વરોપાસના કર્યા પછી પૂન તાળું વાસીને પોતાને ગામ ચાલ્યા જાય છે.

હેલન પણ રવિવારની પ્રાર્થનામાં ભાગ લે છે. પરંતુ બાકીના દિવસોએ તે દેવળ સામે જોતી સરખી પણ નથી. એક વિશ્વાસુ પરિચારિકા તેની આ મોહાકુળ સ્થિાત જોઇને ઘણી ખેદિત થાય છે. અને તેનો ભેદ જાણવાને માટે પ્રસંગોપાત તેને તત્સંબંધે પ્રશ્નો પણ પૂછે છે. પરંતુ હેલન કોઇ પણ રીતે ભેદનો સ્ફોટ કરતી નથી. તેનો આનંદપ્રદ સ્વભાવ પણ સર્વાંશે બદલાઇ ગયો છે. પહેલાં જે યુવતી અહરનિશ આનંદમાં મગ્ન રહીને પોતાની સહચરીઓને મળવા હળવામાંજ કાળ વ્યતિત કરતી હતી, તેજ યુવતી હવે પ્રભાતથી સંધ્યા પર્યંત, અથવા ઉષાથી નિશા પર્યંત ઓરડાના દ્વાર બંધ કરીને અંદર બેસી રહે છે. અને જો કોઇવાર ગિરીકંદરાઓ તરફ નિકળી જાય છે તો ત્યાં એકાદ શીલા ઉપર બેસીને કલાકો કલાક સુધી વિચાર કર્યા કરે છે. આવી સ્થિતિમાં ફ્લોરાનું સ્મરણ થતાં તેના નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહન કર્યા કરે છે. હવે ખ્રિસ્તી પાદરીઓ અને સાધ્વીઓ પરત્વે તે ધિક્કાર

અને ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે. તેના અંતકરણમાં તેમને માટે લેશ પણ ભક્તિભાવ શેષ રહ્યો નથી. ખ્રિસ્તી ધર્મના સંબંધમાં પણ તેના વિચારો સર્વાંશે બદલાઈ ગયા છે. તત્સંબંધે તેનો એવો અભિપ્રાય છે કે ઉપરથી સુંદર જણાતા આ સંપ્રદાયના બાહ્ય સ્વરૂપમાં અનેક અધર્મો રહેલા છે. અર્થાત ખ્રિસ્તી ધર્મને માટે તેને સારો ભાવ નથી. તે વારંવાર કહેતી કે હું યુલિસીઝની આજ્ઞા કદી પણ માનવાની નથી. જો પિતાશ્રીને ખ્રિસ્તી ધર્મ સારો લાગતો હોય તો ભલે તે તેનેજ વળગી રહે. પરંતુ હું તો કોઇ અન્ય મુક્તિપ્રદ ધર્મનો અંગીકાર કરી લઇશ.

તેની આ પરિવર્તિત સ્થિતિએ તેના ઉપર એવી તો અસર કરી કે તેણે અહાર વિહારનો પણ કાંઇક અંશે નિષેધ કર્યો. અને પરિણામે દિન પ્રતિ દિન શરીરે સુકાવા લાગી. તેની વિશ્વાસુ દાસીને તેને માટે ઘણી ચિંતા થતી હતી.. પરંતુ આપોઆપ ઉક્ત ભેદ સ્ફોટ થશે એવી ઇચ્છાથી તે તેને તત્સંબંધે કાંઇ પણ કહેતી ન હતી. અને જો કોઇવાર અનાયાસે તત્સંબંધનો પ્રશ્ન નિકળી જતો તો હેલન કાંઇ પણ પ્રતીઉત્તર આપતી નહિ. આવી રીતે લાંબા સમય પર્યંત વાટ જોઇ, પણ ભેદનો સ્ફોટ ન થવાથી છેવટે થાકીને તેણે હેલનને કહ્યું “ શ્રીમતી ! આપની ખિન્નાવસ્થા હું લાંબા સમયથી જોયા કરૂં છું. તેથી તત્સંબંધે આપને પ્રશ્ન પૂછવાની વારંવાર ઇચ્છા થાય છે, પરંતુ આપ તેનો કાંઇ પણ ઉત્તર આપશો નહિ એવી બીકથી હું આપને તે વિષે પૂછવાને અચકાઉં છું. તેમ છતાં એક બે પ્રસંગે હિમ્મત રાખીને મેં આપને તે વિષે પૂછ્યું પણ ખરૂં. પરંતુ આપે તેનો કાંઈ પણ પ્રતીઉત્તર આપ્યો નહિ. આપની આવી સંતપ્ત સ્થિતિ જોઇને મને ઘણો ખેદ થાય છે. અને હવે તો મારાથી તેનો

ભેદ જાણ્યા વિના રહેવાતું નથી. માટે સવિનય વિનંતી કરૂં છું કે આપની આવી દુખપ્રદ સ્થિતિનો ભેદ આ કિંકરીને નિવેદન કરવા કૃપાવંત થશો. આપ દિવસે દિવસે વધુ અને વધુ કૃશ થતા જાઓ જાઓ છો એ મારાથી જોવાતું નથી. જો આવી સ્થિતિમાં આપના પ્રાણની કાંઈ હાની થાય તો અમે આપના માત પિતાને શો ઉત્તર આપીશું. માટે કૃપા કરીને આપનો ભેદ આ દાસીને નિવેદન કરો. હું આપને બનતી દરેક મદદ આપવાને તૈયાર છું. ”

હેલન—ફ્લોરાના વિયોગ સિવાય મને અન્ય કોઈ પણ વાતનું દુ:ખ નથી. ખરેખર મને તેના વિના અહિં એકલા રહેવાનું ગમતું નથી. તમે મારે માટે જે લાગણી ધરાવો છો તે બદલ હું તમારો ઘણો આભાર માનું છું. અને હાથ જોડીને કહું છું કે મારી કાંઇ પણ ચિંતા કરશો નહિ.

સહચરી—જો તમને ફ્લોરાનું વિયોગજ સાળતું હોય તો કૃપા કરીને હવે કાંઇ પણ વિલંબ નહિ કરતાં સ્વદેશમાં જવાની તૈયારી કરો. ત્યાં જવાથી માત પિતા અને આપ્તજનોના સમાગમમાં તમને સંપુર્ણ શાંતિ પ્રાપ્ત થશે.

હેલન—નહિ ! ત્યાં જવાથી મારી સ્થિતિમાં કાંઇ પણ પરિવર્તન થવાનું નથી. આતો મને એક પ્રકારની ટેવ પડી ગઇ છે. અને તે ધીમે ધીમે દુર થવાથી હું મારી પુર્વવત્ સ્થિતિ ઉપર આવી જઇશ. પરંતુ તેના સિવાય બીજા કોઈ પણ કૃત્રિમ ઉપાયથી ઉકત કાર્ય થઇ શકશે નહિ.

સહચરી—નહિ શ્રીમતી ! તમે ભૂલો છો. ત્યાં જવાથી અન્ય સહચરીઓના સમાગમમાં તમને આનંદ પ્રાપ્ત થશે. અને તેથી તમે

સઘળું દુઃખ ભુલી જશો. પણ જો અહિંજ રહેશો તો મને તમારા પ્રાણની ઘણી ચિંતા રહ્યા કરે છે.

હેલન—તમે નચિંત રહો. હું સારી પેઠે છું. નતો હું ત્યાં જવા ઇચ્છું છું કે નતો ત્યાંથી કોઇને અહિં બોલાવવા ઇચ્છું છું.

સહચરી—પણ કૃપા કરીને ચિંતાતો પરહરો. આખો દહાડો આપ ચિંતામાં અને ચિંતામાંજ બેસી રહો છો. તેથી આપના આરોગ્યને હાની થવાની મને ધાસ્તી રહે છે.

હેલન—ચિંતા ચિંતા શું કરો છો? મને કઈ વાતની ચિંતા છે, એ પણ કહેશો કે માત્ર ચિંતાના રોદડાં રડયાં કરશો? ફ્લોરાના વિયોગ સિવાય મને અન્ય કોઇ પણ વાતનું દુઃખ નથી.

સહચરી—ખચિત, શ્રીમતી! તે ઘણી માયાળુ લલના હતી. પણ કેવળ શિશુવયમાં તે સાધ્વી થઇ ગઈ એ તેણે ઘણું ખોટું કર્યું છે.

આ વાકય સાંભળીને હેલનનું મોઢું રડવા જેવું થઇ ગયું. પરંતુ તે ધીરજ રાખીને રડી નહિ. તોપણ તેણે ક્રોધપુર્વક નિજ સહચરીને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું.

હેલનનો ક્રોધ જોઇને તેની દાસી ત્યાંથી વંજો માપી ગઇ. એટલે તેના ગયા પછી હેલન ઓરડો બંધ કરીને નિશાપર્યંત એકાંતમાં બેસી રહી. તેની સહચરીએ રાત્રે તેને આગ્રહપુર્વક જમાડી. જમ્યા પછી તે નિજ સય્યા ઉપર જઇને સુઇ રહી. અને આખી રાત વિચાર કરવામાંજ વિતાડી.

બીજા દિવસે રવિવાર હોવાથી નોકર ચાકરોને પોતાની સુધરેલી પ્રકૃતિ દેખાડવાના હેતુથી કે કોઇ અન્ય હેતુથી તેણે દેવળમાં જવાની ઇચ્છા કરી. પરંતુ તેણે નિશા સમયે જાગરણ કરેલું હોવાથી પ્રભાતમાં

તે વ્હેલી જાગ્રત થઇ શકી નહિ. તેથી પ્રાર્થનાનો સમય થતાંજ તેની વિશ્વાસુ સહચરીએ તેને નિદ્રામાંથી જગાડી. એટલે તેણે સય્યાનો ત્યાગ કરીને પહેલાં વિધીપુર્વક દંતધાવનની ક્રિયા કરી અને પછી થોડુંક ભોજન આરોગ્યા પછી સુંદર વસ્ત્ર પરીધાન કરીને દેવળ તરફ પ્રયાણ કર્યું. તે દેવળમાં પહોંચી, ત્યારે લગભગ ચાલીશેક સ્ત્રી પુરૂષોનો એક સમુહ ત્યાં એકઠો થયો હતો. અને સર્વે તેની માર્ગપ્રતિક્ષા કરી રહ્યા હતા. તેથી જેવો તેણે દેવળમાં પ્રવેશ કર્યો કે તરતજ સઘળી વ્યક્તિઓએ પોતાના આસન ઉપરથી ઉભા થઇને તેને સન્માન આપ્યું. ત્યાર પછી ધર્માધ્યક્ષે દેવળની રંગભૂમી ઉપર ચઢીને ઉપદેશ આપ્યો. આ કાર્ય થઇ રહ્યા પછી સંગીતનો આરંભ થયો. અને તે કાર્ય સમાપ્ત થતાં ધર્માધ્યક્ષ એક બીજા ઓરાડામાં જઇને બેઠા. એટલે એક પછી એક સ્ત્રી પુરૂષ પોતાના પાપકર્મોનો સ્વીકાર કરવાને તેમની સમક્ષ જવા લાગ્યા. પણ જ્યારે હેલનનો વારો આવ્યો ત્યારે પ્રથમ તો તે પાદરીની સમક્ષ જવાને અચકાઇ. કેમકે તેને પોતાના ધર્માધ્યક્ષો અને મુખ્યત્વે કરીને આ કનફેસનની વિધિ અને અયોગ્ય રૂઢી પરત્વે તિરસ્કાર સાથે અભાવ ઉત્પન્ન થયો હતો. તોપણ પોતાના અંતઃકરણનો ભેદ ગુપ્ત રાખવાના હેતુથી તે અનેચ્છાએ ધર્માધ્યક્ષ પાસે ગઇ. અને પોતાના પાપકર્મોનો તેની સમક્ષ સ્વીકાર કરી પાપમોચીત થઇને બહાર આવી.

કનફેસનની ક્રિયા પુરી થયા પછી ધર્માધ્યક્ષ તે એકાંત ઓરડામાંથી બ્હાર આવ્યા. અને એક યુવકનો હાથ પકડીને દેવળના મધ્ય વિભાગમાં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તેમણે પોતાના સાથીને કહ્યું “ મહાશય ! આ તેજ દેવળ છે કે જ્યાં ફ્લોરેન્ડા, ફ્લોરા અને યુલિસિઝ સાથે રહેતા હતા.

યુવક—મહાશય! શું તેઓ સઘળા અહરનિશ આ દેવળમાંજ રહેતા હતા કે?

ધર્માધ્યક્ષ—નહિ આ દેવળના ખુલ્લા ચોગાનમાં કેટલીક ઓરડીઓ છે, તેમાંની એકમાં ફ્લોરા અને ફ્લોરેન્ડા રહેતી હતી. અને યુલિસિઝ તો પ્રસંગોપાત દેવળમાંજ નિવાસ કરતા હતા.

આટલો ટુંક પ્રસ્તાવ કર્યા પછી ધર્માધ્યક્ષ તે યુવકને સાથે લઇને દેવળની બ્હાર નિકળ્યા. અને દેવળના કંપાઉન્ડમાં ફરી ફરીને સઘળા સ્થળો પોતાની સાથેના યુવકને બતાવવા લાગ્યા. દેવળની ધર્મશાળાનું વર્ણન કરતાં તેમણે કહ્યું "મહાશય! જોકે આ ધર્મશાળા અન્ય ધર્મશાળા-કરતાં નાની છે, પણ તેની શોભા અપરંપાર છે. અને તે એવા સ્થળે બંધાએલી છે કે માત્ર આસપાસના ગામડીઆઓ સિવાય સ્પેનના મોટા મોટા શહેરોમાં વસનારા લોકો તેના વિષે ભાગ્યેજ જાણતા હશે. સ્પેનનો ગમે તેવો અપરાધી જો અહિં આવીને સંતાઇ રહે તો ગમે તેવો કાર્યદક્ષ અને ચાણાક્ય માણસ પણ તેને ભાગ્યેજ પકડી શકે. અહિંથી ગામ પણ ઘણે દુર છે. તેથી જો મુસલમાનો અહિં આવે તો તેમના આગમન પહેલાં અપરાધીઓ ઘણી સહેલાઇથી કોઇ બીજા સુરક્ષિત સ્થળે પલાયન થઇ જાય."

યુવક—ખચિત! આ એક સુરક્ષિત સ્થળ છે. પણ જેટલું તે સુરક્ષિત છે તેટલુંજ તે ભયાનક છે. અહિં કોઇપણ માણસ ભાગ્યેજ એકલો રહી શકે. યુલિસિઝની વાત તો જુદી છે. તે તો એ મહાત્મા જેવા છે. તેથી તે અહિં એકલા રહી શકે, પરંતુ ફ્લોરા, ફ્લોરેન્ડા એકલી કેમ રહી શકતી હશે તે સમજાતું નથી. કદાચ તેઓ અરસ્પરસ હળીમળીને રહેતી હશે?

ધર્માધ્યક્ષ—હા! તમારી કલ્પના સત્ય છે. તેઓ અરસ્પરસ હળીમળીને રહેતી હતી. તદુપરાંત આપણા રાજાએ પોતાની રાજકુમારી હેલનને તેમની સાથે રહેવા માટે મોકલી હતી. અને તેના સમાગમમાં ફ્લોરાને ઘણો આનંદ થતો હતો.

યુવક—તો શું હમણા ઉક્ત રાજકુમારી પોતાના નગરમાં ચાલી ગઈ?

ધર્માધ્યક્ષ—નહિ! તે અહિંજ છે. આજે પણ પ્રાર્થના વખતે તે દેવળમાં આવી હતી. સૌથી છેલ્લે કનફેસન કરવા આવનાર તેજ હતી. શું તમે તેને જોઇ નથી?

યુવક—નહિ! મેં તેને જોઈ નથી. મને ઘણો ખેદ થાય છે કે અહિં આવવા માટે મેં અપરિમિત પરિશ્રમ ઉઠાવ્યા છતાં યુલિસિઝનો મેળાપ થયો નહિ. મારે તેમની પાસે એક અગત્યની વાત નિવેદન કરવાની છે. જો તેમનો મેળાપ નહિ થાય તો તેમણે લોકોને આપેલો આત્મોત્સર્ગનો ઉપદેશ ફળીભૂત થશે નહિ.

ધર્માધ્યક્ષ—જો તેમ થાય તો તે ઘણું ખોટું કહેવાય. ઘણા આશ્ચર્યની વાત છે કે ફ્લોરા, ફ્લોરેન્ડા અને યુલિસિઝ એ ત્રણમાંથી કોઇની પણ ભાળ લાગતી નથી. કૃપા કરીને તમે એ ત્રણ સપ્તાહ પર્યંત અહિં થોભી જાઓ. તે દરમ્યાન કદાચ ફ્લોરા ફ્લોરેન્ડાતો અહિં નહિ આવે, પરંતુ યુલિસિઝ તો અવશ્ય આવશેજ.

યુવક—હા! મારે પણ તેમનુંજ કામ છે. પરંતુ આટલા લાંબા સમય પર્યંત તો હું અહિં થોભી શકીશ નહિ.

ધર્માધ્યક્ષ—પણ-તેમ કર્યા વિના તેમનો મેળાપ થશે નહિ. હમણા તે એક એવા ગુપ્ત સ્થળે રહે છે કે તેમના વિષે કોઇ કાંઈ પણ જાણતું નથી.

આ પ્રમાણે વાત કરતાં કરતાં તેઓ ધર્મશાળાની બ્હાર નિકળી ગયા. એટલે પ્રાર્થના અર્થે આવેલા અન્ય ભકતો પણ બ્હાર નિકળીને પોતપોતાના ગામ તરફ જવા લાગ્યા. અને તેજ પ્રમાણે હેલન પણ દેવળની બ્હાર નિકળીને ઘર તરફ પ્રયાણ કરવા લાગી.

તેને દુરથી જતી જોઇને ધર્માધ્યક્ષે પોતાની સાથેના યુવકને કહ્યું " મહાશય ! જે યુવતીએ હમણા મને નમન કર્યું તેજ હેલન છે. તે ફ્લોરાની એક પ્રિય સહચરી છે. અને ફ્લોરાનો સમય આનંદમાં નિર્ગમન કરવા માટેજ તે અહિં આવી હતી, પરંતુ ફ્લોરાએ દેશાટન કર્યાથી તેને હવે અહિં એકલા રહેવાનું ગમતું નથી. "

યુવક—મહાશય! આપે હેલનની સાથે મારી ઓળખાણ ન કરાવી એ ઘણું ખોટું કર્યું છે. કેમકે તેના પિતાએ તેને અહિં મોકલીને આપણા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. તેથી મારા તરફનો આભાર પ્રદર્શિત કરવાને માટે હું તેને મળવાને આતુર છું,

ધર્માધ્યક્ષ—ખચિત ! આ બાબતમાં મારી ભુલ થઇ છે. જરા થોભો હમણાજ તેને પાછી બોલાવીને તમારો પરિચય કરાવું છું.

આ પ્રમાણે કહીને તે સત્વર દોડી ગયા. અને હેલનને માર્ગમાં થોભાવીને કહ્યું " પુત્રી! તમને મારો એક મિત્ર મળવા ઇચ્છે છે. તે કોરડોવાનો એક સુવિખ્યાત ધર્માધ્યક્ષ હોવા ઉપરાંત તમારા પિતા સાથે ગાઢ મૈત્રી ધરાવે છે. માટે તેને મળવાની ખાસ અગત્ય છે

હેલને બેદરકારીથી જવાબ આપ્યો કે " તેમને અહિં બોલાવો. પણ મને પૂછ્યા ગાછ્યા વિના આપે મારી મુલાકાત કરાવવાનું તેને વચન આપ્યું એ ઘણું ખોટું કર્યું છે. કેમકે આજકાલ મારો સ્વભાવ એવો બદલાઇ ગયો છે કે કદાચ તેમને મારા સમાગમમાં આનંદ પ્રાપ્ત થશે નહિ. "

ધર્માધ્યક્ષ—ગમે તેમ હોય પણ તમારે તેને અવશ્ય મળવુંજ જોઇએ. કેમકે તે તમારા તરફ ઘણો સારો ભાવ ધરાવે છે.

હેલન—જો એમજ છે, તો ભલે તેમને બોલાવો. મને કાંઈ પણ વાંધો નથી.

આ વાક્ય સાંભળીને ધર્માધ્યક્ષ ઘણા પ્રસન્ન થયા. અને તે અપરિચિત યુવકને ત્યાં બોલાવીને હેલન સાથે તેની ઓળખાણ કરાવતાં કહ્યું. " પુત્રી ! હમણાં મેં તમને કોરડોવાના જે ધર્માધ્યક્ષ વિષે કહ્યું હતું તે આ છે. અને એમનું નામાભિધાન જરજિસ છે." પછી તે અપરિચિત યુવક તરફ ફરીને તેણે કહ્યું " જરજિસ ! મેં તમને જે રાજકુમારી વિષે કહ્યું હતું તે આ છે. " આ વાક્ય પુરૂં થતાંજ જરજિસે હેલન સાથે હસ્તધુનન કર્યું. અને તેના સુંદર મુખ તરફ દ્રષ્ટિપાત કરીને કહ્યું " સુભગે ! હું તમારા દર્શનને માટે ઘણો આતુર હતો. જો કે અહિં તો માત્ર યુલિસિઝ અને ફ્લોરેન્ડાનેજ મળવા માટે આવ્યો હતો. પણ મારા સુભાગ્યે આપના દર્શનનો પણ લ્હાવો મળ્યો એ ઘણું ખુશી થવા જેવું છે.

હેલન—શ્રીમાન ! મમ પરત્વેની આપની શુભ લાગણીને માટે હું આપનો આભાર માનું છું. પાદરી સાહેબના કહેવા પ્રમાણે હું ફ્લોરાને માટે અહિં આવી હતી. પણ તે મને એકલી મુકીને અહિંથી ચાલી ગઇ. હવે તેના વિયોગમાં મને એક ઘડી પણ ચેન પડતું નથી. તેથી બરફની વૃષ્ટિ બંધ પડતાંજ અહિંથી મારા નગરમાં ચાલી જઇશ.

જરજિસ—શ્રીમતી ! હું મુખ્યત્વે કરીને યુલિસિઝને મળવા માટેજ અહિં આવ્યો હતો. કેમકે મારે તેમને એક એવી અગત્યની વાત કરવાની છે કે જો તે મને હમણા નહિ મળે તો પરિણામે કોરડોવાના ખ્રિસ્તીઓને મોટું નુકશાન થશે.

પછી ધર્માધ્યક્ષ તરફ ફરીને તેણે કહ્યું " કેમ પાદરી સાહેબ? યુલિસિઝને આ સ્થળનો ત્યાગ કરવાને કેટલો સમય થયો તે તમે પણ જાણુતા નથી કે શું "

ધર્માધ્યક્ષ—મહાશય! તેમને અહિંથી ગયાને લગભગ ચાર માસ વીતી ચુક્યા છે.

જરજિસ—તો શું તે એક પખવાડીઆમાં અહિં પાછા આવી જશે ખરા? મને તો તે વાત સંભવીત લાગતી નથી.

ધર્માધ્યક્ષ—મહાશય! આપને તે વાત સંભવીત ન લાગતી હોય તો ભલે, પણ મને તો તે સર્વાંશે સંભવીત લાગે છે. જો તે ચાર દહાડામાં પણ આવી જાય તો કાંઇ નવાઈ જેવું નથી. કેમકે તે સ્પેન દેશમાં ઝાઝા સમય પર્યંત રહેતા નથી.

જરજિસ—( હેલનને સંબોધીને ) સુભગે! જો તમારી ઇચ્છા હોય તો હું અહિંની ધર્મશાળામાં થોડા દિવસ રોકાઇ જાઉં.

હેલન—હું આપને શા માટે ના કહું? આપ ખુશીથી ધર્મશાળામાં નિવાસ કરો.

જરજિસ—એતો ઠીક! પણ પ્રસંગોપાત તમારે મારી મુલાકાત લેવી પડશે.

હેલન—મહાશય! મને ક્ષમા કરો. ફ્લોરાના વિયોગમાં મારો સ્વભાવ એવો તો બદલાઇ ગયો છે કે કોઇની સાથે વાત કરવાનું પણ મને ગમતું નથી. ખચિત આપને માટે હું ભોજનાદિની સઘળી વ્યવસ્થા કરીશ. મારો અનુચર આવીને આપને ભોજનનું પાત્ર આપી જશે.

જરજિસ—નહિ! હું આપને તસ્દી આપવા ઇચ્છતો નથી.

ફળફળાદિનો આહાર કરીને કાળ નિર્ગમન કરી લઇશ. અને પ્રસંગોપાત જરૂર પડશે તો હાથે રાંધી લઇશ. આપ અમારા રાજાની તનુજા છો. એટલુંજ નહિ પણ આપના પિતાએ મારા ઉપર અનેક ઉપકારો કર્યા છે. તેથીજ આપના સત્સંગમાં રહેવાની મને ઇચ્છા થાય છે.

આપણો નવિન પરિચિત જરજિસ વાતો કરવામાં જેવો નિપુણ હતો, તેવોજ તે સૌંદર્યસંપન્ન પણ હતો. વળી તેનો સ્વભાવ ઘણો માયાળુ અને મળતાવડો હતો. તેથી હેલન ધીમે ધીમે તેના તરફ આકર્ષાતી ગઇ. અને જો તેણે પાદરીઓથી દુર રહેવાની પ્રતિજ્ઞા કરી ન હોત તો તે જરજિસની માગણી સ્વીકાર્યા વિના રહેત નહિ. જરજિસની વાતો સાંભળીને એકવાર ફરી તેણે પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને જવાબ આપ્યો. " મહાશય! હમણા હું કોઇને મળવાની સ્થિતિમાં નથી. માટે કૃપા કરીને મને માફ કરો. "

આવો સ્પષ્ટ જવાબ મળ્યા છતાં જરજિસ નિરાશ થયો નહિ. તેણે હાસ્ય કરીને કહ્યું " લલને! આપ મારાથી અપ્રસન્ન તો થયા નથીને? "

હેલન—ખચિત નહિ! આપની પહેલી મુલાકાત વખતેજ મને ઘણો આનંદ પ્રાપ્ત થયો છે.

જરજિસ—સુભગે! ઇસુખ્રિસ્તની ખાતર મને નિરાશ ન કરો.

હેલન—મહાશય! આપ મારા અંતઃકરણનો ભેદ જાણતા નથી. હું ઘણી દુઃખદ સ્થિતિમાં છું. તેથી કોઇ પણ વાતમાં મારૂં ચિત્ત લાગતું નથી. અને આ કારણથીજ હું કોઇને પણ મળવા ઇચ્છતી નથી.

જરજિસ—શ્રીમતી! આપનું કહેવું યથાર્થ છે. જેમ આપ દુઃખી છો. તેમ હું પણ દુઃખી છું. એટલુંજ નહિ, પણ મારા જેવો

અભાગી માણસ દુનિઆમાં ભાગ્યેજ એક પણ હશે. હું ખરૂં કહું છું કે આપને મારા સમાગમમાં ઘણો આનંદ મળશે. માટે વધારે નહિ તો માત્ર બેચાર વાર મળવાની પણ રજા આપો.

હેલન—ઠીક! તો આપ મારે ઘેર પધારજો. આખો દહાડો હું ઘરમાંજ રહું છું.

આ પ્રમાણે તેને પોતાને ઘેર આવવાનું કહીને તે ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા પછી જરજિસ ધર્માધ્યક્ષ પાસે બેસી ગયો. એટલે ધર્માધ્યક્ષે તેના તરફ અટ્ટહાસ્ય કરીને કહ્યું "પ્રિય મિત્ર! આપે રાજકુમારીને ઠીક ભોળવી લીધી. આ કાર્યમા આપ ઘણા પ્રવિણ જણાઓ છો."

જરજિસ—નહિ! મહાશય! આપની માન્યતા ભુલભરેલી છે. મેં કાંઇ ખરાબ નિષ્ટાથી તેને મળવાની માગણી કરી નથી. તેની વાતચીત ઉપરથી મને એમ લાગ્યું કે તે કોઈ મહા સંકટમાં સપડાયલી છે, તેથી તેનો ભેદ મેળવીને, જો બની શકે તો તેનું દુઃખ નિવારણ કરવાના હેતુથીજ મેં તેને મળવાની ઇચ્છા બતાવી છે. મને તો એમ લાગે છે કે તે કોઇના ઉપર મોહાસક્ત થએલી છે. પણ તે તેને નહિ મળવાથીજ તે દુઃખદાહમાં આવી પડી છે. અને જો મારી આ કલ્પના અસંભવિત હોય તો તે કોઇ બીજા સંકટમાં સપડાએલી છે એમાં તો કાંઈ પણ સંદેહ નથી. ગમે તેમ હોય પણ તેને દરેક સંજોગોમાં મારી સહાયતાની આવશ્યકતા છે.

ધર્માધ્યક્ષ—ઘણા આનંદની વાત છે. હું પણ તમારા મતને મળતો થાઉં છું.

જરજિસ—મહાશય! એક અબળાને બનતી મદદ કરવી એ

પ્રત્યેક પુરૂષનું કર્તવ્ય છે. એટલુંજ નહિ પણ હું તો કોઈપણ પરિચિત વા અપરિચિત અબળાને સંકટમાં જોઇ શકતો નથી.

ધર્માધ્યક્ષ—ઠીક! આ વાત પડતી મૂકો. અને બતાવો કે હવે આપની શી ઇચ્છા છે?

જરજિસ—મહાશય! મારી તેજ ઇચ્છા છે કે જે મેં રાજકુમારીને નિવેદન કરી. યુલિસીઝ આવશે ત્યાં સુધી હું અહિં ધર્મશાળામાંજ રહીશ. અને તેને મળ્યા વિના હું અહિંથી જવાનો નથી.

ધર્માધ્યક્ષ—તો કૃપા કરીને અમારા ગામમાં આવીને થોભો અહિં તમને ઘણી અગવડો સહન કરવી પડશે.

જરજિસ—આપની મમતાને માટે હું આપનો ઘણો આભારી છે. પરંતુ કોઇ પણ પ્રકારે હું આપની માગણી સ્વીકારી શકતો નથી. હું ઉજડ રણો અને બિહામણા વનોમાં રહેવાને ટેવાએલો છું. તેથી મને અહિં રહેવામાં કાંઇ પણ અડચણ થશે નહિ.

ધર્માધ્યક્ષ—એતો ઠીક! પરંતુ ખાવાપીવાનું કેમ કરશો?

જરજિસ—ખચિત! આપનો આ પ્રશ્ન ઘણો વિચિત્ર છે. સાધુ-એોને ખાવું શું, અને પીવું શું? સ્વાદિષ્ટ ભોજન અને આનંદવિહાર તો સંસારી વ્યક્તિઓ માટેજ છે. તેથી મારા જેવા એક સાધુ પુરૂષે આવી ઉપાધિમાં શા માટે પડવું જોઇએ? વિશાળ પૃથ્વીના કોઈ પણ ખુણામાં મુકામ કરીને ફળફળાદિ ઉપર મારો નિર્વાહ ચલાવીશ. તે મહાન વિભુતીએ ગિરિકંદરાઓમાં પણ ફળફળાદિના વૃક્ષો ઉત્પન્ન કરીને અમને ભોજનાદિની ચિંતામાંથી મુક્ત કર્યા છે. આપની સહાયતા વડે હું યુલિસીઝને મળી શકીશ એ શું આપની થોડી કૃપા છે? ત્રણ માસ થયાં આ કાર્યને માટે હું પહાડી પ્રદેશોમાં ભ્રમણ કર્યા કરૂં છું.

આ પ્રમાણે કહીને તેણે પાદરીને વિદાય કર્યો. અને ધર્મ શાળામાં જઇને આસન જમાવ્યું. થોડીવાર પછી પોતાને હાથે રાંધીને ભોજન કર્યું. અને તે કાર્યથી પરવાર્યા પછી હેલનને મળવા માટે તેને ઘેર ગયો.

જરજિસથી છુટા પડીને પોતાને ઘેર ગયા પછી પણ હેલનનો શોક કોઇ પણ રીતે ન્યુન થયો નહિ. તે શોકના સમુદ્રમાં ડુબી રહી હતી. તેને ખ્રિસ્તી પાદરીઓ અને સાધ્વીઓ માટે જે તિરસ્કાર ઉત્પન થયો હતો. તેમાં કાંઇપણુ ન્યુનતા આવી હતી નહિ. પરંતુ તેને ચિંતા માત્ર એજ હતી કે જો આ વાત મારા પિતાના જાણવામાં આવશે તો તે મને ઘરમાં રાખશે નહિં. તેની આ ચિંતા યથાર્થ હતી. કેમકે તેનો પિતા એક ચુસ્ત ખ્રિસ્તી હતો. આ પ્રમાણે તે પોતાની ભવિષ્યની સ્થિતિનો વિચાર કરી રહી છે એટલામાં તેની દાસીએ ત્યાં આવીને કહ્યું "શ્રીમતી! જરજિસ નામક એક ધર્માધ્યક્ષ કે જે દેવળની ધર્મશાળામાં નિવાસ કરી રહ્યા છે, તે આપને મળવા ઇચ્છે છે?"

હેલન—હું કોઇપણુ ખ્રિસ્તી ધર્માધ્યક્ષને મળવા ઇચ્છતી નથી. પણુ શું કરૂં કે જરજિસ સાથે પ્રતિજ્ઞાથી બંધાઇ ગઇ છું. તેથી તેને મળ્યા વગર છુટકો નથી. માટે તેને અંદર આવવા દો.

આજ્ઞા મળવાથી દાસી જરજિસને અંદર તેડી લાવી. એટલે હેલને યોગ્ય આદરસત્કાર સહિત તેને આસન ઉપર બેસાડયો. અને તેની કુશળતા પુચ્છીને કહ્યું. "મહાશય! આપને મારી સાથે શી વાત કરવાની હતી?"

જરજિસ—આપના પિતાનું જીવનવૃતાંત સાંભળવાની મારી ઇચ્છા છે. કેમકે મેં પ્રત્યેક સ્થળે તેમના વખાણુ થતા સાંભળ્યા છે. તેથી તેમનું જીવનવૃતાંત જાણુવાનો ઘણો મને શોખ છે.

હેલન—ખચિત? આપ તેમને મળીને ઘણા પ્રસન્ન થશો. આ દેશના સમસ્ત ધર્માધ્યક્ષો અને પાદરીઓ તેમના ઉપર સારો ભાવ રાખે છે.

જરજિસ—શ્રીમતી! હું ત્યાં એકલો જવા ઇચ્છતો નથી. પણ જો યુલિસિઝના આવ્યા પછી સ્વદેશમાં જવાની તમારી ઇચ્છા હોય તો ત્યાં સુધી હું અહિંજ થોભી જઇશ.

હેલન—આ વિષે હું કાંઇ પણ નિશ્ચિત ઉત્તર આપી શકતી નથી. કેમકે મારે સ્વદેશમાં ક્યારે જવાનું થશે તે હું પણ જાણતી નથી. એટલુંજ નહિ પણ જો સદાને માટે અહિંજ રહું તો તે પણ અસંભવીત નથી.

જરજિસ—શ્રીમતી! શું તમે સ્વદેશમાં જવા કરતાં અહિં રહેવાનું વધારે પસંદ કરો છો?

હેલન—હા, શ્રીમાન! મને સ્વદેશમાં જવા કરતાં અહિં રહેવું વધારે ગમે છે.

જરજિસ—ઘણા આશ્ચર્યની વાત? પણ વારૂ યુલિસિઝ સાથે ફ્લોરા નામક જે સુંદરી અહિં આવી હતી તેના વિષે તો કદાચ તમે જાણતા હશો? એવી તે કોણ હતી કે જેની ચર્ચા સમસ્ત સ્પેન દેશમાં ચાલી રહી છે? અને શા માટે તેને અહિંથી કોઇ ગુપ્ત સ્થળે નસાડી મૂકવામાં આવી છે તે કૃપા કરીને કહેશો?

હેલન—( એક નિશ્વાસ નાખીને ) હાય! હું તેને ઘણી ચાહતી હતી. અને ખરૂં પૂછો તો હું તેના મોહમાં લુબ્ધ બની ગઇ હતી. તેથી જ્યારે તે મારો પરિત્યાગ કરીને તલૈતલાના ખ્રિસ્તી દેવળમાં સાધ્વી બની ગઇ, ત્યારે મારા શોકનો પાર રહ્યો નહિ. તેણે મારો

પરિત્યાગ કર્યો તે દિવસથી મને કાંઇપણ ગમતું નથી. એટલુંજ નહિ પણ મેં અહારવિહારનો પણ કાંઇક અંશે ત્યાગ કર્યો છે.

જરજિસ—શું તે સાધ્વી થઇ ગઇ? ખરેખર તે એક પવિત્ર અને શીળવ્રતધારી યુવતી હતી.

હેલન—તે એક પવિત્ર બાળા હતી એમાં તો કોઈ વાતનો સંદેહ નથી. પણ તે નાછુટકે સાધ્વી બની છે. તોપણ તેણે તેમ કરવામાં ગંભીર પ્રકારની ભુલ કરી છે, એતો નિસંદેહ છે.

જરજિસ—શું ખ્રિસ્તીઓએ તેને બળપુર્વક સાધ્વી બનાવી નથી?

હેલન—ના. તેને સાધ્વી થવાને માટે તો કોઇએ આગ્રહ કર્યોજ નથી. પણ કેટલીક અડચણોને લીધેજ તેને તેમ કરવું પડયું છે. આ વિષે હું તમને કાંઇપિણ કહીશ નહિ. કેમકે તેમ કરવાથી મને ઘણો શોક થાય છે.

જરજિસ—શ્રીમતી! તમે મને પોતાનો મિત્ર ગણીને ફ્લોરાના સઘળા ભેદનો સ્ફોટ કરો. ખચિત માનજો કે હું તે વાત બીજા કોઇને પણ કહીશ નહિ.

હેલન—શ્રીમાન! તમને તે વાત કહેવાથી શો લાભ થવાનો હતો? કેમકે તમે મને તે કામમાં કાંઇ ઓછી મદદ કરવાના હતા? તદુપરાંત તે વિષય એવો છે કે જેનું સ્મરણ થતાંજ હું શોકના સમુદ્રમાં ડુબી જઇશ. માટે આપને તે નહિ કહેવામાંજ સાર છે.

જરજિસ—શ્રીમતી! તમે કહો તેવી સહાયતા આ કાર્યમાં આપવાને હું તૈયાર છું. જો તેમાં મારા પ્રાણ જવાનો ભય હશે તો પણ મને કાંઈ ચિંતા નથી. પરંતુ તમને મારે કેવી રીતે મદદ કરવી તે કૃપા કરીને બતાવો. એટલે હું આ ક્ષણથીજ તમને બનતી દરેક મદદ

આપવાને તૈયાર છું. પણ કૃપા કરીને મને ફ્લોરાનું સઘળું વૃતાંત નિવેદન કરો.

હેલન—શ્રીમાન! તમે ખ્રિસ્તીઓના એક ધર્માધ્યક્ષ છો. અને સમસ્ત ખ્રિસ્તી પ્રજા તમને સન્માન આપે છે. પણ ફ્લોરાના વિષયમાં તો મને સઘળા ધર્માધ્યક્ષો અને પાદરીઓ પરત્વે તિરસ્કાર ઉત્પન થયો છે. તેથી હું તમારા સમક્ષ ભેદનો સ્ફોટ કરતાં અચકાઉં છું. પણ કોણ જાણે તમે મારા ઉપર એવી તે શી મોહિની કરી છે કે જેથી હું પળે પળે તમારા તરફ આકર્ષાઉં છું. એટલુંજ નહિ પણ તમને સઘળો ભેદ કહી દેવાની ઇચ્છા થાય છે, પણ રખેને તમે તે વાત બીજા કોઇને કહી દો એવા ભયથી તે તમને કહેતી નથી. માટે હાથ જોડીને કહું છું કે હવે તે વિષે વધુ કાંઇ પણ ન પૂછતાં મને શોક સાગરમાંજ નિમગ્ન રહેવા દો.

આ વાત સાંભળીને જરજિસ થોડીવાર સુધી તદન મૂક રહ્યો. પરંતુ તે કોઇ પણ પ્રકારે ફ્લોરાનું વૃતાંત જાણવાને આતુર હતો, અને તે કારણથીજ તે અહિં આવ્યો હતો, તેથી થોડી-વાર સુધી શાંત રહ્યા પછી તેણે હેલનને વિનંતી કરતાં કહ્યું "શ્રીમતી! તમારૂં દુઃખ જોઇને મને પણ દુઃખ થાય છે. હું પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે તે વાત કોઇને પણ કહીશ નહિ. તમે મને અન્ય પાદરીઓ જેવો નીચ અને કામી નહિ સમજશો. તમને તે લોકો તરફ જેટલો ધિક્કાર છે, તેથી પણ વધુ ધિક્કાર મને છે. અને ખરૂં પૂછો તો જે પાદરીઓ તેમજ સાધ્વીઓ કામવાસના ઉપર પ્રિતી રાખે છે. તેમને હું અંતઃકરણપુર્વક ધિક્કારૂં છું. જોકે હમણા હું પણ એક પાદરીના વેશમાં છું. પણ અહિંના બીજા પાદરીઓ અને મારામાં આકાશ અને પાતાળ જેટલો ફેર છે."

હેલન—શ્રીમાન! મને વધુ આગ્રહ ન કરો. તે વાત જાણ્યાથી તમને કાંઇપણ લાભ થવાનો નથી. હવે મને મારા આયુષ્યનો વિશ્વાસ નથી. ખચિત હું ફ્લોરાના વિયોગમાં દેહપાત કરીશ. વળી તમે મને સહાયતા આપશો એવો મને વિશ્વાસ નથી. તેથી હું તમને તે વાત કહી શકતી નથી.

જરજિસ—શ્રીમતી! શું તમને મારી પ્રતિજ્ઞા ઉપર પણ વિશ્વાસ આવતો નથી? હજી પણ કહું છું કે તમને સહાયતા આપવામાં હું મારા પ્રાણની પણ દરકાર કરીશ નહિ.

હેલન—શ્રીમાન! આપને વધુ શું કહું? પણ કૃપા કરીને હવે મને તે વિષે કાંઇપણ ન પૂછો? તે એક ધાર્મિક વાત છે. વળી તમે પણ ધાર્મિક બાબતોમાં નિપુણ અને ધર્મપરાયણ હોવાથી મને ઉક્ત કાર્યમાં ભાગ્યેજ મદદ કરી શકશો?

જરજિસ—સુભગે! તમે મને બીજા લોકો જેવો ગણવામાં ગંભીર ભૂલ કરો છો. જો કે તે વાત મારી ધાર્મિક માન્યતાથી વિરૂદ્ધ હશે તો પણ નિશ્ચય માનજો હું ધર્મનો ત્યાગ કરીશ. પરંતુ આપેલા વચન પ્રમાણે તમને મદદ આપ્યા વિના રહીશ નહિ. કહો! હવે આથી વધુ શું કહું?

આ પ્રમાણે જરજિસને દ્રઢ નિશ્ચય ઉપર આવેલો જોઇને હેલન રડી પડી. અને રૂદન કરતાં કરતાં તેણે કહ્યું "હાય! તમે કોઇપણ રીતે મારૂં કહેવું માનતા નથી. કોણ જાણે મને શું થઈ ગયું છે કે તમારી વાત મને ઘણી મધુરી લાગે છે."

આટલું કહીને તે સ્ફોટ સ્વરે રૂદન કરવા લાગી. તેને રૂદન કરતી જોઇને જરજિસ પણ ગભરાવા લાગ્યો. પરંતુ તેનું કાંઇપણ

કારણ તે સમજી શક્યો નહિ. પણ આ વખતે વધુ પુછપરછ કરવાનું અયોગ્ય સમજીને પોતાના આસન ઉપરથી ઉભો થયો. અને ઘેર જતી વખતે કહ્યું "લલને ! આ વખતે તમે ઘણા ઉદાસ જણાઓ છો, તેથી હું તમને કાંઇ વધુ પૂછવા ઇચ્છતો નથી. હમણા તો ઘેર જવાની રજા લઉં છું. આવતી કાલે ફરી મળીશ. હું આશા રાખું છું કે તમે મને પોતાનો મિત્ર ગણીને સઘળો ભેદ નિવેદન કરશો. મને તે વાત કહેવાથી તમને કેટલો લાભ થશે તેનો એકવાર ફરી વિચાર કરવાનો હું તમને આગ્રહ કરૂંછું.

હેલન રૂદન કરતીજ રહી, અને જરજિસ તો તેને સલામ કરીને ઘર બ્હાર નિકળી ગયો. અને હેલનની ઉદાસીનતા વિષે વિચાર કરતો રતો ધર્મશાળામાં પહોંચી ગયો.

જરજિસ ઘરની બ્હાર નિકળ્યા પછી હેલને મહેલની બારી ઉઘાડીને જોયું તો સંધ્યા થવાને ઘણી વાર હતી. વાદળાંનો દેખાવ અતિ મનોહર અને રમણીય લાગતો હતો. પવન બંધ હતો અને રવિના પ્રકાશથી પર્વતો પણ સુવર્ણવર્ણા બની ગયા હતા. તેથી આસપાસનું દ્રષ્ય ઘણું રળીઆમણું લાગતું હતું. કુદરતની આવી અપુર્વ લીલા નિહાળવામાં હેલન તન્મય બની ગઈ. આ પ્રમાણે તે કુદરતનું અપાર સૌંદર્ય નિહાળી રહી છે, એટલામાં તેણે ઘણે દુર જરજિસને પહાડી રસ્તાઓ ઉપરથી પસાર થતો જોયો. તેથી ઘડીવાર સુધી તે દિશા તરફ જોઇને તેણે મનમાં કહ્યું. "તેનામાં કાંઇ અજબ મોહિની છે. જોકે મને બીજા પાદરીઓ અને ધર્માધ્યક્ષો તરફ તરસ્કાર છે, પરંતુ તેના તરફ અનેચ્છા હોવા છતાં પણ સ્વભાવિક રીતે આકર્ષાઈ છું. તે મારા ઉપર પોતાની સત્તા જમાવી ચુક્યો પણ હવે મારે કરવું શું ? શું તેને સઘળો ભેદ કહી દેવો ? ના. ના. હમ-

ણુા તો મને તે વાત ઉચિત લાગતી નથી. કદાચ તે સઘળો ભેદ બીજાને કહી દે તો પછી શું કરવું ? આ પ્રમાણે તે મનમાંજ વિચાર કરીને થોડીવાર સુધી મૂક રહી. પણ ફરી વિચાર કરીને કહેવા લાગી "ના. ના. તે એવો તો નથી. તેની વાતચીત અને વર્તન ઉપરથી તો તે ઘણોજ સદાચારી અને વિશ્વાસુ જણાય છે. હા ! કદાચ મારે મોઢે પાદરીઓનું પોકળ જાણીને યુલિસીઝની પેઠે તે મારા ઉપર ક્રોધે ભરાય તો કોણ જાણે ? કેમકે તે પણ એક ધર્માધ્યક્ષ હોવાથી, પોતાના બંધુઓ વિરૂદ્ધ અયોગ્ય શબ્દ પ્રહાર સહન કરી શકે નહિ એ સ્વભાવિક છે. તો હવે મારે કરવું શું ?"

આ પ્રમાણે તે ઘણીવાર સુધી વિચાર કરવામાંજ ગુંથાઇ રહી. પરંતુ કાંઇ પણ નિશ્ચય ઉપર આવી શકી નહિ. તેથી છેવટે કંટાળીને વિચારમાળાનું અવલંબન નહિ કરતાં બીજાં વસ્ત્ર પહેરીને ફરવાને માટે નિકળી ગઈ. અને એક પછી એક પહાડીઓ પસાર કરતાં તે એક ઉંચા પહાડ ઉપર ચઢીને એક શિળા ઉપર બેસી ગઇ. આ પહાડ અન્ય પહાડો કરતાં કાંઇક આગળ વધેલો હોવાથી તેની નીચેનો આકાર એક ગુફા જેવો લાગતો હતો. આ સ્થળે એક શિળા ઉપર બેસીને હેલને પોતાના વિચારોનું અવલંબન કર્યું. તે મનમાંજ કહેવા લાગી "હાય ! ફ્લોરાએ મારો ત્યાગ કર્યો. હવે કોણ જાણે તે ક્યાં હશે ? તેને પૂન મળવા માટે મારે શો ઉપાય કરવો તે કાંઈ સુઝતું નથી. સ્વદેશમાં જવાને પણ અશકત છું. કેમકે વખતે યુલિસીઝે પિતાશ્રીને મારા વિષે લખી મોકલ્યું હશે. તેથી તે પણ મારો સ્વીકાર કરશે કે કેમ એ શંકાસ્પદ છે. તેમ છતાં જો તેઓ મારો સ્વીકાર કરે તો પણ કનફેસનની ઉપાધિ મારે વ્હોરી લેવી પડશે કે જેને હું અંતકરણપુર્વક ધિક્કારૂં છું. સ્ત્રીલંપટ ધર્મા-

ધ્યક્ષો પાસે જઇને નિર્લજ વાતો કરવાનું મને જરાએ ગમતું નથી” આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે પહાડની નીચે જોયું તો જરજિસને બરફથી આચ્છાદિત થએલી જમીન ઉપરથી પસાર થતો જોયો. તેને જોતાંજ હેલનના અંતકરણમાં પ્રેમનો પ્રવાહ વહેવા લાગ્યો. તેથી તે મનમાંજ કહેવા લાગી “જરજિસ મુખાકૃતિ ઉપરથી તો સદગુણી અને વિશ્વાસપાત્ર માણસ જણાય છે. વળી તેને નિરાધાર અને નિરાશ્રીતો પરત્વે પણ સારો આદરભાવ છે. તેથી કદાચ ફ્લોરાને બચાવવા માટે તે મને સહાયતા આપશે ખરો? જો તે મને ઉકત કાર્યમાં સહાયતા આપે તો ફ્લોરાના પ્રાણ બચી જવાનો દરેક સંભવ છે. પણ અરે! હવે ફ્લોરા કયાં હશે? તે એક સદગુણી યુવતી હોવાથી યુલિસીઝની અયોગ્ય ચેષ્ટાઓના કારણથી કદાચ તેણે આપઘાત કર્યો હશે. દુષ્ટ યુલિસીઝ. પોતાની કામવાસના તૃપ્ત કરવા અર્થેજ ત્યાં ગએલો છે. જો નીચ ફ્લોરેન્ડાએ દેવળને લગતો ગુપ્ત ભેદ મને એક દિવસ પહેલાં કહ્યો હોત તો હું ફ્લોરાને તલૈતલામાં કદી પણ જવા દેત નહિ. હવે તે ભાગ્યેજ જીવતી હશે. ત્યારે હવે મારે કરવું શું? શું પાદરીઓની સઘળી નીચતા સહન કરી લેવી? નહિ. નહિ. તે મારાથી કદી પણ બનશે નહિ. ત્યારે શું મારે ખ્રિસ્તી ધર્મનો ત્યાગ કરવો! હા. હવે તો એજ ઉચિત છે. હવે પછી હું કદી પણ ખ્રિસ્તી ધર્માધ્યક્ષોનું સન્માન કરીશ નહિ. હવે મારાથી ફ્લોરાના વિયોગનું દુઃખ સહન થતું નથી. બસ આવતી કાલે સઘળો ભેદ જરજિસને કહી દઇશ. હા. અવશ્ય કહી દઇશ. અને ત્યાં સુધી મારી છાતી ઉપરનો ભાર સ્હેજ પણ ઓછો થશે નહિ. ફ્લોરાને બચાવવાનો પ્રયત્ન જેમ બને તેમ સત્વર કરવો જોઇએ. પણ તે માટે શા ઉપાયો યોજવા તેની મને સમજ પડતી નથી. ઓ વિભુ! હવે માત્ર તારો જ આધાર છે. ઓ દીનદયાળ! ઓ અશરણશરણ! તું મને આ કાર્યમાં સહાયતા આપ”

આ પ્રમાણે હેલન ફ્લોરાને બચાવવાનો ઉપાય શોધી રહી છે, એટલામાં તેને એક વાત યાદ આવવાથી ઉભી થઇ, અને એકદમ બોલીઉઠી "બસ હવે તો એજ ઉચિત છે કે જરજિસને સઘળો ભેદ નિવેદન કરીને આ કામમાં તેની મદદ લેવી" આ પ્રમાણે કહીને તે ચોતરફ જોવા લાગી કે રખેને તેની વાત કોઇએ સાંભળી તો નહિ હોય. પરંતુ ચોદીશ જોતાં કોઈ વ્યક્તિ દ્રષ્ટિએ પડી નહિ. ચારે દિશાએ સુન્યકાર છવાઇ રહ્યો છે. જરજિસ પણ રસ્તા ઉપર દેખાતો નથી. આવા એકાંતનો લાભ લઇને તે એકદમ બોલી ઉઠી "બેન ફ્લોરા ! હું પણ તારી પાસેજ આવું છું. આ જગતમાં કાંઇ તું એકલીજ દુઃખી નથી. પરંતુ હું પણ તારા જેવીજ દુઃખી છું. તારા દુઃખમાં હું અવશ્ય ભાગ લઇશ" આ પ્રમાણે બોલીને તે સત્વર પહાડ ઉપરથી ઉતરી પડી. નીચે ઉતરતાંજ કાંઇ વિચિત્ર દ્રષ્ય તેના જોવામાં આવ્યાથી તે એક ચીશ પાડતાંની સાથે મુર્છિત થઇ જમીન ઉપર પડી ગઇ.



# પરિશિષ્ટ ૭ મું.

## ભેદ ફુટયો.

હેલન ઘણીવાર સુધી મૂર્છાવશ રહી. પણ જરજિસના અથાગ પરિશ્રમના પ્રતાપે લગભગ બે ઘટિકા પછી શુદ્ધિમાં આવી. શુદ્ધિમાં આવ્યા પછી નેત્રો ઉઘાડીને જુએ છે તો તેણે જરજિસને પોતાની સારવાર કરતો જોયો. તેથી તેણે આશ્ચર્યતાથી પૂછયું કે હું ક્યાં છું? પ્રતી ઉત્તરમાં જરજિસે કહ્યું "સુભગે! તમે દેવળની ધર્મશાળામાં છો."

હેલન—હું મારે ઘેરતો ગઇ હતી નહિને ?

જરજિસ—નહિ! તે વાત મને અયોગ્ય લાગવાથી મેં તમને ત્યાં જવા દીધા નહિ. જો તમે ત્યાં ગયા હોત તો તમારી આવી દુઃખમય સ્થિતિ તમારા અનુચર વર્ગના જાણવામાં આવી જાત. અને કદાચ તેઓ તે વાત તમારા માતપિતાને કહી દેત.

હેલન—મારા ઉપર તમારો મહદ્ ઉપકાર થયો. પણ જો તમે મને ન બચાવી હોત તો ઘણું સારૂં થાત. ફ્લોરાના વિયોગમાં મને જીવવા કરતાં મરવું વધારે સારૂં લાગે છે.

આટલું બોલીને તે ફાટા સ્વરે રૂદન કરવા લાગી.

જરજિસ—લલને! કૃપા કરીને મને મને કહો કે તમને શું દુઃખ છે કે જેથી કરીને નિરંતર રડયા છો. માત્ર ફ્લોરાને લીધેજ તમે આવું કલ્પાંત કરો છો એ મારા માન્યામાં તો આવતું નથી હું

કહું છું કે આપનો સઘળો ભેદ મારા અંતઃકરણમાં મર્ણાંત સુધી ગુપ્તજ રહેશે. માટે કૃપા કરીને સઘળો ભેદ નિવેદન કરો.

હેલન—મહાશય! હવે કાંઇપણ ભેદ હું આપનાથી ગુપ્ત રાખી શકીશ નહિ. કેમકે આપે મારા અંતઃકરણ ઉપર ભારે અસર કરી છે. ફ્લોરાના વિયોગથી મને જે દુઃખ ઉત્પન થયું છે, તે અસહ્ય છે. અને તેમાંથી મુક્ત થવા માટેજ મેં આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ આપે મને બચાવી લીધી. તેથી હવે આપને સઘળો ભેદ કહ્યા વિના છુટકો નથી.

આ પ્રમાણે કહીને તે જરજિસની નિકટમાં જઇને બેઠી.અને અથથી ઇતિ પર્યંત સઘળી બીના તેને નિવેદન કરી. પોતાની કર્મકથાનો આરંભ કરતાં તેણે કહ્યું "મહાશય! હું માત્ર ફ્લોરાને આનંદ આપવા માટેજ અહિં આવીં હતી. પણ તે એક પવિત્ર અને શાંત પ્રકૃતિ-વાળી બાળા હોવાથી ધીમે ધીમે તેના ઉપર મારો સ્નેહ વધતો ગયો. તેથી એક પ્રેમાળ પત્નિની પેઠે હું તેન ચાહવા લાગી. જ્યાં સુધી તે અહિં રહી ત્યાં સુધી મારી એવી સ્થિતિ હતી કે આખો દહાડો હું તેની સાથે આ ધર્મશાળામાંજ રહેતી હતી. અને રાત્રે માત્ર સુવા માટેજ મારા નિવાસાલયમાં જતી હતી. તે વખતે પણ મને એમજ લાગતું કે રાત્રે પણ તેની સાથેજ રહું તો વધારે સારૂં. અર્થાત તેના વિના મને એક ઘડી પણ ચાલતું નહતું. આજ સમયે પાદરી યુલિસિઝે ફ્લોરા પરત્વે પોતાનો પ્રેમભાવ વ્યક્ત કર્યો. પણ જ્યારે ફ્લોરાએ તેને કડક જવાબ આપ્યો. અને તેની અયોગ્ય માગણી તુચ્છકારી કાઢી, ત્યારે તે ફ્લોરાને કનફેસન વખતે અયોગ્ય પ્રશ્નો પૂછીને પોતાનો મનોભાવ અને દુરાગ્રહ વ્યક્ત કરવા લાગ્યો. તેથી ફ્લોરા તેની કામવાસના સમજી ગઇ. ઘણા દિવસ

સુધી તેણે ધીરજ રાખીને સઘળું સહન કર્યું. પણ જ્યારે યુલિસીઝે કોઇપણ રીતે માન્યું નહી, ત્યારે તેણે એક દહાડો સઘળી બીના મારી આગળ નિવેદન કરી. અને કહ્યું કે "બેન! દુષ્ટ યુલિસીઝ મારા શીળ વ્રતનો શત્રુ થઇ ગયો છે. તેના હાથમાંથી બચવાનો હવે કોઈપણ ઉપાય નથી. જો હું વધુ સમય પર્યંત અહિં રહીશ તો તે કોઇ અને કોઈ દહાડે મારા શીળવ્રતનું ભંગ કરશે. આવા ભયંકર અપમાનમાંથી બચવા માટે કોઈ બીજા સ્થળે જઇને સાધ્વી થયા વિના હવે મારો છુટકો નથી." આ પ્રમાણે નહિ કરવાનું મેં તેને ઘણુંએ સમજાવ્યું. પરંતુ તેણે મારી એક પણ વાત માની નહિ. તોપણ નિરાશ નહિ થતાં મેં તેને સમજાવવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. અને તેને મારી સાથે સેન સેબેસ-ટીન ખાતે આવવાનું કહ્યું. એટલુંજ નહિ પણ તેના શીળવ્રતની રક્ષા કરવાનું વચન આપ્યું. પણ આ વાત ફ્લોરાના સમજવામાં ન આવી. તેથી તેણે એવો જવાબ આપ્યો કે "તમારા પિતા યુલિસિઝના અ ન્યોઅન્ય સેવક છે, તેથી કદાચ મારા શીળવ્રતનું ત્યાં રક્ષણ થશે નહિ." છેવટે એવું બન્યું કે તલૈતલાની જુલીઆ નામક એક સાધ્વી અહિં આવી. એટલે અમારી સઘળી શિખામણોનો અનાદર કરીને ફ્લોરા તેની સાથે ચાલી ગઈ. તેના જતા પહેલાં ફ્લોરેન્ડાએ પણ તેને ઘણી સમજાવી, પરંતુ તેણે એક પણ વાત કાને ધરી નહિ. કેમકે તેને પાદરીઓ તરફ સખ્ત ધિક્કાર ઉત્પન્ન થયો હતો. અને તેથી તેમના હાથે ભવિષ્યમાં પોતાને કાંઇ નુકસાન ન થાય એટલા માટે તેણે સાધ્વી થઇ જવાનું પસંદ કર્યું. અત્યાર સુધી તે સાધ્વીઓના ગુપ્ત જીવન વિષે કાંઇપણ જાણતી ન હતી. તેથી તેણે માની લીધું કે તે સાધ્વી બની જવાથી સંસારની સઘળી ઉપાધિઓમાંથી મુક્ત થઈ જશે. આવો વિચાર કરીને તે અમને બધાને શોકના સમુદ્રમાં ડુબાવીને અ-

હિંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરેન્ડાએ ધર્મશાળામાં આવીને મને કહ્યું કે હવે ફ્લોરાના પ્રાણ જવાનો મને ભય રહે છે. તેનું કારણ પૂછતાં તેણે દેવળમાં રહેનારી સાધ્વીઓની ગુપ્ત ચર્યાનો સઘળો ભેદ મને કહી સંભળાવ્યો. અને છેવટે એ પણ કહ્યું કે તે સઘળી આપત્તિઓમાંથી બચવા માટે ફ્લોરાને કાંતો આત્મઘાત કરવો પડશે. અથવા જો તે દુષ્ટ લોકોની માગણીનો અનાદર કરશે તો તેના તેવા દુરાગ્રહને લીધે તેનો વધ કરવામાં આવશે."

આટલી હકીકત સાંભળતાંજ જરજિસના નેત્રોમાંથી અસ્ખલિત અને અશ્રુતપુર્વ અશ્રુપ્રવાહ વહન કરવા લાગ્યો. તેથી તેના મનનું સાંત્વન કરીને હેલને પોતાની કથાનું અભિસંધાન કરતાં કહ્યું "જ્યારે ફ્લોરેન્ડાના મુખથી મેં તે વાત જાણી ત્યારે મારા ક્રોધનો પાર રહ્યો નહિ. અને ક્રોધના આવેશમાં મેં તેને નહિ સંભળાવવા જેવા કેટલાક શબ્દો સંભળાવ્યા. એટલે તેણે પોતાનો બચાવ કરતાં કહ્યું "આ વાત એવી છે કે જે સાધ્વીઓ સિવાય અન્ય કોઇને પણ કહી શકાય નહિ. અને તે કારણથીજ મેં ફ્લોરાને તે વિષે કાંઇપણ કહ્યું નહિ. આ વાક્યો સાંભળીને મને યુલિસિઝ તેમજ ફ્લોરેન્ડા પરત્વે તિરસ્કાર ઉત્પન્ન થયો. તેથી ખુલ્લી રીતે મેં તેમનો તિરસ્કાર કર્યો. એટલે ફ્લોરેન્ડાએ તો હાથ જોડીને માફી માગી. પણ યુલિસીઝે મારા પિતાશ્રીને માગી વર્તણુંક વિષે લખી મોકલવાની મને ધમકી આપી. અને કદાચ તેણે લખી પણ મોકલ્યું હશે. હવે મારી સ્થિતિ "સુડી વચ્ચે સોપારી" જેવી થઇ પડી છે. જો અહિં રહું છું તો ફ્લોરાનું વિયોગ મને સાલે છે. અને જો ઘેર જાઉંછું તો માત પિતાનો ઠપકો સાંભળવાનો સંભવ જણાય છે. આવી સ્થિતિમાં મારે કરવું શું તે મને સુઝતું નથી. જ્યારથી મેં પાદરીઓ અને સાધ્વીઓના કુકૃત્યો વિષે સાંભળ્યું છે. ત્યારથી

અને માત્ર તેમના તરફજ નહિ, પરંતુ ખ્રિસ્તી ધર્મ પરત્વે પણ તિરસ્કાર ઉત્પન્ન થયો છે. તેથી હવે હું તેમના સમાગમમાં રહેવા ઇચ્છતી નથી. જો આ વાત કોઇના જાણવામાં આવે તો મારા પ્રાણ જવાનો ભય રહે છે. ફ્લોરાના ગયા પછી રાત દિવસ આ વિષયનીજ ચિંતા કર્યા કરૂં છું. પરંતુ કાંઇપણ ઉપાય નહિં જડવાથી છેવટે કંટાળીને આપઘાત કરવાનો નિશ્ચય કર્યો, અને આજે આપઘાત કરવાનો પ્રયત્ન કરતીજ હતી, એટલામાં આપે આવીને બચાવી લીધી."

જો કે જરજિસે આ સઘળી બીના ધીરથીજ સાંભળી તો ખરી, પરંતુ તેના મુખ ઉપર ક્રોધના ચિન્હ સ્પષ્ટ રીતે પ્રગટી નિકળેલા જણાતા હતા. સઘળો વખત દરમ્યાન તેના હાવભાવ બદલાતા જતા હતા. ઘડીકમાં તેના મુખ ઉપર ક્રોધ વ્યાપી જતો, અને નેત્રોમાંથી અગ્નિની વૃષ્ટિ થતી, તો ઘડીકમાં કોઇ દુઃખદાયક વિષય કર્ણેન્દ્રિયો સાથે અથડાતાં તેના ચક્ષુઓમાંથી ભાદ્રપદની મેઘવૃષ્ટિ સમાન અશ્રુ પ્રવાહ ચાલતો હતો. જ્યારે હેલને પોતાની કર્મકથા પુરી કરી ત્યારે પણ તેણે કાંઈ જવાબ આપ્યો નહિ. અને કેટલીકવાર સુધી બાહુકની પેઠે મૂક બેસી રહ્યો. તેને આવી સ્થિતિમાં જોઇને હેલને કહ્યું. "મહાશય! આપ કેમ ચુપ થઈ ગયા? મારી વાતો ઉપર તો આપને રોષ ચઢયો નથી ને? ખચિત મારી વાતો એવીજ છે કે જો તે કોઇ ખ્રિસ્તીના સાંભળવામાં આવે તો તે રોષ કર્યા વિના રહે નહિ. અને આપ તો એક ધર્માધ્યક્ષ છો, એટલે કદાચ આપને માઠું લાગે ખરૂં."

આ છેલ્લું વાકય સાંભળીને જરજિસને ઘણો ક્રોધ ચઢયો. તેથી તેણે ક્રોધાવેશમાં આવી જઇને કહ્યું "હું કાંઇ ખ્રિસ્તી ધર્માધ્યક્ષ નથી. માત્ર એક અમુક કાર્યની સાધનાર્થે મેં તેનો વેશ ધારણ કર્યો છે. મને પણ ખ્રિસ્તી ધર્માધ્યક્ષો તરફ સખ્ત તિરસ્કાર છે. લલને! મેં

તમારી કર્મકથા સંપુર્ણ સાંભળી લીધી. અને તમે મારા ઉપર જે વિશ્વાસ રાખ્યો છે, તે બદલ હું તમારો આભાર માનું છું. જ્યારે તમે સઘળા ભેદનો મારી આગળ સ્ફોટ કર્યો છે, ત્યારે મારે પણ સઘળો ભેદ તમને કહી સંભળાવવો જોઇએ. પણ તમને તમારો ભેદ કહેવામાં પ્રાણનો જેટલો ભય હતો, તે કરતાં વધુ ભય મને છે. જો મારો ભેદ અહિંના ખ્રિસ્તીઓના જાણવામાં આવે તો તેઓ મારા પ્રાણ લેવાની ચેષ્ટા કર્યા વિના રહે નહિ. પરંતુ મને તેમની યત્કિંચિત માત્ર પણ દરકાર નથી. જ્યાં સુધી મારા શરીરમાં શક્તિ છે, ત્યાં સુધી મારા શત્રુઓ મારી પાસે આવવાની પણ હિમ્મત કરી શકશે નહિ. તેથી ગમે તેવા સંભવીત ભયની પણ દરકાર નહિ કરતાં હું મારો ભેદ તમને નિવેદન કરીશ. પરંતુ ભેદનો સ્ફોટ થયા પછી કદાચ તમે મારી સોબત મૂકી દેશો. પણ એટલું યાદ રાખજો કે મારી સહાયતા સ્વીકારવામાંજ તમારૂં કલ્યાણ રહેલું છે. અને તેમાંજ તમારૂં શ્રેય છે. જો તમને સહાય કરનાર આ વખતે કોઇપણ હોય તો તે હુંજ છું. અને ખાત્રીપુર્વક કહું છું કે જો અત્યાર સુધી યુલિસીઝે તમારા પિતાશ્રીને તમારી વર્તણુંક વિષે લખ્યું નહિ હોયતો હવે તે કદી પણ લખી શકશે નહિ. કેમકે તે તમારા વિષે એક શબ્દ પણ લખે તે પહેલાં તેનું અને ફ્લોરેન્ડાનું મસ્તિક હું તમારા ચરણમાં ધરીશ."

જરજિસનો ક્રોધ જોઇ હેલનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. યુલિસીઝ અને ફ્લોરેન્ડા પરત્વે આવો વૈરભાવ તે શા કારણથી ધરાવતો હશે તે સંબંધે હેલન અનેક તર્કવિતર્ક કરવા લાગી. પરંતુ તેનું કાંઇ પણ કારણ તેના કળવામાં આવ્યું નહિ.

થોડીવાર શાંત રહીને જરજિસે પોતેજ કહ્યું "લલને! હવે મારો ભેદ એક ચિત્તે સાંભળો. પરંતુ કૃપા કરીને સઘળો ભેદ જાણ્યા

પછી મારા ઉપર રોષ ધરશો નહિ. હું ગમે તેવો છું. પરંતુ તમારા તરફ મને એવો ભાવ છે કે જો તમને સહાયતા આપવામાં મારા પ્રાણ જવાનો સંભવ હશે તો તેની પણ દરકાર કરીશ નહિ; મારા આવા વિચિત્ર વેષથી એમ નહિ ધારતા કે હું એક ધર્માધ્યક્ષ છું. ધર્માધ્યક્ષો અને સાધ્વીઓ પરત્વે હું તમારા કરતાં પણ વધારે ઘૃણા ધરાવું છું. હું મહાન ઇસ્લામ ધર્મનો અનુયાયી છું."

આ છેલ્લું વાક્ય સાંભળીને હેલનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આશ્ચર્યમય દ્રષ્ટિથી એકાગ્રચિતે જરજિસ સામે જોવા લાગી. અને કેટલીક્વાર સુધી તેની મુખાકૃતિનું તિવ્ર અવલોકન કરીને તે આશ્ચર્યથી બોલી ઉઠી "શું આપ મુસલમાન છો?"

જરજિસ—હા! શ્રીમતી! પ્રથમ કહ્યા પ્રમાણે હું એક મુસલમાન છું. મારૂં નામ ઝીઆદ છે. અને ફલોરા મારી બેન થાય.

હેલન—શું આપ ફલોરાના ભાઇ છો?

જરજિસ—હા! તેમજ છે. હું એટલા માટેજ અહિં આવ્યો છું કે ફલોરા, ફલોરેન્ડા અને યુલિસીઝને દેહાંત દંડની શિક્ષા કરીને મારો અંતરાત્મા શાંત કરૂં.

હેલન—શું આપ ફલોરાને પણ દેહાંતની શિક્ષા કરશો? કૃપા કરીને આવા શબ્દોના કહો તે ઘણી પવિત્ર બાળા છે. આમાં તેનો કાંઇપણ દોષ નથી.

જરજિસ—સૌ પહેલાં હું તેનેજ મારીશ. સુભગે! હું તેને કેટલો ચાહું છું તે તમે જાણતા નથી. પણ તે ભોળી બાળાએ ફલોરેન્ડાના કપટમાં સપડાઇને મારી સાથે પણ દગો કર્યો.

આ વાકય સાંભળીને હેલનને એવી નવાઇ લાગી કે લગભગ એક ઘટિકા સુધી તે કાંઇ પણ શબ્દોચ્ચાર કરી શકી નહિ. પણ એકાગ્રચિત્તે જરજિસ સામે જોવા લાગી. ઘડીએ ઘડીએ તેના ચહેરાનો

રંગ બદલાતો જતો હતો. ઘણીવાર સુધી શાંત રહ્યા પછી તેણે જરજિસને પૂછ્યું "મહાશય! જો કે હું આપને ઓળખતી પણ નહતી અને આપના ચરિત્રથી સર્વાંશે અજ્ઞાન હતી. તો પણ પ્રથમ સમાગમમાંજ હું આપના તરફ આકર્ષાઇ હતી. કેમકે આપની મુખાકૃતિ ફ્લોરાને આબેહુબ મળતી આવે છે. અને ફ્લોરાની મુખાકૃતિ મને ઘણી પસંદ હોવાથી આપનામાં તેનો આબેહુબ ભાસ મને જણાતો હતો. આજકાલ મને ખ્રિસ્તી ધર્માધ્યક્ષો અને સાધ્વીઓ તરફ એવો તો ધિક્કાર છે કે જો તેમાંની કોઇપણ વ્યકિત દેવદુતના વેષમાં પણ મારી પાસે આવે તો હું તેને મારા ઘરમાં પણ બોલાવું નહિ. પરંતુ સ્વભાવિક રીતે મને તમારા ઉપર હેત ઉપજે છે. હું તમારી આગળ હાથ જોડીને કહું છું કે યુલિસિઝ સાથે તમારે જે કરવું હોય તે કરજો, પરંતુ કૃપા કરાને ફ્લોરા ફ્લોરેન્ડાને સ્હેજ પણ ઇજા કરશો નહિ. કેમકે ફ્લોરા તો સર્વાંશે નિરપરાધી છે. અને ફ્લોરેન્ડા પણ એક અબળા હોવાથી તે દયાને પાત્ર છે.

જરજિસ—લલને! ફ્લોરેન્ડાએ મારી સાથે કેવી વર્તણુંક ચલાવી તે વિષે તમે સર્વાંશે અજ્ઞાન હોવાથી આવી રીતે તેની ભલામણ કરો છો. પણ જો તમે તેના કાળા કર્તુકો વિષે જાણતા હોત તો આ પ્રમાણે કદીએ તેને માટે ભલામણ કરત નહી. તમે જાણો છો કે તેણે મારા ઘરમાંથી ફ્લોરાનું કેવી રીતે હરણ કર્યું ?

હેલન—નહિ ! હું તે વિષે કાંઇપણ જાણતી નથી. કૃપા કરીને મને સઘળી બીના નિવેદન કરો.

જરજિસ—જ્યારે તે વાત જાણવાની તમારી ઇચ્છા છે ત્યારે સાંભળો. મારી કર્મકથા આ પ્રમાણે છે. ફ્લોરેન્ડા હલાવા નામ ધારણ કરીને એક ઇસ્લામી બાળ વિધવાના વેશમાં મારા પાડોશમાં આવીને

રહી. અને પોતાની દેખરેખ રાખવાની મને ભલામણ કરી. આ પ્રમાણે વિનંતી કરવાથી મને તેની નિરાધાર અવસ્થા પરત્વે દયા આવી. તેથી પ્રસંગોપાત હું તેની પાસે જવા લાગ્યો. થોડા દિવસમાંજ તેણે મારી સાથે અણઘટતી છુટ લેવા માંડી. અર્થાત કામની ચેષ્ટાઓ કરવા લાગી. પરંતુ મેં તેની તેવી અયોગ્ય માગણીનો અનાદર કર્યો. અને જો તેની ઇચ્છા હોય તો મારી સાથે લગ્ન કરવાનું આવાહન કર્યું. તેણે મારૂં આવાહન હર્ષપુર્વક સ્વીકાર્યું. થોડા દિવસ પછી લગ્ન કરીને હું તેને મારા ઘરમાં લઇ ગયો. મારા દેખતાં તો તે ફ્લોરાને ઇસ્લામનો ઉપદેશ આપતી હતી પરંતુ મારી ગેરહાજરીમાં તેને ખ્રિસ્તી ધર્મ પરત્વે પ્રેરતી હતી. ઘણા દહાડા સુધી આ વાત મારા જાણવામાં આવી નહિ. પરંતુ એક દહાડો જ્યારે હું નામદાર અમીરના દરબારમાં ગયો, ત્યારે અનાયાસે પ્રાપ્ત થએલી તકનો લાભ લઇને તેણે ફ્લોરાનું હરણ કર્યું. ઘેર આવ્યા પછી ફ્લોરાના વિયોગમાં મારી કેવી સ્થિતિ થઇ હશે તે કદાચ તમે કલ્પી શકશો. અને તેમાં પણ મુખ્યત્વે કરીને જ્યારે મેં ફ્લોરેન્ડાનો મને મુર્ખ બનાવનારો પત્ર પ્રયંકના ઓશીકા તળે જોયો, ત્યારે મારી કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પના તો કોઇ ઉત્તમ કવિ, અથવા કુશળ ચિત્રકારથીજ થઇ શકે. અને તે પ્રસંગે મને જે શોક થયો તેનું યથોચિત વર્ણન કરવાને હું અશક્ત છું. ફ્લોરેન્ડાનો પત્ર વાંચતાંજ હું અર્ધ ગાંડા જેવો થઇ ગયો. અને ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાને નાગી તલવાર સહિત ઘરની બ્હાર નિકળ્યો. જો તે વખતે મને કાઝી સાહેબે પોતાના ગૃહમાં રોકી રાખ્યો નહોત તો આજે હું જીવતો હોત નહિ. કાઝી સાહેબે અપરાધીઓને શોધી કાઢવાને ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તે સઘળા નિષ્ફળ નિવડયા છેવટે મેં એક ઉપાય શોધી કાઢયો. અને તદનુસાર એક ધર્માધ્યક્ષનો

વેષ ધારણ કરીને અહિં સુધી આવી પહોંચ્યો. પરંતુ મારા આવ્યા પહેલાં પક્ષીઓ પિંજરમાંથી ઉડી ગયાં. જો ફ્લોરા મને અહિં મળી હોત તો હું તેને મારે ઘેર લઇ જાત. પણ હવે તો તે ભ્રષ્ટ થઇ ચુકી હશે. તેથી તેને મારી નાખ્યા સિવાય બીજો એક પણ ઉપાય નથી. તેમજ ફ્લોરેન્ડાને પણ જીવતી રહેવા દઇશ નહિ.

હેલન—મહાશય ! હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે મેં ફ્લોરા જેવી શીયવંળતી બીજી એક પણ યુવતી જોઇ નથી. તેથી જો કોઇ બળાત્કારે તેને ભ્રષ્ટ કરે તો તેમાં તે બિચારીનો શો દોષ ? ખચિત ! ફ્લોરેન્ડાએ તમારી સાથે જે વર્તણુંક ચલાવી છે, તેને લીધે તે યતિકિંચિત માત્ર પણ દયાને પાત્ર નથી.

જરજિસ—શ્રીમતી ! હવે મારે તેમની શોધમાં અહિંથી સત્વર જવું જોઇએ. પણ તમે મને બતાવી શકશો કે તેઓ કયાં છે ?

હેલન—શ્રીમાન ! ફ્લોરા તો કદાચ તલૈતલાની ધર્મશાળામાં હશે. અને ફ્લોરેન્ડા પણ ત્યાં જવાનું કહેતી હતી, એટલે કદાચ તે પણ ત્યાંજ હશે. પરંતુ યુલિસિઝ તો એક સ્થળે રહેતો નહિ હોવાથી તેના વિષે કાંઇ પણ નિશ્ચિતપણે કહી શકાય નહિ. પરંતુ કદાચ તે પણ તલૈતલામાંજ હશે.

આ છેલ્લું વાકય પુરૂં કરીને તેણે આકાશ તરફ જોયું તો સુર્યાસ્ત થયો હતો. શ્યામ નભમંડળમાં કેટલાક તારાગણો પ્રકાશતા હતા. અર્થાત નિશાના ચિન્હો સ્પષ્ટ જણાતા હતા. તેથી હેલને પોતાની જગ્યાએથી ઉભા થઇને કહ્યું “ મહાશય ! નિશાનો સમય નિકટ આવ્યો છે. તેથી મારા અનુચરો ઘેર આગળ મારી વાટ જોતા હશે. માટે હવે રજા લઇશ. આવતી કાલે ફરી આપને મળીશ. ”

જરાજિસ—શ્રીમતી તમારી આજ્ઞા માથે ચઢાવીને આવતી કાલ સુધી હું અહિંજ રહીશ. મારી તો એવી ઇચ્છા હતી કે આજેજ અહિંથી તલૈતલા ઉપડી જવું.

હેલન—શ્રીમાન! આટલી ઉતાવળ શા માટે કરો છો? બે એક દિવસ વધુ રોકાઓતો કાંઇ વાંધો છે? કાલે અરૂણોદય સમયે હું આપને અહિંજ મળીશ. હું પરમાત્માનો આભાર માનું છું કે તેણે મને તમારા જેવો એક શુભેચ્છક મિત્ર મેળવી આપ્યો. ફ્લોરાના ગયા પછી મને અહિં જરા પણ ગમતું નથી. પણ હવે આપના સમાગમમાં દિવસો આનંદમાં નિર્ગમન થાય છે, આપે મને આપઘાત કરતી બચાવી જે પ્રાણદાન આપ્યું છે તે બદલ હું આપનો ઘણો ઘણો આભાર માનું છું.

આ પ્રમાણે કહીને તે ઉતાવળા પગલે પોતાના ઘર તરફ જવા લાગી હેલનની ઇચ્છાનુસાર ઝિઆદ બે ત્રણ દિવસ વધુ રોકાઇ ગયો. અને પ્રત્યેક દિવસે તે હેલનના સમાગમમાં આનંદથી કાળ નિર્ગમન કરવા લાગ્યો. તેને ત્યાં રોકાઈ જવાનું એક બીજું કારણ એ હતું કે ફ્લોરાના વિયોગમાં હેલન ઘણીજ શોકાકુળ રહેતી હતી, પણ તેને ઝિઆદના સમાગમમાં આનંદ રહેતો હોવાથી જો પોતે ત્યાંથી ચાલ્યો જાય તો હેલન કદાચ પોતાની પુર્વ શોકાકુળ સ્થિતિમાં આવી જાય. અને તેવી સ્થિતિમાં કદાચ આપઘાત પણ કરે; એવી ચિંતા હોવાથીજ તેણે ત્યાં બે ત્રણ દિવસ વધુ રોકાઇ જવાનું સલાહકારક ધાર્યું. તદુપરાંત તે હેલનનું અપુર્વ સૌંદર્ય જોઇને તેના ઉપર મોહ પામ્યો હતો. આ કારણથી પણ તેને ત્યાંથી જવાનું ગમતું નહતું. જો તે જવાનો પ્રયત્ન કરતો તોપણ પ્રેમરૂપી શૃંખલાઓમાં જકડાએલો હોવાથી જઇ શકતો નહિ. ફ્લોરાના ગયા પછી તેના સ્વભાવમાં કાંઇપણ પરિવર્તન થયું ન હતું. અર્થાત તેનો સ્વભાવ પહેલાના જેવોજ ક્રોધી હતો. પણ હવે

હેલનના સમાગમમાં તેનો સ્વભાવ સદંતર બદલાઇ ગયો. લાંબા સમય પછી આજે તેને એકવાર પાછો આનંદનો પરિચય થયો. અર્થાત્ તે પ્રેમ સુખનો ભોગી થયો. તેની આ પરિવર્તિત સ્થિતિ તેને આનંદ પ્રદાનક હતી. તેથી સ્થળાંતર કરવાનો વિચાર કરતાંજ તેનું અંતઃકરણ તેમ કરવાને સાફ ના પાડતું. આ સઘળી વાતોનો વિચાર કરીને છેવટે તેણે ત્યાં પાંચ છ દિવસ વધારે રોકાઇ જવાનો નિશ્ચય કર્યો. આવા નિર્ણય ઉપર આવ્યા પછી રાત્રીની પ્રાર્થના કરીને તે ધર્મશાળામાં પ્રયંક ઉપર નિદ્રાધીન થયો. આ તરફ જરજિસનો પુર્વ વૃતાંત જાણીને હેલનને પણ આનંદ થયો. માત્ર આનંદ થયો એટલુંજ નહિ પણ તેના અંતઃકરણમાં પ્રેમનો સંચાર થયો. તેથી તેની શોકાકુળ સ્થિતિ આનંદમાં બદલાઇ ગઇ. તેને આનંદ એટલા માટેજ થતો હતો કે આવી દુઃખદ સ્થિતિમાં જ્યારે સઘળાં સગાં સહોદરો તેના શત્રુ બની ગયા હતા. ત્યારે તેને એક શુભેચ્છક મિત્ર મળી આવ્યો; કે જે ફ્લોરાને બચાવવા ઉપરાંત ફ્લોરેન્ડા-યુલિશીઝને તેમના દુષકર્મો બદલ શિક્ષા આપવાને સમર્થ હતો. આવો વિચાર કરતાં કરતાં તે ઘરમાં આવી પહોંચી. લાંબા સમય પછી તેની આનંદમય મુદ્રા જોઇને તેના અનુચર વર્ગના આનંદનો પાર રહ્યો નહિ. અને એક પરિચારિકા તો સ્નેહના આવેશમાં બોલી ઉઠી "શ્રીમતી ! આજે આપને આનંદમાં જોઇને મને અશ્રુતપુર્વ હર્ષ થાય છે. આપને શોકાકુળ સ્થિતિમાં જોઇને મારૂં કાળજું કપાઇ જતું હતું. તેથી અહરનિશ એજ વિચાર કરતી કે આપને આનંદમાં નિમગ્ન બનેલા ક્યારે જોઇશ. દીનદયાળ પરમાત્માએ આજે મને તેવો શુભ પ્રસંગ દેખાડયો છે. અને તેથી હું તે મહાજ્યોતિનો ઘણો આભાર માનું છું." દાસીને મોઢે આવી વાતો સાંભળીને હેલન હસતી હસતી પોતાના ઓરડામાં ચાલી ગઇ. અને નિજપરિચારિકા

દ્વારા ભોજન મંગાવ્યું. ફ્લોરાના ગયા પછી આ પહેલોજ પ્રસંગ હતો કે જ્યારે હેલને સ્વેચ્છાથી ભોજન મંગાવ્યું.

હેલનની આજ્ઞાનુસાર દાસી ભોજન લેવા ગઇ. તે દરમ્યાન માર્ગ ચિકિત્સા જોવા માટે તે પોતાના નિવાસાલયની બારી પાસે આવીને ઉભી રહી. અને આમ તેમ દ્રષ્ટિ કરીને સઘળો રાહઘાટ જોવા લાગી. દુરથી ખ્રિસ્તી દેવાલય પણ દષ્ટિગોચર થતું હતું. ચોદિશ જોતાં જોતાં હેલનની દ્રષ્ટિ દેવાલય ઉપર પડી. આ દ્રષ્ય જોતાંજ તેના અંતઃકરણમાં કાંઇ નવિન કલ્પનાનો સંચાર થયો. તેથી તે પોતાના મનમાંજ કહેવા લાગી "તેની મુખાકૃતિ સર્વાંશે ફ્લોરાને મળતી આવે છે. ફ્લોરાને પહેલીવાર જોયા પછી મેં જે પ્રતિજ્ઞા કરી છે, તે મને પુરેપુરી સાંભરે છે. વળી તે પણ મને ચાહે છે. માત્ર ચાહે છે એટલુંજ નહિ અંતઃકરણપુર્વક ચાહે છે. તેની પ્રિતી કાંઇ જેવી તેવી નથી. પ્રિતીતે કેવી ? ખરા અંતકરણની. આવી અપુર્વ પ્રિતીને લીધેજ તેણે મને આપઘાત કરતી બચાવી લીધી. પરંતુ અફસોસ કે તે એક મુસલમાન છે. અને મેં સાંભળ્યું છે કે મુસલમાનો ઘણા ક્રોધી સ્વભાવના હોય છે. પરંતુ મુખમુદ્રા ઉપરથી તો તે તેવો જણાતો નથી. હું ખ્રિસ્તીધર્મની અનુયાયી હોવા છતાં પણ તેણે મમ પરત્વે દયા ભાવ દર્શાવ્યો. ઇસ્લામી ધર્મ સંબંધી મને ફ્લોરાએ કાંઇક માહીતી આપી હતી. અને તેનું તોલ કરતાં મને તો ઉભય ધર્મોમાં કાંઈ ઝાઝો ભેદ જણાતો નથી. જે કાંઇ ભેદ છે તે ઘણો નજીવો છે. ઇસુખ્રિસ્તને તો તેઓ પણ માને છે, પણ તફાવત માત્ર એટલોજ કે જ્યારે ખ્રિસ્તિઓ તેમને પ્રભુના પુત્ર રૂપે માન આપે છે, ત્યારે મુસલમાનો તેમને એક ઉપદેશક રૂપે માન આપે છે. ન્યાયની દ્રષ્ટિથી જોતાં આ ભેદ કાંઇ મહત્વનો ગણાય નહિ. ઉભય સંપ્રદાયો ઇશ્વરની એકતાને તો માને છે. અને જ્યારે ઇશ્વર એકજ છે. ત્યારે

તેને પુત્ર પુત્રાદિસંભવી શકેજ નહિ. આ વિષયમાં તો મને ઇસ્લામી મત ન્યાયપુરાસર અને ઉચિત લાગે છે. ફ્લોરા કહેતી હતી કે મુસલમાનો ઘણા પવિત્ર, સદ્દગુણી, સદ્દવર્તનશીળ, અને મળતાવડા સ્વભાવના હોય છે, તેનું કથન મને તો અક્ષરશ સત્ય જણાય છે. ઝિઆદને જોતાંજ મને તો સત્યતાની પ્રતિમાનો સર્વાંશે ભાસ થાય છે. તે યુવાન છે, સૌંદર્ય સંપન્ન છે, શુરવીર છે, અને સાથે દયાળુ પણ છે. ટુંકમાં તે સર્વગુણ સંપન્ન છે, પરંતુ ફેર માત્ર એટલોજ છે કે તે એક સાધારણ ગૃહસ્થ છે. અને હું એક રાજદુહિતા છું. પણ તેમાં શું બગડી ગયું ? તે રાજકુમાર નથી. તો કાંઇ નહિ, પરંતુ એક સદ્દવર્તનશીળ પુરૂષ છે. એમાં તો કાંઇપણ શક નથી, શું આવા અનેક સદ્દગુણોને લીધે તે મારા પ્રેમનેપાત્ર થવાને યોગ્ય નથી કે? છે. અને ખચિત છે. બસ હવે તો એજ નિશ્ચય કે લગ્ન કરવું તો તેની સાથેજ કરવું. નહિ તો આખું આયુષ્ય કૌમાર્યાવસ્થામાંજ વ્યતિત કરવું. "

તે હજી તો વિચાર કરી રહી છે, એટલામાં ઓરડાનું બારણું ઉઘડયું, અને એક દાસી ભોજનપાત્ર લઇને અંદર આવી. એટલે હેલનના વિચારોમાં વિક્ષોભ પડયો. દાસી ભોજનપાત્ર એક લેખન પીઠિકા ઉપર મૂકીને ચાલી ગઇ. એટલે તેના ગયા પછી ક્ષુધાને શાંત કરીને હેલન પ્રયંક ઉપર સુઇ રહી. પરંતુ નિત્યના નિયમાનુસાર તેને જલદીથી નિદ્રા આવી નહિ. પણ આજે તેની ચિંતાતુર સ્થિતિ સર્વાંશે બદલાઇ ગઇ હતી. ફ્લોરાના ગયા પછી આજ સુધી તે કદીપણ સુખે નિદ્રા લઇ શકી હતી નહિ. અર્થાત તેની પ્રત્યેક રાત્રી શોકમય પસાર થતી હતી. પણ આજે તે સ્થિતિ નથી. આજે તેના સઘળા વિચારો બદલાઇ ગયા છે, અને તેના અંતઃકરણમાં શોકને બદલે આનંદ આનંદ પ્રવર્તિ રહ્યો છે. લુંટએજ નહિં ઝિઆદની પ્રિય પ્રતિમા તેના નેત્રો સમક્ષ ફરી રહી છે.

તેથી ઝિઆદનો વિચાર આવતાંજ તેને અત્યાનંદ થાય છે. પણ નિજ પિતાના ક્રોધનો સ્હેજપણ વિચાર આવતાં તેની મુખમુદ્રા ઉપર શોક છવાઇ જાય છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેને એવો ભાસ થયો કે જાણે તેનો પિતા યુલિસીઝનો પત્ર હાથમાં લઇને ક્રોધપુર્ણ દ્રષ્ટિએ તેની સામે ઉભો છે. અને યુલિસીઝની ક્ષમા ઇચ્છવાની તેને આજ્ઞા કરે છે. ઉક્ત ક્રોધપુર્ણ પ્રતિમાને હેલન ઘણીવાર સુધી જોતી રહી. થોડીવાર પછી તેને એવો ભાસ થયો કે જાણે તેનો પિતા નગ્ન અસી લઇને તેને મારવાને ધસી આવે છે. આવી ભયંકર કલ્પનાથી ભયભીત થઇને બીજી બાજુએ જુએ છે, તો ઝિઆદ ઉતાવળા પગલે તેની મદદે આવતો જણાયો. આવો દેખાવ જોઇને તેની મુખમુદ્રા ઉપર આનંદના ચિન્હ સ્પષ્ટ જણાવા લાગ્યા. આવા આવા વિચારો કરવા-માંજ હેલને આખી રાત્રી વ્યતિત કરી.

અરૂણોદય વખતે નિદ્રાસનનો ત્યાગ કરીને તેણે દંતધાવનની ક્રિયા કરી. અને કાંઇક ભોજન લીધા પછી વસ્ત્રો બદલીને ઝિઆદને મળવા માટે ધર્મશાળામાં ગઇ. તેને સવારના પહોરમાંજ આવેલી જોઇને ઝિઆદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી તે એકાગ્રચિતે તેના સૌંદર્યનું પાન કરવા લાગ્યો. એટલે હેલન હાસ્ય કરતી કરતી તેની પાસે ગઇ. અને કહેવા લાગી. “કેમ મહાશય? આનંદમાં તો છોને ?”

ઝિઆદ—હા ! શ્રીમતી ! પરમાત્માની અપાર કૃપાથી અને તમારા શુભાશિષથી સારી પેઠે છું.

હેલન—મહાશય ! શુભાશિષ તે આપની કે મારી? આપ એક ધર્માધ્યક્ષ હોવાથી આશ્રિતોને આશિષ આપવાનો આપનેજ હક છે.

એમ કહીને તે ખડખડાટ હસી પડી. એટલે ઝિઆદે પણ હસતાં

હસતાં જવાબ આપ્યો. "પણ આપતો ધર્માધ્યક્ષોને ધિક્કારો છો ? ત્યારે આપના અંતઃકરણમાં ધર્માધ્યક્ષોના આશિષનો ભાવ વળી ક્યારથી ઉત્પન થયો ? ગમે તેમ હોય પણ તમે તેમનો આશિષ મેળવવાને પાત્ર નથી.

હેલન—હા ! હું તેમને ધિક્કારૂં છું એ વાતમાં તો કાંઇપણ સંદેહ નથી. પરંતુ મને તેમનો ભય નિરંતર રહ્યા કરે છે.

ઝિઆદ—પરંતુ હું તો એક છદ્મવેષી ધર્માધ્યક્ષ છું તેથી મારી બીક રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી તદુપરાંત તમે રાજદુહિતા હોવાથી મારે તમને ઉચિત સન્માન આપવુંજ જોઇએ.

હેલન—મહાશય ! એ ખરૂં ! પણ આપ એક મુસલમાન છો, અને હું ખ્રિસ્તી ધર્મની અનુયાયી છું. તેનો કાંઇ વિચાર કર્યો કે ?

ઝિઆદ—હું મુસલમાન છું, પણ તમને તો અંતઃકરણપુર્વક ચાહું છું માત્ર ચાહું છું. એટલુંજ નહિ પરંતુ તમારૂં પુજન કરવાને પણ તૈયાર છું.

હેલન—મહાશય ! શું મુસલમાનો પણ પ્રતિમા પુજન કરે છે કે ? તેમના ધર્મશાસ્ત્રમાં તો માત્ર નિરંજન નિરાકાર પરમાત્માનેજ માનવાની આજ્ઞા કરી છે. તો આપ પ્રતિમા પૂજન કરતાં ક્યાંથી શિખ્યા ? તમારા અન્ય બંધુઓ તો તે મહાન વિભુતી સિવાય અન્ય કોઇને નમન કરતા નથી, તો તમે મારૂં પુજન કેવી રીતે કરશો ?

ઝિઆદ—લલને ! તમારૂં કહેવું યથાર્થ છે. અમારા ધર્મશાસ્ત્રમાં તેવી આજ્ઞા કરેલી છે, એમાં કોઇપણ પ્રકારનો સંદેહ નથી. પણ જ્યારે કોઈ તમારા જેવી સૌંદર્યની પ્રતિમા મળી જાય છે, ત્યારે અંતઃકરણમાં વિકાર ઉત્પન થઇ ન કરવાનું કાર્ય પણ કરાવે છે.

જ્યારે હેલને ઝિઆદને ફ્લોરા, ફ્લોરેન્ડા અને યુલિસિઝની સઘળી બીના નિવેદન કરી ત્યારે તેને અપરિમિત ક્રોધ ચઢયો હતો અને ક્રોધાવેશમાં તે ફ્લોરા સુદ્ધાંતને પણ મારી નાખવાને તૈયાર થયો. હતો ફ્લોરાને બચાવવા માટે હેલને તેને ગમે તેટલો વિનવ્યા છતાં તેણે પોતાની હઠ મૂકી નહિ. અને ફ્લોરાને મારી નાખવાના નિશ્ચયમાં દ્રઢ રહ્યો પણ હેલનના પ્રેમપાશમાં સપડાતાંજ વૈરભાવ આદિ સઘળું ભૂલી ગયો. અને હવે તો તેને માત્ર હેલન સિવાય અન્ય કોઇપણ વસ્તુનું ભાન ન હતું. આ તકનો લાભ લઇને વાત ઉપર વાત નિકળતાં હેલને કહ્યું "મહાશય! મારી એક વિનંતી સ્વીકારશો?"

ઝિઆદ—શું માત્ર એકજ? અરે એક તો શું પણ તમે જેટલી આજ્ઞા કરશો તે સઘળી શિરસાવંધ ગણીશ.

હેલન—શ્રીમાન! જો જો ફરી જતા નહિ. મને તમારી વાતનો વિશ્વાસ નથી. માટે વચન આપો તોજ હું તમારી વાત માનું.

ઝિઆદ—લલને! તમને મારા ઉપર આટલો પણ વિશ્વાસ નથી? લો વચન આપું છું. હવે કાંઇ વાંધો છે?

હેલન—ના. હવે કાંઇ વાંધો નથી. પણ આપેલા વચનનુ ભંગ તો કરશો નહિ ને?

ઝિઆદ—નહિ. નહિ. કદાપિ નહિ. એક સમયે દિનકર સ્થાન ભ્રષ્ટ થાય, મેરૂ પોતાની માઝા મૂકે પણ મારૂં વચન કદીપણ લોપાય નહિ, એ વાતની તમારે ખાત્રી રાખવી.

હેલન—તો ઠીક! હવે મને વિશ્વાસ આવ્યો. મારે જે કહેવાનું છે તે એજ કે તમારે ફ્લોરાને કોઇપણ રીતે શિક્ષા કરવી નહિ. કેમ કે તે સર્વાંશે દોષરહિત છે. માત્ર દોષરહિત છે એટલુંજ નહિ, પરંતુ એક ધર્મપરાયણ ઇસ્લામી અબળા છે.

ઝિઆદ—શ્રીમતી ! આ વાત જાણીને મને ઘણો આનંદ થયો. પણ એ તો કહો કે આ વાત તમારા જાણવામાં શી રીતે આવી ?

હેલન—મહાશય ! જો કે તે મોઢેથી તો ખ્રિસ્તી હોવાનો સ્વીકાર કરતી હતી, પરંતુ તેનું અંતઃકરણ તે વાતની સાક્ષી પૂરતું નહતું. અર્થાત્ જાહેર સ્વરૂપમાં તે ખ્રીસ્તી ધર્મના અનુયાયી હતી. પરંતુ બાહ્ય સ્વરૂપમાં તે એક ધર્મ પરાયણ ઈસ્લામી અબળા હતી. પણ પ્રાણ જવાના ભયથીજ તે પોતાના અંતરનો ભેદ ગુપ્ત રાખતી હતી. જો તે વાત યુલિસિઝ અને ફ્લોરેન્ડાના જાણવામાં આવી હોત તો તેઓ તેને મારી નાખ્યા વિના રહેત નહિ. હું તેનો પ્રત્યેક ભેદ જાણું છુ. અને તેની વાતો ઉપરથી જણાય છે કે તે પોતાની ભૂલને માટે પસ્તાય છે. તેણે એકવાર મને કહ્યું હતું કે આ પાદરીઓ જેવું દુષ્ટ જીવન તો ભાગ્યેજ એક પણ મુસલમાન ગાળતો હશે.

ઝિઆદ—શ્રીમતી ! ગમે તેમ હોય પણ તેણે ગૃહત્યાગ કરીને મારા અંતકરણ ઉપર પ્રબળ આંઘાત કર્યો છે. તેના ઉપર મને એવો પ્રેમ હતો કે જેવો ભાગ્યેજ બીજા કોઇના ઉપર હશે. પણ તેણે મારી સાથે દગો કર્યો.

હેલન—શ્રીમાન ? આપનું કહેવું યથાર્થ છે. પણ તેમાં કાંઇ ફ્લોરાનો દોષ નથી. માણુસ માત્ર ભુલને પાત્ર છે. મોટા મોટા મહર્ષીઓ પણ ભૂલ્યા છે, તો એક સાધારણ મનુષ્યની શી વિસાત ! તદનુસાર જો ફ્લોરાનો પણ કાંઇ અપરાધ થયો હોય તો કૃપા કરીને તેને ક્ષમા કરો.

ઝિઆદ—લલને ! જ્યારે તમે આ પ્રમાણે આગ્રહ કરો છો ત્યારે તેનો દોષ ક્ષમા કર્યા વિના મારો છુટકો નથી. ઠીક ! તમે કહેશો તે પ્રમાણે કરીશ.

આ જવાબ સાંભળીને હેલન ઘણી પ્રસન્ન થઇ. અને તેથી પોતાના ભાવિ પતિ તરફ એક તિવ્ર કટાક્ષ કરીને કહ્યું "મહાશય! આપે મને પ્રાણ દાન આપ્યું. તેમજ મારા કહેવાથી ફ્લોરાના જીવન રક્ષાનો પણ સ્વીકાર કર્યો. તેથી હું આપનો આભાર માનું છું. જો ખરૂં પૂછો તો ફ્લોરા મને મારા પ્રાણ કરતાં પણ વધારે વ્હાલી છે. તેથી મને જીવતદાન આપવા કરતાં ફ્લોરાને જીવતદાન આપવા માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

ઝિઆદ—વારૂ! એ બધું તો સમજ્યા. પણ હવે મને આપના પિતા પાસે ક્યારે લઈ જશો?

હેલન—શ્રીમાન! જો મારી સાથે આવવાને બદલે આપ એકલા પણ ત્યાં જાઓ તો આપને તેટલુંજ સન્માન મળશે.

ઝિઆદ—તે કેમ?

હેલન—કેમકે આપ છદ્મવેષી ધર્માધ્યક્ષ છો. તેથી આપને તેવા વેષમાં જોતાંજ તે આપને ઉચિત સન્માન આપશે. અને જો હું સાથે આવીશ તો તે મારો તિરસ્કાર કર્યા વિના રહેશે નહિ. કેમકે યુલિસિઝે મારી વર્તણુંક વિષે અત્યાર આગમચ તેમને લખી મોકલ્યું હશે.

ઝિઆદ—શ્રીમતી! યુલિસીઝ શું કરવાનો હતો? તેની મકદુર શી છે?

હેલન—મહાશય! કદાચ! તે આપને તો કાંઇપણ નુકસાન પહોંચાડી શકશે નહિ, પરંતુ મારૂં અશ્રેય કરવાને તો તે શક્તિમાન છે.

ઝિઆદ—ઠીક! એ વાત જવા દો! પણ લલને! મને તમારા ઉપર ઘણું વ્હાલ આવે છે. તમે મારા ઉપર એવીતો મોહિની કીધી છે કે અહીંથી જવાની પણ મારી ઇચ્છા થતી નથી. ફ્લોરેન્ડા અને યુલિસિઝની

ભાળ મળે, અને હું આ સ્થાને ભરાઇ રહું એ કેવળ અસંભવીત હતું, તે પણ તમારા સમાગમમાં સંભવીત થયું છે. જો અહિંથી જવાની ઇચ્છા કરૂં છું તો તમારૂં પ્રેમ મારૂં આકર્ષણ કરીને મને અહિં રહેવાની ફરજ પાડે છે.

હેલન—શ્રીમાન! તેમાં મારો શો દોષ? ફ્લોરાના પ્રથમ સમાગમ પ્રસંગેજ હું તેની ભવ્ય મુખાકૃતિ ઉપર મોહ પામી હતી. અને મેં તેના જેવીજ મુખાકૃતિવાળા પુરૂષ સાથે લગ્ન કરવાની અથવા જો તેવો પુરૂષ ન મળે તો આખા આયુષ્ય પર્યંત અવિવાહીત રહેવાની પ્રતિજ્ઞા કરી છે. પરમ કૃપાળુ પરમાત્માએ મને તેવોજ પુરૂષ મેળવી આપ્યો છે. પ્રાણનાથ! આપની મુખાકૃતિ ફ્લોરાને બરાબર મળતી આવે છે.

ઝિઆદ—લલને! આ વાત સાંભળીને મને ઘણો આણંદ થાય છે. અને હું આશા રાખું છું કે તમારા સમાગમનો લાભ મને સદાયે મળતો રહેશે.

આ વાક્ય સાંભળીને હેલન ભારે વિચારમાં પડી ગઈ. અને ઝિઆદ એકાગ્રચિતે તેના સૌંદર્યનું પાન કરવા લાગ્યો. લાંબા સમય પર્યંત વિચાર કર્યા પછી હેલને શીશ ઉંચું કરીને જવાબ આપ્યો. "પ્રાણનાથ! હું તો આપની સાથે શરીર સંબંધ કરવાને તૈયાર છું, પણ મારા પિતાશ્રી એ વાતની આજ્ઞા આપશે કે કેમ એ શંકાસ્પદ છે. તેમના સ્વભાવનો વિચાર કરતાં તો મને તે વાત સર્વાંશે અસંભવિત લાગે છે."

ઝિઆદ—પ્રાણેશ્વરી! જો એમ જ છે તો પછી મને અહિં જ રહેવા દો. તમારા પિતા પાસે જવાનું કાંઇ પણ પ્રયોજન નથી. જ્યાં સુધી ફ્લોરેન્ડા અને યુલિસીઝ ઉપર પુરેપુરૂં વૈર લઉં નહિ ત્યાં સુધી કોઈ પણ સ્થળે જવાની મારી ઇચ્છા નથી.

હેલનને જે કહેવાનું હતું તેતો તેણે કહી દીધું. પણ ત્યાર પછી કોણ જાણે શા કારણથી તે શોક સાગરમાં એવી તો તલ્લીન થઇ ગઇ કે તેને તેની પુર્વ સ્થિતિ ઉપર લાવવાની ઝિઆદની સઘળી ચેષ્ટાઓ નિષ્ફળ ગઇ: લગભગ બે ઘટિકા પર્યંત હેલનની તેવી સ્થિતિ રહી. અને તે સઘળો વખત દરમ્યાન ઝિઆદ તેના શોકનું પતન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ તેમાં સ્હેજ પણ ફાવ્યો નહિ. લાંબા સમય પર્યંત મૌન્ય રહ્યા પછી હેલન એકદમ ઉઠીને પોતાના નિવાસાલય તરફ ચાલી ગઈ. અને ઝિઆદ પણ તેની શોકાકુળ સ્થિતિનો વિચાર કરતાં કરતાં ધર્મશાળા તરફ ચાલ્યો ગયો.

હેલન ઝિઆદની સાથે તેના દેશમાં જવાને આતુર હતી. પણ માત પિતા અને બંધુ ભગિનીનો સ્નેહ તેને તેમ કરતાં અટકાવતો હતો એક તરફ ઝિઆદનો પ્રેમ તેનું આકર્ષણ કરી રહ્યો હતો. અને બીજી તરફ માતપિતાનો સ્નેહ તેને પોતાના તરફ ખેંચી રહ્યો હતો. તેથી તેની સ્થિતિ ત્રિશંકુ જેવી થઇ પડી હતી. અને શું કરવું તેની કાંઇ પણ સુઝ પડતી ન હતી. નાના પ્રકારના વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. અને તેથીજ તે મૌન્ય થઇ ગઇ હતી. જ્યારે તે ઝિઆદની રજા લઇને સ્વગૃહ તરફ ગઈ, ત્યારે માર્ગમાં પણ તેને પોતાના ભાવિ પ્રિતમનાજ વિચારો આવતા હતા. ઝિઆદે તેના અંતઃકરણ ઉપર એવી તો અસર નિપજાવી હતી કે તેના વિયોગનો વિચાર આવતાં જ હેલનના અંતઃકરણને સખ્ત આઘાત થતો હતો. અને તેથી તે વારંવાર કહેતી "કે હું તેનાથી દુર રહેવાને ગમે તેટલો પ્રયત્ન કરૂં છું, પણ મારૂં અંતકરણ તો તેના તરફ જ ખેંચાય છે. તેથી કોઈ પણ રીતે હું પ્રેમનો વેગ રોકી શકતી નથી. વળી તે પણ મને ચાહે છે. અને ખાત્રી છે કે તે મારી સાથે કદી પણ દગો કરશે નહિ. પરંતુ

અફસોસ કે માતપિતાની આજ્ઞા વિના હું તેની સાથે લગ્ન સંબંધ સાંધી શકતી નથી. એક તરફથી ઝિઆદનો પ્રેમ, અને બીજી તરફથી માત પિતાનો સ્નેહ મારા અંતઃકરણનું આકર્ષણ કરે છે. આવા દ્વિપક્ષી પ્રેમના મધ્યમાં હું ઘેરાયલી છું તેમાંથી નિકળવાનો એકપણ માર્ગ જડતો નથી. નતો હું માતપિતાના સ્નેહને તિલાંજલી આપી શકું છું, કે નતો ઝિઆદના પ્રેમનો અસ્વીકાર કરી શકું છું. ત્યારે હવે મારે કરવું શું ? " આ વિષયનો વિચાર કરતાં કરતાં તે ઘેર પહોંચી. તે આખો દહાડો તેવીજ રીતે ચિંતા અને વિચારમાંજ પસાર થયો. પરંતુ તે કાંઈ પણ છેવટના નિશ્ચય ઉપર આવી શકી નહિ. બીજા દિવસે નિત્યના નિયમાનુસાર તે ત્રીજા પહોરે ધર્મશાળામાં પણ ગઈ નહિ. તેથી ઝિઆદ ઘણો ચિંતાતુર થવા લાગ્યો. કેટલીકવાર તેણે પોતે જ હેલનને મળવા જવાનો નિશ્ચય કર્યો. પણ હેલને તેને પોતાને ત્યાં આવવાની મના કરેલી હોવાથી તેણે તે વિચાર બંધ રાખ્યો. દિવસ કરતાં રાત્રી તેને માટે ઘણી જ કષ્ટમયી નિવડી. અને તેની નિદ્રાનો ભંગ થવાથી તેણે આખી રાત્રી માત્ર વિચાર કરવામાં જ વિતાડી. સવારમાં નિદ્રાસનનો ત્યાગ કરીને તેણે દંતધાવનની ક્રિયા પણ કરી નહિ એટલામાં હેલન ત્યાં આવી પહોંચી. તેણે ધર્મશાળામાં પગ મૂકતાંજ ઝિઆદે કહ્યું "સુભગે ! ગઇ કાલે મને મળવા માટે કેમ આવ્યા નહિ ? તમારા વિયોગને લીધે આખો દહાડો ઘણા શોકમાં પસાર થયો. "

હેલન—હાય ! શું કરૂં ? આજ કાલ મારૂં ચિત ઘણું વ્યાકુળ રહ્યા કરે છે. આપે મારા ઉપર એવી તો મોહિની કરી છે કે મને પણ આપના વિના એક ક્ષણ પણ ચાલતું નથી. પણ આપણા લગન સંબંધને માટે મારા માતપિતાની આજ્ઞા મળશે કે કેમ એ વિષેની

ચિંતા નિરંતર થયા કરે છે. અને તેથી મને કોઇ પંણ સ્થળે જવાનું ગમતું નથી. અને ગઇ કાલે અહિં નહિ આવવાનું કારણ પણ તેજ છે.

ઝિઆદ—પ્રાણેશ્વરી ! જો તેમજ હતું, તો અહિંજ ચાલ્યા આવવું હતું. એક બીજાના સમાગમમાં ઉભયને આનંદ થાત.

હેલન—પ્રાણનાથ ! આપણા લગ્નને મારા માતપિતા અનુમતી આપશે કે કેમ એ શંકાસ્પદ છે. કેમકે આપ એક ઈસ્લામી ગૃહસ્થ છો અને હું એક ખ્રિસ્તી અબળા છું. તેથી કદાચ આપણો લગ્ન સંબંધ થઈ શકશે નહિ.

ઝિઆદ—પ્રિયે ! હું એમ ક્યાં કહું છું કે તમે પણ ઇસ્લામી ધર્મનો અંગીકાર કરો મારા માતુશ્રી પણ ખ્રિસ્તી ધર્મના અનુયાયી હતા, અને પ્રાણાંત પર્યંત તેમણે તેજ ધર્મ પાળ્યો હતો. તેવીજ રીતે મારી સાથે લગ્ન કર્યા પછી પણ તમારા ધર્મને કાંઇ બાધ આવશે નહિ. જો તમે મારી સાથે કોરડોવામાં આવીને રહેશો તો હું તમને સર્વે વાતે સુખી કરવાનો ભગીરથ પ્રયાસ કરીશ. અને યાદ રાખજો કે જેટલું સુખ તમને તમારા માત પિતાના ઘરમાં મળે છે, તે કરતાં વધુ સુખ તમને મારા સમાગમમાં પ્રાપ્ત થશે. તદુપરાંત હું તમારી સાથે સેન સેબાસટીન ખાતે આવવાને પણ તૈયાર છું. પણ ત્યાં મારા પ્રાણનો ભય રહે છે. તોપણ જો તમારી ઇચ્છા હોય તો તમારે ઘેર આવવાને પણ ઉત્સુક છું.

હેલન—પ્રાણેશ ! શું ત્યાં પણ તમે એક ખ્રિસ્તી ધર્માધ્યાક્ષના જ વેષમાં આવશો ?

ઝિઆદ—જો તમારી ઇચ્છા હોય તો તેમ કરવાને પણ આતુર છું. પણ તેમ કરવાથી શો લાભ થવાનો હતો ? છેવટે એક દહાડે તો ભેદ ફુટીજ જશે. ઠીક છે, જોઇશું. પરંતુ ત્યાં જતાં પહેલાં એક વાર મને તલૈતલામાં જઇ આવવા દો.

આ છેલ્લું વાક્ય સાંભળીને હેલન અશ્રુપાત કરવા લાગી. એટલે ઝિઆદે તેને આશ્વાસન આપતાં કહ્યું. લલને ! શા માટે રૂદન કરો છો ? મારો તો કાંઈ અપરાધ થયો નથીને ? જો કાંઇ અપરાધ થયો હોય તો કૃપા કરીને ક્ષમા કરશો. હું તમારી પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાને ઉત્સુક છું.

આના પ્રતીઉત્તરમાં હેલને નિશ્વાસ નાખતાં કહ્યું "પ્રાણનાથ ! મારૂં મન મારા કબ્જામાં નથી. તે તમને આધીન થઈ ચુકયું છે. માતપિતા સગા સહોદરો અને આપ્તજનોનો પરિત્યાગ કરવામાં મને ઘણો સંતાપ થશે. પરંતુ તમારા સ્નેહને આધીન થઇને તેમ કરવાને પણ આતુર છું. તમારી પ્રિતી અંતઃકરણમાંથી કાઢી નાખવા માટે મેં ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમાં યત્કિંચિત માત્ર પણ સાફલ્યતા પ્રાપ્ત થઇ નહિ. યુલિસીઝની સાથે કજીઓ કર્યા પછી હું ઘેર જવાને યોગ્ય રહી નથી. નાથ ! આજથી હું મારૂં સર્વસ્વ આપનેજ અર્પણ કરી ચૂકી છું. આપ કોને ભરોસે મને અહિં મૂકી જાઓ છો ? કૃપા કરીને આ રંક દાસીને પણ આપની સાથે લઇ જાઓ. માતપિતા, સગાં સહોદરોનો મેં આજથી પરિત્યાગ કર્યો છે. આજથી હું તમારીજ છું. અને સદાયે તમારીજ રહીશ. વ્હાલા ! એકવાર કહો કે હું પણ તમારોજ છું."

હેલનના આવા પ્રેમમય ઉદ્દગારો સાંભળીને ઝિઆદના આનંદનો પાર રહ્યો નહિ. પ્રેમના આવેશમાં તેણે એકવાર પોતાની પ્રિયતમાને દ્રઢાલિંગન આપ્યું. અને તેના સુંદિર કપોળ ઉપર એક ચુંબન કરતાં કહ્યું "લલને ! હું સદાયે તારોજ છું. એકવાર નહિ, પણ હજાર વાર તારોજ છું. આખા આયુષ્ય પર્યંત હું આ સુંદિર પ્રતિમાનું

પુજન કરતો રહીશ. તારી સુંદિર પ્રતિમા મેં મારા હૃદયમંદિરમાં સ્થાપન કરી છે. અને તેને કદી પણ વિસારીશ નહિ!

આવી રીતે સ્નેહના બંધનમાં બંધાયા પછી તે પ્રેમી યુગલે તલૈતલાના પ્રવાસે જવાની તૈયારી કરવા માંડી. ત્રણ દહાડામાં સઘળી તૈયારીઓ થઇ ચુકી. ઝિઆદના સમાગમમાં જો કે હેલનનો શોક દુર થયો હતો. પરંતુ કોઇવાર માતપિતાનો વિચાર આવતાં તેને ઘણી દિલગીરી થતી હતી. પણ તેણે પોતાની મુખાકૃતિ એવી બનાવી રાખી હતી કે તેનો અનુચર વર્ગ તેની દુઃખદ સ્થિતિ સમજી શકતો નહતો એટલુંજ નહિ પોતાની શેઠાણીનો અપરિમિત શોક દુર થએલો જોઇને તેમને ઘણો આનંદ થયો. તેમને આવીરીતે ભૂલથાપમાં નાખીને ચોથા દિવસે તે પ્રેમી યુગલે તલૈતલા તરફ પ્રયાણ કર્યું. અનુચર વર્ગને તે વાતની જાણ થઇ નહિ. તેથી તેઓ એમજ સમજવા લાગ્યા કે તે કદાચ ફરવા ગઈ હશે. તેથી તેમણે આખો દહાડો તેની વાટ જોઇ પણ જ્યારે તે પાછી ફરી નહિ; ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહિ. દિવસ વીતી, રાત પડીતો પણ હેલન ઘરમાં આવી નહિ. તેથી તેના અનુચરો અને પરિચારિકાઓ સઘળે સ્થળે ફરીને તેની શોધ કરવા લાગ્યા. પરંતુ તેની કાંઇ પણ ભાળ લાગી નહિ. હેલન ત્યાં હોય તો ભાળ લાગેને? પરંતુ જ્યારે તે ત્યાં હતી જ નહિ ત્યારે તેની ભાળ લાગે કયાંથી? આ પ્રમાણે જ્યારે હેલનના અનુચરો અને પરિચારિકાઓ તેની શોધ કરી રહ્યા છે. ત્યારે તે પોતાના પ્રિયતમની સાથે આનંદથી તલૈતલાનો પ્રવાસ કરી રહી છે.

ચાર દિવસની કંટાળા ભરેલી મુસાફરી પછી તેઓ ઇસ્લામી રાજ્યમાં આવી પહોંચ્યા. અને હેલનના પિતા ફ્રાંસિસના ભયમાંથી મુક્ત થયા.

# પરિશિષ્ટ ૮ મું.

## પાપીની પાપવાસના અને ફ્લોરાનું પ્રાક્રમ.

પ્રિય પાઠકો ! ગત પરિચ્છેદમાં આપણે હેલન અને ઝિઆદને ફ્લોરાની શોધ માટે તલૈતલા પરત્વે પ્રયાણ કરતા જોઇ ચુક્યા છીએ પરંતુ આપણે પણ તેમના પહેલાં ઉક્ત સ્થળે જઇને સઘળી વસ્તુ સ્થિતિ તપાસવાની અગત્ય છે. આપણે ફ્લોરાને છેલ્લીવાર મળ્યા તેને આજે પાંચ માસ વીતી ગયા છે. આટલા સમયમાં તેની સ્થિતિમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. હમણા તે સાધ્વી જીવનમાં પહેલાં કરતાં પણ વધુ કષ્ટ સહન કરી રહી છે. અત્યાર સુધીમાં એક પણ દિવસ એવો ભાગ્યેજ પસાર થયો હશે કે જ્યારે તેણે પોતાના ઉપર આવી પડેલી અસહ્ય આપત્તિઓ માટે ઘટિકાઓ પર્યંત આક્રંદ કર્યું ન હોય. જો કે ફ્લોરેન્ડા તેના મનનું પ્રસંગોપાત સમાધાન કરવાને ચુકતી નહિ, પરંતુ કોઇ પણ રીતે તેના મનનું સાંત્વન થતું ન હતું આ પ્રમાણે ઉપરાસાપરી આવી પડતી આપદાઓથી કંટાળીને છેવટે ફ્લોરાએ નિત્યના ષડ કર્મો કરવાનું પણ મૂકી દીધું. હવે તે દેવળમાં પણ ભાગ્યેજ જાય છે. તેથી દેવળની મુખ્ય સાધ્વી ક્રોધે ભરાઇને તેને શિક્ષા કરવાની ધમકી આપે છે. પરંતુ ફ્લોરા તેને કાંઈ પણ મચક આપતી નથી. તેને ડરાવવા માટે વ્યવસ્થાપકે તેના દેખતાં કેટલીક દુરાગ્રહી સાધ્વીઓને એક ઓરડામાં કેદ કરીને મારી નાખી પરંતુ આ ઉપાયે પણ ફ્લોરા ઉપર અસર કરી નહિ. કેમકે તે આ-યુષ્યથી કંટાળેલી હોવાથી મૃત્યુને ભેટવાને આતુર હતી. માત્ર આતુર

હતી, એટલું જ નહિ, પરંતુ ક્ષણે ક્ષણે તેનુંજ ચિંત્વન કરતી હતી અને તેવો પ્રસંગ સત્વર લાવવા માટેજ તે વ્યવસ્થાપકની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી હતી. જો ફ્લોરાને બચાવવા માટે વ્યવસ્થાપકને અનેક વ્યક્તિઓએ ભલામણ કરી ન હોત તો અત્યાર આગમચ ફ્લોરા સ્વધામમાં પહોંચી ગઇ હોત. એક દહાડો સવારે ફ્લોરા સિવાય અન્ય સાધ્વીઓ ભોજન આરોગી દેવળમાં ગઇ. તે વખતે ફ્લોરા પોતાના ઓરડામાંજ રડતી બેશી રહીને પોતાના નેત્રોમાંથી ભાદ્રપદની મેઘ વૃષ્ટિ જેવો અશ્રુપ્રવાહ વહેવડાવી રહી છે, એટલામાં એકાએક તેના ઓરડાનું બારણું ઉઘડી ગયું. એટલે ફ્લોરાએ માથું ઉંચું કરીને જોયું તો ફ્લોરેન્ડા તેની પાસે આવી ઉભી છે. ફ્લોરાને અશ્રુપાત કરતી જોઇને ફ્લોરેન્ડા પણ રડવા લાગી. અને રડતાં રડતાં તેણે કહ્યું, ફ્લોરા! તમને આ પ્રમાણે આક્રંદ કરતા જોઇને મારૂં કાળજું વિંધાઇ જાય છે. માટે કૃપા કરીને કહો કે તમારી શી ઇચ્છા છે?"

ફ્લોરા—માત્ર મૃત્યુ સિવાય મારી બીજી કાંઇ પણ વાંચ્છના નથી. મારા જેવી એક દુઃખી અબળાને તેના સિવાય બીજી શી ઇચ્છા હોય વારૂ ?

ફ્લોરેન્ડા—ફ્લોરા! મારા કહેવાથી તમે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો તે સમયે તમે આવા દુરાગ્રહી અને એકમતી હશો એવું હું જાણતી નહતી. ઇસુ ખ્રિસ્તની ખાતર હવે શોક વૃત્તિનો ત્યાગ કરો.

ફ્લોરા—નહિ. નહિ. મારૂં રૂદન અને શોકવૃત્તિ આયુષ્ય પર્યંત બંધ પડશે નહિ.

ફ્લોરેન્ડા—પરંતુ તમારા રૂદનનું કાંઇ કારણ પણ બતાવ માત્ર રડયા જ કરશો? શું સકળ વિશ્વનું સંકટ તમારા ઉપરજ

આવી પડયું છે? બીજાઓની જેવી ગતિ છે, તેવી તમારી પણ છે, તો તેમાં વિશેષ શું થયું? આ દેવળમાં લગભગ સો સાધ્વીઓ છે. પરંતુ તેમાંની કોઇને પણ મેં તમારી પેઠે આક્રંદ કરતાં કદી પણ જોઇ નથી.

ફ્લોરા—ફ્લોરેન્ડા! કૃપા કરીને મને વધુ ન સતાવો. શું તમે એમ કહેવા માગો છો કે બીજાઓ જે કરે તે મારે પણ કરવું? અને જો દેવળની અન્ય સાધ્વીઓ વ્યભિચાર કરે તો મારે પણ તેમ કરવું? નહિ. નહિ. તેમ મારાથી કદી પણ થશે નહિ. જો આવી લજ્જાહિન વાતો કરવી હોય તો કૃપા કરીને હવે પછી મારી પાસે આવશો નહિ.

ફ્લોરેન્ડા—ઠીક! નહિ આવું. પરંતુ એટલું તો અવશ્ય યાદ રાખજો કે હું જે કહું છું તે તમારા શ્રેયાર્થેજ સમજવું. આ વખતે દેવળમાં બોલાવી જવા માટે આવી છું, કેમકે હમણા ત્યાં એક અગત્યની ધાર્મિક ક્રિયા થવાની છે.

ફ્લોરા—કોઈ પણ ધાર્મિક ક્રિયા જોવાની કે દેવળમાં પગ મૂકવાની પણ મારી ઇચ્છા નથી. માટે કૃપા કરીને મારે બદલે તમેજ જાઓ.

ફ્લોરેન્ડા—નહિ! તમારે મારી સાથે અવશ્ય આવવું જ પડશે. આવ્યા વિના છુટકો નથી. ના આવો તો તમને મારા સમ છે.

ફ્લોરા—ફ્લોરેન્ડા! કાંઇ પણ પ્રયોજન વિના શા માટે આવી હઠ કરો છે! હું સત્ય કહું છું કે માત્ર મારા નિવાસાલય સિવાય મને અન્ય કોઈ પણ સ્થળે રૂચતું નથી.

ફ્લોરેન્ડા—ગમે તેમ હોય! પણ મેં તમને મારા શપથ આપ્યા છે. એટલે આવ્યા વિના છુટકો નથી. માટે વધુ દુરાગ્રહ નહિ કરતાં મારી સાથે આવવાને તૈયાર થાઓ.

ફ્લોરા—તો શું હમણાજ મારે ત્યાં આવવું પડશે?

ફ્લોરેન્ડા—હા! હમણાજ તમારે મારી સાથે આવવું પડશે-પણ તમે ભોજન જમ્યા છો કે કેમ? મને તો લાગેછે કે તમે જમ્યા નથી. થોડીવાર થોભો. હું અબઘડીએ તમારા માટે ભોજન લઇ આવું છું.

આ પ્રમાણે કહીને તે ઓરડાની બ્હાર ગઇ. અને નિમિષ માત્રમાં ભોજનનું પાત્ર લઇને પાછી અંદર આવી. અને ફ્લોરા આગળ ભોજન પીરસીને તેને જમવાનો આગ્રહ કરવા લાગી. જો કે એક પછી એક આપત્તિ આવી પડવાથી ફ્લોરાની ક્ષુધા સર્વાંશે મરી ગઇ હતી તો પણ ફ્લોરેન્ડાના આગ્રહને માન આપીને તેણે એક બે કોળીઆ મુખમાં મૂક્યા. અને પછી ધરાઈ ગઇ હોય તેવી રીતે કહ્યું, "બસ, હવે નથી ખવાતું." ભોજન આરોગ્યા પછી તરતજ ફ્લોરેન્ડા ફ્લોરાને ગુપ્ત માર્ગ દ્વારા એક વિશાળ ઓરડામાં લઈ ગઇ. આ ઓરડામાં માત્ર બેજ દીપિકાઓ મંદ મંદ બળતી હતી. તેમના પ્રકાશવડે ફ્લોરાએ જોયું તો દેવળની વ્યવસ્થાપક મુગ્ધા એક ખુણામાં બેઠી છે, અને તેની નિકટમાં એક વૃદ્ધ પાદરી ઉપરાંત અન્ય કેટલીક સાધ્વીઓ પણ બિરાજમાન છે. ફ્લોરા અને ફ્લોરેન્ડાએ પણ ત્યાં બેઠક લીધી. ફ્લોરા આશ્ચર્યચકિત થઇને ચોપાસ જોવા લાગી. કેમકે સભાની ગુપ્ત રચના, અને તેમાં પથરાએલી શાંતિ જોઇને તેને કાંઇ શંકા ઉત્પન થઇ હતી. પહેલાં તો તે એમ સમજી કે તેને દેહાંતની શિક્ષા કરવા માટેજ કદાચ આ સભા મળી હશે. આવો વિચાર આવતાંજ જો કે તેના હૃદયમાં ભયનો સંચાર થયો, પરંતુ મનને વધુ દ્રઢ કરીને તેણે ભયને તિલાંજલી આપી. અને પોતાની દુઃખી જીંદગીનો છેડો આવેલો જાણી પ્રસન્ન થઇને તે મનમાંજ કહેવા લાગી. "પરમાત્માની અપાર કૃપાથી આજે મારા દુઃખી જીવનનો અંત આવશે. ધન્ય ઘડી આજે મને

આવો શુભ પ્રસંગ મળ્યો. ભાગ્યેજ આના જેવો આનંદનો પ્રસંગ બીજો હશે?" આ સમયે તે સ્થળે જે સાધ્વીઓ એકઠી થઈ હતી. તેમાંની ઘણી ખરીતો વૃદ્ધાવસ્થાએ પહોંચેલી હતી. તેથી ફ્લોરાની શંકા વધુ દ્રઢ થઇ. અને તે પોતાને માટે પ્રાણદંડની આજ્ઞા થવાની વાટ જોવા લાગી. પણ તેના આશ્ચર્ય વચ્ચે બીજીજ પળે સેન્ટ વરજીની-આએ કઠોર સાદે પાસે બેઠેલી એક સાધ્વીને કહ્યું. "જુલિઆ! ગઇ કાલે સેન્ટ સુફિઆ દ્વારા જે બાળક અવતર્યું છે, તેને અહિં લઈ આવ."

આજ્ઞા મળતાંજ જુલિઆ પોતાના આસનેથી ઉઠીને તે ઓર-ડાની બ્હાર ચાલી ગઈ. અને નિમિષ માત્રમાં એક નાના બાળકને લઇ પાછી આવી. અને તેને વૃદ્ધ પાદરી સમક્ષ મૂક્યું. પ્રથ-મતો પાદરીએ તે બાળકના શિર ઉપર તેલ ચોપડીને કાંઇક ધાર્મિક ક્રિયા કરી. આ કાર્ય પુરૂં થયા પછી તેણે ઉક્ત બાળક એક સાધ્વીને સોંપી દીધું. આ સાધ્વીએ પાદરી અને સેન્ટ વરજીનીઆની આજ્ઞાથી બાળકનું ગળું દાબીને તેને મારી નાખ્યું. બાળક મરી ગયા પછી સેન્ટ વરજીનીઆએ એક સાધ્વીને સંબોધીને કહ્યું. "જુલિઆ! સેન્ટ સોફી-આને જઇને કહી આવ કે તેનું બાળક સ્વર્ગમાં પહોંચી ગયુંછે, અને પોતાની પરમ સ્થિતિને માટે તારો આભાર માને છે."

આ વાક્ય વરજીનીઆના મુખમાંથી નિકળતાંજ વેદનાની એક તિવ્ર ચીસ પાડીને ફ્લોરા મુર્છિત થઇને પૃથ્વી ઉપર ઢળી પડી. ફ્લો-રેન્ડાએ તેને મુર્છિત થતી બચાવવાને ઘણા પ્રયત્નો કર્યા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. છેવટે કેટલીક સાધ્વીઓની: મદદથી ફ્લોરેન્ડા તેને ઉચકીને તેના ઓરડામાં લઇ ગઇ. અને પાસે બેસીને!તેને જાગ્ર-તિમાં લાવવાના ઉપાય કરવા લાગી.

તરતના જન્મેલા એક કુસુમ જેવા બાળકનું કમકમાટભરેલું ખુન થએલું જોઇને ફ્લોરા ભયભીત થઇ ગઇ હતી. તેથી તે સાધ્વીઓના અપવિત્ર જીવન વિષે અનેક તર્ક વિતર્ક કરવા લાગી. તેને આજે જણાયું કે સાધ્વીઓ ઘણુંજ અપવિત્ર જીવન ગાળે છે. અને તેમના દુષ્કર્મોના પરિણામે જે કુસુમ ઉત્પન્ન થાય છે, તેનું અકાળે છેદન કરવામાં આવે છે. માત્ર છેદન કરવામાં આવે છે એટલુંજ નહિ, પણ તેને એક પુન્યના કાર્ય તરીકે ગણવામાં આવે છે. આ પ્રમાણે જે નિર્દોષ બાળકોના પ્રાણ લેવામાં આવે છે તેઓ સીધા સ્વર્ગમાં જાય છે, એવી તેમની માન્યતા છે. ફ્લોરાને તે નિર્દય વધસ્થળે એટલા માટેજ બોલાવવામાં આવી હતી કે જો તેને પણ કદાપિ તેવો સમય પ્રાપ્ત થાય તો તે પ્રસંગે બાળકને આપી દેવામાં દુરાગ્રહ કરે નહિ. અત્યાર સુધીતો ફ્લોરા સર્વાંશે પવિત્ર અને અનાઘ્રૃત અબળા હતી. પરંતુ ભવિષ્યમાં યુલિસીઝને હાથે ભ્રષ્ટ થવાનો ઘણો સંભવ હતો.

ફ્લોરેન્ડાના અથાગ પરિશ્રમથી કેટલીકવાર પછી ફ્લોરા જાગ્રતિમાં આવી. તેણે નેત્રો ઉઘાડતાંજ ફ્લોરેન્ડાને પોતાની પાસે બેઠેલી જોઈ. ફ્લોરાને જાગ્રતિમાં આવેલી જોઈને ફ્લોરેન્ડાને ઘણો આનંદ થયો. અને તેથી તેણે ખુશી થઇને પૂછ્યું, "કેમ ફ્લોરા? હવે તમારી પ્રકૃતિ કેવીછે? તમને જાગ્રત થએલા જોઇને મને ઘણો આનંદ થાયછે."

ફ્લોરા—પરમાત્માની કૃપાથી હવે મારી પ્રકૃતિ સારી છે. પણ ફ્લોરેન્ડા! હમણા મેં શું જોયું હતું?

ફ્લોરેન્ડા—જ્યારે તમે તમારી આંખોએજ તે બનાવ જોયો છે, ત્યારે મને શું પૂછો છો?

ફ્લોરા—શું મેં જે બનાવ જોયો, તે ખરો હતો, કે માત્ર મારી

તેવી કલ્પનાજ છે? મને તો તે બનાવ સ્વપ્ના જેવોજ લાગ્યો. મનુષ્ય તેવું દુષ્કર્મ કરે એ કદી પણ સંભવીત છે કે?

ફ્લોરેન્ડા—તેમાં દુષ્કર્મ જેવું શું છે? એક બાળકને સીધો સ્વર્ગમાં પહોંચાડવો તેના કરતાં વધુ સારૂં બીજું શું હશે?

ફ્લોરા—તો શું આ પ્રમાણે સઘળા બાળકોને મારી નાખવામાં આવે છે?

ફ્લોરેન્ડા—હા! તમારી કલ્પના અક્ષરશ સત્ય છે.

આ વાક્ય સાંભળીને ફ્લોરા ફરી મુર્છિત થઈ ગઇ. પણ આ વખતે તે થોડીવારમાંજ જાગ્રત થઈ. જો કે તે શુદ્ધિમાં તો આવી, પણ તેના ચ્હેરાનો રંગ સર્વાંશે બદલાઇ ગયો હતો. તેના શરીરનું રક્ત સ્થિર થઇ ગયું હતું. અને ઉપર્યુક્ત ભયંકર મંત્રણા સાંભળીને તેના રોમાંચ ઉભા થઇ ગયા હતા. જો કે હમણા તે મૌન બેઠી છે, પણ તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યોજ જાયછે. ફ્લોરાને અશ્રુપાત કરતી જોઈને ફ્લોરેન્ડાનું હૈયું ભરાઇ આવ્યું. તેથી તેણે તેને આશ્વાસન આપતાં કહ્યું, "ફ્લોરા! શાંત થાઓ. શા માટે આવું રૂદન કરોછો?"

ફ્લોરા—ફ્લોરેન્ડા! તમે મારી સાથે દગો કર્યો. અને અહિં લાવીને મને ફસાવી દીધી. જો આવી વાત હું પહેલાં જાણુતી હોત તો અહિં કદી પણ આવત નહિ.

ફ્લોરેન્ડા—ફ્લોરા! તમે થોડીવાર સુઇ રહો. સુઇ રહેવાથી તમને કાંઇક આરામ મળશે. મારે એક અગત્યનું કામ હોવાથી હવે રજા લઇશ. આવતી કાલે ફરી મળીશ. આજે મને એક ઘડીની પણ નવરાશ મળશે નહિ. કેમકે યુલિસિઝ અહિં આવેલા છે. અને માત્ર આજનો દિવસ રહીને આવતી કાલે પાછા પ્રવાસે જનાર છે. તેથી આજે મારે તેમની સેવામાં રહેવું પડશે.

ફ્લોરા—શું દુષ્ટ યુલિસિઝ પણ અહિં આવ્યો છે? તમે તે નીચ માણસનું નામ લઇને મારા કાન અપવિત્ર કર્યા છે. હું તમને એકવાર ફરી કહું છું કે તે દુષ્ટ માણસનું નામ મારી આગળ કદી પણ લેતા નહિ.

ફ્લોરેન્ડા—ઠીક! જેવી તમારી ઇચ્છા. હવે હું રજા લઇશ.

આ વાક્ય પુરૂં કરીને તે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરા કેટલીકવાર સુધી રડતી રહી. અને પછી પોતાની મેળેજ શાંત થઇને મનમાં કહેવા લાગી. "આ કેવા પ્રકારનો સંપ્રદાય છે કે જેમાં પવિત્રતાનો તો લેશ માત્ર પણ ભાસ થતો નથી. જ્યાં જુઓ ત્યાં અત્યાચાર અને પાપકર્મોનાજ દ્રષ્યંતો જોવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મ કેવો છે તેનો મને આજેજ ભાસ થયો. કહેવાતી પવિત્રતાના આશ્રય તળે આવા અત્યાચાર અને હત્યાઓ થતી હશે એતો મારી કલ્પનામાં પણ ન હતું. આજેજ મને તેનો પુરેપુરો ભાસ થયો. જો અહિંથી નાશી જવાની તક મળે તો ફરી ઇસ્લામનો અંગીકાર કરવાની મનોવાંચ્છના છે. પણ અહિંથી કેવી રીતે મુક્ત થવું તે એક પ્રશ્ન છે. અને જો એકવાર સાહસ કરીને અહિંથી નિકળી પણ ગઈ તો પછી કયાં જવું, અને કોનો આશ્રય ગ્રહણ કરવો એ મહા વિચાર થઈ પડયો છે. જો કોરડોવા તરફ જવાનો વિચાર કરૂં છું, તો એવી શંકા થાય છે કે મમ બંધુ મારો સ્વીકાર કરશે કે કેમ? જો કે અત્યાર સુધીતો હું સર્વાંશે પવિત્ર રહી છું, પણ તે ઘણા વ્હેમી હોવાથી કદાચ જુદો જ વિચાર કરી લે એ સંભવીતછે. ઠીક! ભવિષ્યમાં જે થવાનું હોય તે થાય. પણ એટલું તો ચોક્સ થયું કે ઇસ્લામ જેવો સર્વોત્તમ ધર્મ બીજો એક પણ નથી. અને તેથી હવે પછી પ્રાણાંત સુધી તેજ ધર્મને દ્રઢતાથી વળગી રહીશ. ઓ પરમા-

ત્મા તારી આ રંક દિકરીએ મોટો અપરાધ કર્યો છે. માત્ર અપરાધ કર્યો છે, એટલું જ નહિ પણ તેણે પોતાના બન્ને ભવ બગાડયા છે. તેથી ન્યાયના દિવસે તે તારી આગળ શો ઉત્તર આપશે? પરંતુ એટલી પણ તારી મહદ્ કૃપા કે તેં તેને માટે પ્રાયશ્ચિતના દ્વાર ઉઘાડા રાખ્યાં છે. જો કે હવે તે કદાચ નિજ આપ્તજનોના સન્માનને તો પાત્ર નહિ થાય. પરંતુ આ મહાન પાપકર્મ બદલ પ્રાયશ્ચિત કરીને તારી અપાર કૃપા પ્રાપ્ત કરવાને બનતા સઘળા પ્રયત્નો કરશે. અને તેના આયુષ્યનો અવશેષ રહેલો ભાગ તારી પ્રાર્થના અને મહાન પેગમ્બર સલ્અમનું રટણ કરવામાં જ વ્યતિત થશે."

ફ્લોરા આખો દહાડો આવા વિચારોમાંજ પ્રવર્ત રહી. અને તે દરમ્યાન કોઇકવાર પોતાના દુઃખદ જીવનનો કંટાળો આવતાં તે પરમાત્મા સમક્ષ મૃત્યુનું આવાહન કરતાં કહેતી કે, "ઓ પ્રભુ! મારા દુઃખી આત્માનો અંત ક્યારે આવશે? હવે હું છેક કંટાળી ગઇ છું. જીવવાનો ભાવ રહ્યો નથી. માટે હવે મને તારા ચરણ કમળમાં આશ્રય આપ."

દિવસ જેવી ચિંતામાં પસાર થયો, તેવીજ ચિંતામાં રાત્રી પણ પસાર થઇ. આખી રાત તેણે પ્રભુ પ્રાથના કરવામાં જ વિતાડી આ પ્રમાણે તે પ્રાર્થના કરી રહી છે, એટલામાં એક સાધ્વીએ તેના ઓરડામાં આવીને યુલિસીઝનો સંદેશો તેને પહોંચાડતાં કહ્યું, "ફ્લોરા! યુલિસિઝ તમને કાંઇ અગત્યના કામસર બોલાવે છે."

આ વાક્ય સાંભળીને જાણે સખ્ત આઘાત થયો હોય તેમ ફ્લોરા સ્તબ્ધ થઈ ગઇ. અને થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેણે તે સંદેશો લાવનાર સાધ્વીને પ્રતીઉત્તર આપતાં કહ્યું. "જાઓ! હમણા

આવું છું." આ જવાબ સાંભળીને તે સંદેશો લાવનાર સાધ્વીતો ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરાએ પોતાના વસ્ત્ર ઠીક કર્યાં અને થોડીવાર સુધી એક પછી એક સઘળી પેટીઓ ઉઘાડીને તેમાંનો સામાન રીતસર મૂકવા લાગી. આ કાર્ય સમાપ્ત કર્યા પછી તે ઓરડામાંથી નિકળીને પુષ્પ વાટિકામાં ગઇ. અને ઝાડોના ઓથામાં લપાતી છુપાતી તેમજ ભયથી વારંવાર આમ તેમ જોતી તે એક ઓરડામાં ગઈ. આ ઓરડો દેવળના છેક પૃષ્ટ ભાગમાં દરિઆ કિનારે આવેલો હતો. જ્યારે કોઇ સાધ્વીને મળવાની પાદરીઓને ઇચ્છા થતી ત્યારે તેઓ ગુપ્ત માર્ગે થઇને આ ઓરડામાં આવતા હતા.

જો કે તે ઓરડો દેવળના એક અંગ જેવોજ હતો, તો પણ તેને બીજા ઓરડાઓ કરતાં સારી રીતે શણગારેલો હતો. ભોંયતળીએ શુશોભીત ઇરાની ગાલીચા અને ચોતરફ નરમ બિછાના પાથરેલા હતા. ખુણામાં એક શુશોભીત પ્રયંક મૂકેલું હતું. ઓરડાની ભીંતો પાદરીઓ, અને સાધ્વીઓના ચિત્રોથી શણગારેલી હતી. સઘળા ચિત્રોના મધ્યમાં ઇસુ ખ્રિસ્તની એક છબી મૂકેલી હતી. ફ્લોરાએ ઓરડામાં પગ મૂકતાંજ યુલિસીઝે તેનો હાથ પકડીને કહ્યું. "ફ્લોરા! આજે મને ઘણો આનંદ થયો કે તમે કાંઇ પણ આનાકાની કર્યા વિના મારી આજ્ઞા માથે ચઢાવીને અહિં સીધા ચાલ્યા આવ્યા. મને તેવી આશા ન હતી." ફ્લોરાએ પોતાનો હાથ છોડાવતાં ક્રોધ કરીને કહ્યું. "પાપી! દુરથા! મારા શરીરનો સ્પર્શ કરીશ નહિ. તારો પડછાયો પણ મને વર્જ્ય છે." એમ કહીને તેણે પોતાનો હાથ છોડાવી લીધો.

યુલિસીઝ— શું હજી પણ તારો દુરાગ્રહ દુર થયો નથી કે?

પણ હવે મારે ક્યાં સુધી વાટ જોવી ? હું તારા પ્રેમનું પાન કરવાને ક્યારે ભાગ્યશાળી થઇશ ?

"ફ્લોરા મુજ હૃદય મણી, લે આવ આલીંગન કરૂં.
લઇ ચુંબનો કંઇ સામટાં, તુજ મદન પીડાને હરૂં."

ફ્લોરા—ઓ પાપી ! મારો દુરાગ્રહ કદી પણ દુર થનાર નથી. તું મને અહિંની અન્ય સાધ્વીઓ જેવી વ્યભિચારિણી ગણે છે કે શું ? જો તેમ હોય તો તે તારી મોટી ભૂલ છે. હું તારી પાપવાસનાને કદી પણ તાબે થવાની નથી. ઓ દુષ્ટ બોલ, તું આ શરીરના કયા ભાગ ઉપર આસક્ત છે.

"હાડપિંજર માળીયું, મંહી માંસ ને ભર્યું રક્ત છે.
ઉપર મઢ્યું છે ચામડું, કહે દિલ કયા આસક્ત છે."

યુલિસીઝ—તારો દુરાગ્રહ મિથ્યાછે. ગમે તે ઉપાયે પણ હું તને ભ્રષ્ટ કર્યા વિના રહીશ નહિ.

ફ્લોરા—તારી શી વિસાત છે કે મારો સ્પર્શ સરખો પણ કરી શકે ?

યુલિસીઝ—એમ કે ? ઠીક છે. જોઇ લઇશ. પણ ફ્લોરા એટલું તો અવસ્ય યાદ રાખજે કે તારૂં સન્માન મારી આજ્ઞા માનવામાંજ રહેલું છે. જો તું મારી ઇચ્છાને આધીન થઇશ તો સઘળા પાદરીઓ અને સાધ્વીઓ તને અપુર્વ માન આપશે.

ફ્લોરા—મને તેવા સન્માનની યત્કિંચિત માત્ર પણ દરકાર નથી. વ્યભિચાર કરીને માન મેળવવું એનું નામ સન્માન કે ? શું આનેજ તમે લોકો સન્માન કહોછો ? જો તું તેને સન્માનજ ગણતો હોય તો તેવી માન્યતા તને અને તારા આશ્રિતોનેજ મુબારક રહો. મારી માન્યતા

પ્રમાણે તો તે સન્માન નહિ, પણ હડહડતુ અપમાન છે. અને તેવા ભયંકર અપમાનને જારિણી વેશ્યાઓ પણ ભાગ્યેજ પસંદ કરતી હશે. ઓ દુષ્ટ ! હવે વધુ લવરી નહિ કરતાં અહિંથી દુર થા. નહિ તો હમણાજ તને યમસદનમાં પહોંચાડી દઇશ. તું એક નિરાધાર અબળા ઉપર અત્યાચાર કરીને કેટલા દહાડા જીવીશ. યાદ રાખ કે આ ઉપરથી સુંદર દેખાતો દેહ એક દહાડો માટીમાં મળી જશે. માટે વિષયવાસનાનો ત્યાગ કરી ઇશ્વરનું આરાધન કર, કે જેથી રૌરૌ નર્કમાં પડવું પડે નહિ.

આ છેલ્લું વાક્ય સાંભળીને યુલિસીઝને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો. તેથી ક્રોધાવેશમાં જેવો તે ફ્લોરાને પકડવાને જાય છે કે તરતજ તેણે પોતાના કેશ કલાપોમાં છુપાવેલી કટાર કાઢીને તેના શરીરમાં ભોંકી દીધી. ફ્લોરાએ આખા શરીરના બળથી પ્રહાર કરેલો હોવાથી તેના આઘાતથી યુલિસીઝ જમીન ઉપર પડી ગયો. જો કે તે જીવતો રહેવા પામ્યો. પરંતુ લાગેલા જખમમાંથી પુષ્કળ રક્ત નિકળી જતાં તે ઘણો અશક્ત થઇ ગયો હતો. ફ્લોરાએ તેના હૃદય ઉપર ઘા કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ ત્વરાને લીધે તે સ્થળે ઘા નહિ લાગતાં જંઘા ઉપર લાગ્યો હતો, અને તેમાંથી પુષ્કળ લોહી વહી જતું હતું. તેથી કેટલીકવાર સુધી તો યુલિસીઝ મુર્છાવશ થઇને ભોંય ઉપર પડયો રહ્યો. આ તકનો લાભ લઇને ફ્લોરા એક ગુપ્ત માર્ગે થઇને ઓરડાની બહાર નિકળી ગઇ. તેના ગયા પછી યુલિસીઝ મૂર્છામાંથી જાગૃત થયો. અને તેને પકડવાને માટે જેમ તેમ કરીને ઉભો થયો. પરંતુ ઉભા થતાંની સાથેજ પાછો મુર્છિત થઇને જમીન ઉપર પડયો. પડતાં પડતાં તેણે "પકડો, પકડો." નો સાદ કર્યો. આવી ગરબડ સાંભળીને દેવળની સઘળી સાધ્વીઓ નિદ્રામાંથી

જાગી ગઇ. પણ સાદ ક્યાંથી આવે છે તે સમજી શકી નહિ. તેથી સીધા તે ઓરડામાં આવવાને બદલે તેઓ દેવળના ચોકમાં આમ તેમ શોધ કરવા લાગી. પરંતુ ત્યાં કાંઇપણ ન જણાયાથી છેવટે થાકીને યુલિસીઝવાળા ઓરડામાં આવી. અહિં આવીને જુએ છે તો યુલિસીઝ મૂર્છાવશ થઇને ભોંય ઉપર પડયો છે. અને તેના ઘામાંથી રક્ત નિકળી રહ્યું છે. તેથી તેના વસ્ત્રો રંગાઈ ગયાં છે. આ દ્રષ્ય જોતાંજ સઘળી સ્ત્રીઓ આભી બનીને યુલિસીઝ સામે આશ્ચર્યતાથી એકાગ્રચિત્તે જોવા લાગી. અને તે કેવી રીતે ઘાયલ થયો તેનો કાંઇપણ ભેદ તેઓ કળી શકી નહિ. પણ ફ્લોરેન્ડાને ફ્લોરા ઉપર વ્હેમ આવતાંજ પોતાની સહચરીઓને ત્યાંજ રહેવા દઇને પોતે ફ્લોરાના ઓરડા તરફ ગઇ. ત્યાં જઇને જુએ છે તો ઓરડામાં કોઇ મળે નહિ. આ ઉપરથી તેણે અનુમાન કર્યું કે યુલિસીઝને ઘાયલ કરીને તે નાશી ગઈ હશે. પણ આ વાત તેણે બીજા કોઇને કરી નહિ. તેમજ બીજા કોઇનું ધ્યાન તે તરફ જાય નહિ એવો પ્રયત્ન કર્યો. જો કે તે જાણતી હતી કે તે વાત કોઇના જાણવામાં આવ્યા વિના રહેશે નહિ. પરંતુ ફ્લોરાને નાસી જવાની તક આપવા માટેજ તેણે તે વાત ગુપ્ત રાખી. આ પ્રમાણે જો કે ફ્લોરેન્ડાએ તો તે વાત ગુપ્ત રાખી, પણ જે સ્ત્રી ફ્લોરાને બોલાવવા ગઈ હતી તેણે કહ્યું " શ્રીમતી ! ગઈ કાલે રાતના સમયે સેન્ટમેરી યુલિસીઝના ઓરડામાં ગઈ હતી. તેથી કદાચ તેણેજ આ કામ કર્યું હશે. " આ વાક્ય સાંભળીને જાણે નિદ્રામાંથી જાગી ઉઠી હોય તેમ વરજીનીઆએ કહ્યું " જાઓ ! સેન્ટમેરીના ઓરડામાં જઇને તપાસ કરો. " તદનુસાર એક સ્ત્રી ફ્લોરાના ઓરડા તરફ ગઇ. પણ તે ત્યાં મળી નહિ. તેથી દેવળના આખા ચોકમાં શોધ ખોળ કરવામાં આવી, પરંતુ કાંઇ ભાળ લાગી નહિ. છેવટે સમુદ્ર તરફની બારીઓ ઉઘાડીને કેટલીક સ્ત્રીઓ

બ્હાર નિકળી. અને મશાલોના પ્રકાશ વડે ચોતરફ ફ્લોરાની શોધ કરવા લાગી. આ પ્રમાણે તેમણે ઘણે દુર તપાસ કરી, પણ કાંઇ ભાળ લાગી નહિ.

જ્યારે તપાસ પુરી કરીને સઘળી સ્ત્રીઓ દેવળમાં પાછી આવી ત્યારે વરજીનીઆએ દેવળની પાછલી બારીઓ બંધ કરવાની આજ્ઞા કરી. તદ્દનુસાર બારીઓ બંધ કરવામાં આવી. ત્યાર પછી યુલિસીઝની શી ગોઠવણુ કરવી તેની વ્યંજના થવા લાગી. વરજીનીઆની આજ્ઞાથી જ્યુલીઆ અને એક બીજી સ્ત્રીએ યુલિસીઝના ઘા ઉપર પાટા બાંધ્યા. ત્યાર પછી ફ્લોરાની તપાસ કરવાની આજ્ઞા કરતાં વરજીનીઆએ કહ્યું "સેન્ટ મેરી ક્યાં જવાની છે? કોઇ દહાડે તે અવશ્ય પકડાઇ જવાની. પણ હવે યુલિસિઝને માટે શી વ્યવસ્થા કરવી જોઇએ? તેને પકડવાની આજ્ઞાપત્રિકા પણ બ્હાર પડી ચુકી છે. તેથી તેને વધુ વખત અહિં રાખવો એ જોખમભરેલું છે. જ્યારે તે અહિં આવે છે ત્યારે લપાઇ છુપાઇનેજ આવે છે. તેમ છતાં જો તે વાત મુસલમાનોના જાણવામાં આવે તો તેઓ તેમને પકડયા વિના રહે નહિ. તદુપરાંત જો આ બનાવ કોઇના જાણવામાં આવે તો આપણી પણ બદનામી થયા વિના રહે નહિ. આ સઘળી આપદાઓમાંથી બચવા માટે આપણે કાંઇ પ્રયત્ન કરવો જોઇએ."

ફ્લોરેન્ડા—ખચિત! ઘણી શરમભરેલી વાત છે. માટે જે કાંઇ કરવું હોય તે સત્વર કરવું જોઇએ.

વરજિનીઆ—આ જે બનાવ બન્યો છે, તે મુખ્યત્વે કરીને યુલિ-સીઝની મુર્ખતાનેજ આભારી છે. પહેલાં તો મેં તેમને એક વર્ષ પર્યંત

સેન્ટ મેરીથી દુર રહેવાની સુચના કરી. પણ તેમણે મારી શિખામણનો અનાદર કર્યો. ત્યાર પછી મેં સેન્ટમેરીને તેના દુરાગ્રહ બદલ દેહાંતની શિક્ષા કરવાની ઇચ્છા કરી. તે વખતે પણ મને તેમણે તેમ કરતાં અટકાવી. તેનું પરિણામ એ આવ્યું કે આજે પોતેજ જાનથી માર્યા ગયા.

જુલીઆ—શ્રીમતી ! જો કે ઘા ઘણો ઉંડો લાગ્યો છે, પરંતુ હજી તે જીવતા છે. તેથી જો કાંઇક તાત્કાળિક ઉપચાર કરવામાં આવે તો ઘા રૂઝાઇ જવાનો સંભવ છે.

વરજિનીઆ—અહિંઆં તેમને માટે ઉપચાર આદિની કાંઇપણ ગોઠવણ થઈ શકે તેમ નથી. મારા અભિપ્રાય પ્રમાણે તો તેમને અહિંથી કોઇ બીજા સ્થળે લઇ જવા જોઇએ.

જુલીઆ—શ્રીમતી ! તેમને કયા સ્થળે મોકલવાની તમારી ઇચ્છા છે ?

વરજિનીઆ—ગમે ત્યાં લઇ જાઓ. હવે તેમને અહિં વધુવાર રાખવાની મારી ઇચ્છા નથી. જો તેમને અહિં રાખવામાં આવશે તો આપણા દેવળની બદનામી થશે. માટે જાઓ, અને પાદરી વિક્લીફને બોલાવી લાવો. તે તેમને માટે કાંઇક ગોઠવણ કરશે.

જુલીઆ—જેવી આપની ઇચ્છા ? આપની આજ્ઞા માથે ચઢાવું છું.

એમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ, અને એક ઘટિકામાં વિક્લીફને બોલાવી લાવી. વરજિનીઆએ વિકલિફને સઘળી બીના અથથી ઇતિ પર્યંત નિવેદન કરી. અને યુલિસિઝને રહેવા માટે કોઈ ગુપ્ત સ્થળ શોધી કાઢવાનું કહ્યું. પહેલેથી છેલ્લે સુધી વાત સાંભળીને વિકલિફે કહ્યું: “અહિંથી થોડે દુર મારો એક અનુયાયી રહે છે. તેનો મારા ઉપર સારો ભાવ છે, તેથી તે મારી ગમે તેવી યોગ્ય આજ્ઞાનો અનાદર કરશે નહિ. તેથી યુલિસિઝને તેના ઘરમાં રાખવાની હમણાજ હું ગોઠવણ કરૂં

છું. તે ઘર એક એવા સ્થળે આવેલું છે કે જ્યાં ભાગ્યેજ મુસલમાનો નો પગરવ હશે. તેથી ત્યાં યુલિસીઝના પકડાઇ જવાનો પણ ભય નથી."

વરજિનીઆ—જ્યારે આવી ઉત્તમ વ્યવસ્થા થઇ શકે છે તો વિલંબ શા માટે કરો છો? જેમ બને તેમ સત્વર યુલિસિઝને અહિંથી લઇ જવાનો પ્રયત્ન કરો! જુલીઆ તું અને બીજી સાત આઠ સાધ્વીઓ મળીને યુલિસીઝને વિકલીપ બતાવે તે સ્થળે લઇ જાઓ.

વિકલિપ—આવી ગંભીર સ્થિતિમાં આ સમયે તેમને અહિંથી લઇ જવાનું ઉચિત નથી. માર્ગમાં પ્રહરીઓ કદાચ અટકાવશે. હમણાં હું એજ વિચારમાં છું કે મારે તેમને કેવા પ્રકારે લઇ જવા?

વરજિનીઆ—તમે પોતેજ કોઇ ઉપાય શોધી કાઢો.

વિકલિફ—મારી ઇચ્છા તો એવી છે કે તેમને એક શબના આકારમાં અહિંથી લઇ જવા જોઇએ. જો આવી યુક્તિ કરવામાં આવશે તો પ્રહરીઓ પણ કાંઇ શંકા કાઢશે નહિ.

વરજિનીઆ—હા! આ યુક્તિ ઘણી સારી છે, અને તે અવશ્ય સફળ થશે. પણ જેમ બને તેમ ત્વરાથી તેને અમલમાં મૂકવી જોઇએ. કૃપા કરીને તમે બે ચાર પાદરીઓને બોલાવી લાવો. અને તે દરમ્યાન હું તેમનું નકલી શબ તૈયાર કરી રાખું છું.

આ છેલ્લું વાક્ય સાંભળીને વિકલિફ પોતાની જગ્યાએથી ઉઠયો. અને પોતાના સાથીઓને બોલાવી લાવવા માટે ત્યાંથી સત્વર વિદાય થયો. આ તરફ વરજિનીઆ પણ એક નકલી શબ બનાવવાનો પ્રયત્ન કરવા લાગી. ખ્રિસ્તીઓમાં એવો રિવાજ છે કે જ્યારે કોઈ સ્ત્રી સાધ્વી થાય છે ત્યારે તેના શબને માટે એક પેટી તેણે સાધુવૃત ગ્રહણ કર્યા.

ના દિવસથીજ તૈયાર કરવામાં આવે છે. અને તેના ઉપર તેનું નામ લખી મૂકવામાં આવે છે. તલૈતલાના દેવળમાં પણઃએવી ઘણી પેટીઓ હતી. અને તે સઘળી એક જુદા ઓરડામાં રાખવામાં આવી હતી. તેમાંથી એક મોટી પેટી વરજિનીઆએ બ્હાર કઢાવી. અને બીજી સાધ્વીઓની મદદથી મુર્છાવશ થએલા યુલિસિઝને તેમાં મૂક્યો. અને કોફીન ઉપર શ્યામ વસ્ત્ર લપેટી થોડાંક પુષ્પ મૂક્યા. આ પ્રમાણે યુલિસિઝનું નકલી શબ તૈયાર કરીને તે વિક્લીફ અને તેના સાથીઓની માર્ગ પ્રતિક્ષા કરવા લાગી.

થોડીવારમાં વિકલિફ અને તેના સાથીઓ તે સ્થળે આવી પહોંચ્યા. અને શબને તૈયાર થએલું જોઇ, તેને પોતાના સ્કંધો ઉપર ઉંચકીને પસાર થયા. જતાં જતાં એક વાતનું સ્મરણ થઇ આવતાં વિકલિફે વરજિનીઆ પાસે આવીને કહ્યું "યુલિસિઝને તો હું લઈ જાઉંછું, પણ તેમની સેવા શુશ્રુષા કરવા માટે એક બે માણસોની જરૂર છે, માટે એક બે સાધ્વીઓને મારી સાથે મોકલો."

વરજિનીઆ—હા! ઠીક એ વાત મને યાદ દેવડાવી. હું તો ભૂલીજ ગઇ હતી. ફ્લોરેન્ડા! તમે પાદરી સાહેબ સાથે જાઓ. કેમકે તમે લાંબા સમય પર્યંત યુલિસિઝની સાથે રહેલા છો. તેથી આ પ્રસંગે પણ તેમને સહાયતા આપવાનું તમારૂં કર્તવ્ય છે. તેમને તમારી સોબતમાં ઘણો આનંદ થશે. માટે જાઓ! જલદી કરો. સરસામાન લેવાની કાંઇ આવશ્યક્તા નથી. સવારમાં હું મોકલી આપીશ. આ સમયે તો જેવી સ્થિતિમાં અહિં બેઠા છો, તેવીજ સ્થિતિમાં ત્યાં જાઓ.

યુલિસીઝની સાથે જવાની જો કે ફ્લોરેન્ડાની ઇચ્છા નહતી તોપણ તે વરજિનીઆની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકી નહિ. અને ના

છુટકે શબની સાથે રવાના થઇ. સવારે ચાર વાગે તેઓ સઘળા ધારેલા સ્થાનકે આવી પહોંચ્યા. જે ઘરમાં યુલિસિઝને રાખવાનો હતો, તે ઘરના માલિકનું નામ મારટિન હતું.

મારટિનને વિકલિફ પરત્વે સારો ભાવ હતો. તેથી તે અને તેના ઘરની સઘળી સ્ત્રીઓ કનફેસન–પાપ સ્વીકારાર્થે તેની પાસે જતી હતી. શબ તેના દ્વાર પાસે આવી પહોંચતાં તેણે બારણું ઉઘાડયું. અને બારણું ઉઘાડતાંજ શબને જોઇને ગભરાઇ ગયો. અને જ્યારે વિકલિફને શબની સાથે જોયો ત્યારે તેની ચિંતામાં વધારો થયો. તેથી એકદમ દોડીને તે તેના પગમાં પડયો. એટલે વિકલિફે તેની પીઠ ઉપર હાથ ફેરવીને કહ્યું "આ પેટીમાં આપણા સંપ્રદાયના એક મહાન સંત છે, તેમને કોઇ મુસલમાને ઘાયલ કર્યા છે. તેમને રહેવા માટે મને આ જગ્યા ઉચિત લાગવાથી હું તેમને અહિં લાવ્યો છું. માટે તેમને રહેવા સારૂ જગ્યા કરી આપો. પણ એટલું અવસ્ય યાદ રાખજો કે આ વાત કોઇ બીજાને કાને જાય નહિ. તેમની સારવારને માટે કોરડોવાની એક સુવિખ્યાત સાધ્વી હાજર છે."

આ વાત જાણીને પ્રથમ તો મારટિન ચુપ થઇ ગયો. પણ વિકલિફની આજ્ઞા માથે ચઢાવ્યા વિના છુટકો નથી, એમ વિચારીને તેણે પોતાના ઘરનો એક ઓરડો ખાલી કરી આપ્યો. એટલે સાથે આવેલા બીજા પાદરીઓએ યુલિસિઝને પેટીની બ્હાર કાઢયો. અને તેના રક્તથી ખરડાએલા વસ્ત્રો બદલીને તેને પ્રયંક ઉપર સુવાડયો. અને ફ્લોરેન્ડા તેની પાસે પ્રયંક નીચે બેસી ગઇ. અને સાથે આવેલા પાદરીઓ તેને ઘટતી સારવાર કરવાની ભલામણ કરીને ત્યાંથી ચાલતા થયા.

જ્યારે પાદરીઓ યુલિસિઝને મારટિનના ઘરમાં મૂકીને દેવળ તરફ વળ્યા; ત્યારે અરૂણોદય થઇ ચૂક્યો હતો. દેવળની પાસે પહોંચતાંજ

જે દૃષ્ય તેમના જોવામાં આવ્યું, તેણે તેમને આશ્ચર્યના સમુદ્રમાં ગરકાવ કરી નાખ્યા. તેઓ દેવળ પાસે આવી પહોંચ્યા તે સમયે ઇસ્લામી સેના દેવળને ઘેરીને ઉભી હતી. ચારે તરફ પહેરો હોવાથી અંદર ના માણસો બ્હાર જઈ શકતા નહિ. અને બહારના માણસો અંદર જઈ શકતા નહિ. આ દૃશ્ય જોઇને પાદરીઓએ એવું અનુમાન કર્યું કે કદાચ રાતની વાત બ્હાર પડી ગએલી હોવાથી ઇસ્લામી સેના અહિં આવી હશે. આવો વિચાર કરીને તેમણે ગુપચુપ ઘેર જવાનો ઇરાદો કર્યો. પણ વિકલિફે તેમને અટકાવીને કહ્યું "નહિ! આ વાતની તપાસ કર્યા વિના આપણે અહિંથી જવું જોઇએ નહિ. મુસલમાનો ન્યાયપરાયણ હોવાથી કદાચ તેઓ આપણને પકડશે નહિ. માટે આપણે તેમને અહિં આવવાનું કારણ પૂછવું જોઇએ."

વિકલિફની શિખામણ સઘળા પાદરીઓને પસંદ પડી. તેથી તેઓ દેવળના સિંહદ્વાર તરફ ગયા. આ સ્થળે ઈસ્લામી સેનાધ્યક્ષ અબ્દુર્રઉફ હાથમાં નાગી તલવાર પકડીને દેવળની વ્યપસ્થાપકને ક્રોધપુર્વક બોલાવી રહ્યા હતા.

વિકલિફ તેમની પાસે ગયો. અને સલામ કહીને કહ્યું "સરદાર! આપ અમારા દેવળને શા માટે ઘેરીને ઉભા છો?"

અબ્દુર્રઉફ—તમે લોકોએ યુલિસિઝ, ફલોરા, અને ફ્લોરેન્ડાને અહિં છુપાવેલા હોવાથીજ અમને અહિં આવવું પડયું છે. માટે વ્યવસ્થાપકને કહો કે તે ઉપર્યુક્ત પણે વ્યક્તિઓને અમારે સ્વાધીન કરી દે. જો તેમને અમારે સ્વાધીન કરવામાં આવશે તો તમને કાંઇ પણ હેરાન કર્યા વિના અમે અહિંથી ચાલ્યા જઇશું, પણ જો તમે તેમને છુપાવી રાખશો તો ના છુટકે તમને શિક્ષા કરવાની અમને ફરજ પડશે.

વિકલિફ—સરદાર મહાશય! આપે જે ત્રણ વ્યક્તિઓના નામ બતાવ્યા, તેમાંની એક પણ વ્યક્તિ અહિં નથી. અને ફ્લોરાને તો અમે ઓળખતા પણ નથી.

અબદુર્રઉફ—તમારૂં કથન અસત્ય છે. અમને પાકા પાયે સમાચાર મળ્યા છે કે તેઓ ત્રણે અહીંજ છે.

વિકલિફ—નહિ સાહેબ, તેઓ અહિં નથી.

અબદુર્રઉફ—જો તમારૂં કહેવું ખરૂં હોય તોપણ પુરતી શોધ ખોળ કર્યા વિના અમારી ખાત્રી થવાની નથી.

આ પ્રમાણે વાતચીત થઇ રહી છે. એટલામાં દેવળની વ્યવસ્થાપક વરજિનીઆ ધ્રુજતી કાંપતી અબદુર્રઉફ સામે આવીને ઉભી રહી. તેની કલ્પના એવી હતી કે ફ્લોરાએજ આ લોકોને અહિં મોકલ્યા હશે. તેથી તે પોતાની મેળે કાંઇપણ જવાબ આપવાને બદલે મૌન્ય ઉભી રહી. તેને આવી રીતે મૌન્ય ઉભેલી જોઇને અબદુર્રઉફે તેને ઉદ્દેશીને કહ્યું "કાંતો યુલિસિઝ, ફ્લોરા, અને ફ્લોરાન્ડાને અમારે સ્વાધીન કરો, કે કાંતો અમને અંદર આવીને તેમની શોધ કરવા દો."

વરજિનીઆ—સરદાર મહાશય! હું ફ્લોરાને તો ઓળખતી પણ પણ નથી. હા. યુલિસીઝ અને ફ્લોરેન્ડા અહિં આવ્યા હતા. પણ ગઇ રાત્રે તેઓ અહિંથી ચાલ્યા ગયા છે. કોણ જાણે તેઓ ક્યાં ગયા છે તે હું જાણતી નથી.

અબદુર્રઉફની સાથે ઝિઆદ અને હેલનનું પ્રેમી યુગલ પણ આવ્યું હતું. જો કે ઝિઆદે હેલનને સાથે લઇ આવવાની ઘણી આનાકાની કરી, પરંતુ તેણે કોઇપણ રીતે માન્યું નહિ. તેથી છેવટે ઝિઆ-

દને તેને સાથે લઇ આવવાની ફરજ પડી. આ સમયે તે ઇસ્લામી સેનાધ્યક્ષની પાછળ અશ્વારોહી થઇને ઉભી હતી. અને જ્યારે વરજિનીઆએ ફ્લોરા વિષે પોતાની અજ્ઞાનતા દર્શાવી, ત્યારે હેલન પોતાના અશ્વ સહિત આગળ ધસી આવી. અને ક્રોધપુર્વક વરજિનિઆને પ્રશ્ન કર્યો "જે યુવતી જુલિઆની સાથે અહિં આવી હતી, અને હાલમાં સાધ્વી થઇ છે, તેને શું તમે ઓળખતા નથી ?"

વરજિનીઆ—શું તમે સેન્ટ મેરી વિષે કહો છો ? હા ! તેને તો હું ઓળખું છું. પણ તેનું મુળ નામ ફ્લોરા છે, એ આજેજ મારા જાણવામાં આવ્યું. શું તે પહેલાં મુસલમાન હતી ?

અબ્દુર્રઉફ—હા ! તે કોરડોવાના એક ઇસ્લામી સદગૃહસ્થની દુહિતા છે.

વરજિનીઆ—અરે ! એતો તેજ યુવતી કે જેના ઉપર યુલિસિઝે અત્યા......

આ પ્રમાણે તે પોતાના અંતઃકરણનો ભેદ કહેવા જતી હતી, પણ એટલામાં કાંઈ વિચાર આવતાં તે વાક્ય અધુરૂં રાખીનેજ ચુપ થઇ ગઈ. તેને બોલતાં બોલતાં મૌન્ય થએલી જોઇને હેલને કહ્યું "શ્રીમતી ! કેમ મૌન્ય બની ગયા ? જે કહેવાનું હોય તે ખુલ્લેખુલ્લું કહી દો. કેમ હવે તો ફ્લોરાને ઓળખીને ? તો બતાવો કે તે ક્યાં છે ?" વરજિનીઆ હેલનના પ્રશ્નનો ઉત્તર આપવા જતી હતી, પણ એટલામાં ઇસ્લામી સેનાના સેનાધ્યક્ષ અબ્દુર્રઉફે આગળ વધીને કહ્યું "જુલીઆને સત્વર મારી આગળ હાજર કરો."

સેનાધ્યક્ષની આજ્ઞાનુસાર એક સાધ્વી દેવળમાં જઇને જુલીઆને તેડી લાવી. જુલીઆ ગભરાઇને બ્હાર આવી. તે જેવી આવીને ઉભી રહી

કે તરતજ અબદુર્રઉફે તેને પ્રશ્ન પૂછયો "બોલ ફ્લોરા ક્યાં છે?" આ પ્રશ્નથી ગભરાઇને જુલિઆ વરજિનીઆ સામે જોવા લાગી. આ પ્રમાણે તેના તરફથી કાંઇપણ જવાબ નહિ મળવાથી અબદુર્રઉફે ક્રોધે ભરાઇને તેને કારાગ્રહમાં લઇ જવાની પોતાના એક સૈનિકને આજ્ઞા કરી. સૈનિકો તેને પકડવાનું કરતાજ હતા કે તરતજ વરજિ-નીઆએ સરદારને વિનંતી કરતાં કહ્યું "શા માટે બાપડી નિર્દોષ જુલીઆને કેદ કરો છો. હું ખરૂં કહું છું કે સેન્ટમેરી ગઈ રાત્રેજ અહિંથી નાશી ગઇ."

વરજિનીઆ તરફથી આવા ઉડાઉ જવાબ મળવાથી અબદુ-ર્રઉફને ઘણો ક્રોધ ચઢયો. તેથી તેમણે સિંહના જેવી ગર્જના કરીને કહ્યું "ઠીક! હું મારી જાતે દેવળમાં તેમની શોધખોળ કરૂં છું?"

સેનાધ્યક્ષે ઉપરોક્ત વાકય પુરૂં કર્યું કે તરતજ હેલને આગળ ધસી આવીને પ્રશ્ન કર્યો "જુલીઆ! સત્વર બતાવ કે ફ્લોરા ક્યાં છે? નહિ તો તારા પ્રાણ જવાનો સંભવ છે."

હેલનના મુખે આવા ઉદગારો સાંભળીને જૂલીઆને ઘણી નવાઇ લાગી. અને તે વિચારમાં પડી ગઇ. આવી સ્થિતિમાં તે કેટલીકવાર સુધી હેલનના પ્રશ્નનો પ્રતીઉત્તર આપી શકી નહિ. તેથી હેલને ફરી ક્રોધ કરીને કહ્યું "જુલીઆ! હવે વાત ઉડાવવાનો પ્રયત્ન શા માટે કરે છે? હું અહિંનો સઘળો ભેદ જાણી ચુકી છું. ફ્લોરાને આપત્તિમાં લાવનાર પણ તુંજ છે. જો તેં દેવળના સઘળા ભેદભરમો તેને પહે-લાંથી કહ્યા હોત તો તે અહિં કદી પણ આવત નહિ. અને હું પણ તેને આવવા દેત નહિ. તું ફ્લોરા વિષે કાંઇપણ જાણતી ન હોય એ

માનવા જોગ નથી. માટે જો જીવવાની ઇચ્છા હોય તો ફ્લોરાને લાવી આપ."

હેલનના ક્રોધ નિપુણ ઉદ્દગારોએ જુલીઆના અંતઃકરણ ઉપર સખ્ત આઘાત કર્યો. અને તેથી તે આશ્ચર્યચકિત મુદ્રાએ રાજકુમારી સામે જોવા લાગી. તેને ક્રોધતો ઘણોએ ચઢયો, પણ શું કરે? હેલનને શિક્ષા કરવાનું કામ તેની શક્તિની બ્હાર હતું. તેથી પોતાનો ક્રોધ મનમાંજ સમાવીને કેટલીવાર પછી તેણે જવાબ આપ્યો. હું "ફ્લોરાને ઓળખું છું. પણ તેતો ગઈ રાત્રેજ અહિંથી નાશી ગઇ."

ઝિઆદ અત્યાર સુધીતો સઘળી વાતચીત શાંતિથી સાંભળી રહ્યો હતો. પણ જુલીઆનો પ્રતીઉત્તર સાંભળ્યા પછી તે મૌન્ય રહી શકયો નહિ. તેથી ક્રોધપુર્વક આગળ વધીને તેણે કહ્યું. "પણ એટલું તો બતાવ કે ફ્લોરા અહિંથી પવિત્રતા સાથે ગઇ છે કે ભ્રષ્ટ થઇને?"

જુલીઆએ આ પ્રશ્નનો પણ કાંઈ જવાબ આપ્યો નહિ. સેન્ટ વરજિનીઆ અને જુલીઆને પ્રશ્નો ઉડાવતાં જોઇને ઇસ્લામી સેનાધ્યક્ષને ઘણો ક્રોધ ચઢયો, અને તેની સાથે કાંઇક સંદેહ પણ ઉત્પન્ન થયો. તેથી પોતાની જાતે તપાસ કરવાની ઇચ્છાથી તે હેલન અને ઝિઆદને સાથ લઇને દેવળમાં ગયા. અને તેના સઘળા વિભાગો બારીકીથી તપાસ્યા. પણ ફ્લોરા ફ્લોરેન્ડા કે યુલિસીઝની કાંઇ ભાળ લાગી નહિ. તેથી તે નિરાશ થઇને બ્હાર આવ્યા. બ્હાર આવતાંજ તેણે વરજિનીઆને કહ્યું. "ઓ દુષ્ટ! મને સત્વર કહે કે એવી તે શી વાત હતી કે જે તું કહેતાં કહેતાં મૌન્ય થઈ ગઈ?"

વરજિનીઆ—તે વાત તો હું ભુલી ગઈ.

આ ઉત્તર સાંભળીને અબદુર્રઉફને ઘણો ક્રોધ ચઢયો. અને તે સમજી ગયા કેં વરજિનીઆ વાત ઉડાવવાનો પ્રયત્ન કરે છે. તેથી એક પણ વધુ પ્રશ્ન નહી પૂછતાં તે ચુપ થઇ ગયા. પણ ફ્લોરાની ભાળ નહિ લાગવાથી ઝિઆદને તો એટલો ક્રોધ ચઢયો કે તેનાથી શાંત રહેવાયું નહિ. તેથી તેણે મોટા સાદે વરજિનીઆને કહ્યું, વારૂ! પણ એતો બતાવ કે ફ્લોરા, ફ્લોરેન્ડા અને યુલિસિઝ ક્યાં છે?"

વરજિનીઆ—તે વિષે હું કાંઇ પણ જાણતી નથી.

ઝિઆદ—પરંતુ એટલું તો કદાચ જાણતીજ હશે કે તેઓ આ શાહેરમાં છે કે પ્રદેશમાં નાશી ગયા છે?

વરજિનીઆ—તે પણ જાણતી નથી.

અબદુર્રઉફ સમજી ગયા કે વરજિનીઆ સઘળી વાત જાણે છે. પણ તે તેને કહેવા ઇચ્છતી નથી. તેથી તેણે વરજિનીઆ અને જુલીઆને સાથે લઇને છાવણીનો માર્ગ લીધો.



# પરિશિષ્ટ ૯ મું.

## આશામાં નિરાશા.

યુલિસિઝ, ફ્લોરા અને ફ્લોરેન્ડાની તલૈતલાના ખ્રિસ્તી દેવળમાં બારીક શોધ કર્યા પછી તેમની ભાળ નહિ લાગ્યાથી અબ્દુર્રઉફ, ઝિઆદ, અને હેલન રાજદુર્ગમાં પાછા ફર્યા. અહિં આવ્યા પછી અપરાધીઓને શોધી કાઢવાની તેઓ વ્યંજના કરવા લાગ્યા. છેવટે તેમની ખાત્રી થઈ કે ફ્લોરા અને યુલિસિઝ તલૈતલામાં નથી. આવા આવા પરિશ્રમો ઉઠાવ્યા પછી પણ જ્યારે અપરાધીઓની ભાળ ન લાગી ત્યારે ઝિઆદના શોક સંતાપનો પાર રહ્યો નહિ. જ્યારે તે અબ્દુર્રઉફના સહકાર્યમાં સૈન્ય લઇને નિકળ્યો, ત્યારે તેને એવી આશા હતી કે અપરાધીઓ સત્વર પકડાઇ જશે. પણ તેની ઉક્ત ધારણા ખોટી પડવાથી તેને ઘણો સંતાપ થયો. પોતાની મહેનત નિષ્ફળ ગએલી જોઇને તેના ક્રોધનો પાર રહ્યો નહિ. અને તેના શરીરમાં ક્રોધ મિશ્રિત રક્ત વહન કરવા લાગ્યું. જ્યાં સુધી તેણે જાતે દેવળમાં પ્રવેશ કરીને અપરાધીઓની શોધ કરી ન હતી, ત્યાં સુધી તેને એવી આશા હતી કે અંદર તપાસ કરવાથી કદાચ અપરાધીઓ પકડાઈ જશે. પરંતુ જ્યારે દેવળની અંદર તપાસ કર્યા પછી પણ અપરાધીઓની કાંઇ ભાળ લાગી નહિ, ત્યારે તેના સઘળાં મનોરથ પડી ભાગ્યાં. અને પરિણામે તેને પોતાનું જીવન અકારૂં લાગવા માંડયું. તેથી તે દિલગીર રહેવા લાગ્યો. તેની આવી સ્થિતિ જોઇને તેને આશ્વાસન આપતાં હેલને કહ્યું. “પ્રાણેશ! તમે આવી નજીવી બાબતમાં શામાટે નિરાશ

થઇ જાઓ છો ? હજી સુધી નિરાશ થવાનું કાંઇ પણ કારણ નથી. શોધ કર્યાથી હજીપણ અપરાધીઓ પકડાઇ જવાનો સંભવ છે. આપણા સેનાધ્યક્ષ જુલીઆ, અને વરજિનીઆને અહિં પકડી લાવ્યા છે. મને ખાત્રી છે કે તેઓ અપરાધીઓ વિષે બરાબર જાણતા હશે. તેથી તેમને લગાર ધમકી આપવાથી કદાચ તેઓ અપરાધીઓની ભાળ બતાવી દેશે. માટે આપ નિરાશ ન થાઓ ! ફ્લોરાને મળવાની મને તો હજી પણ કાંઇક આશા છે."

ઝિઆદ—પ્રિયે ! ફ્લોરાને મળવાની તમને આશા હોય તો તે તમે જાણો. પરંતુ મને તો તે સર્વાંશે અશક્ય અને અસંભવીત લાગેછે.

અબ્દુર્રઉફ—હા ! મને પણ કાંઇક આશા છે. ઘણા ભાગે ખ્રિસ્તીઓને આપણા આગમનની પહેલાંથી ખબર મળી ગઈ છે. તેથી કાંતો તે હેતુ, અથવા કોઇ બીજા હેતુથી તેમણે અપરાધીઓને અહિંથી નસાડી મૂકયા છે. જો મારી શિખામણ માનતા હો તો આપણે અત્રેના સઘળા ખ્રિસ્તી ધર્માધ્યક્ષો, અને સામાન્ય ખ્રિસ્તીઓના ઘરોની ઝડતી લેવી જોઇએ. આ ઉપાય કરવાથી કદાચ અપરાધીઓની ભાળ લાગશે ખરી. વળી જુલીઆ અને વરજિનીઆ આપણા હાથમાં કેદ છે. તેથી તેમને ધમકી આપવાથી કદાચ તેઓ પણ અપરાધીઓની ભાળ આપશે એવો સંભવ છે.

હેલન—મહાશય ! આ યુક્તિ સારી છે. પણ તેને સત્વર અમલમાં મૂકવાની અગત્ય છે. આપ કૃપા કરીને આપણા સેનાનીયોને અત્રેની ખ્રિસ્તી પ્રજાના ઘરોની ઝડતી લેવાની આજ્ઞા આપો. અને જુલીઆને કાલે મારી પાસે મોકલજો. એટલે તેને આમતેમ સમજાવીને અપરાધીઓની ભાળ મેળવવાનો પ્રયત્ન કરીશ. પરંતુ આ યુક્તિ સફળ થશે કે કેમ એ શંકા

સ્પદ છે. કેમકે જુલીઆને મેં પ્રથમ ઘણો ઠપકો આપેલો હોવાથી તે મારાથી ભડકી ગઇ છે. તેથી મને પોતાનો ભેદ જણાવશે કે કેમ એ સંદેહયુક્ત છે. ઠીક ! જે થવાનું હતું તે થઇ ગયું. હવે તેને માટે શોક કરવો મિથ્યા છે. હમણાતો ઘેર જાઉં છું. પણ એક કલાક પછી જુલીઆને મારી પાસે મોકલજો. એટલે હું તેને સમજાવીને અપરાધી-ઓની ભાળ લેવાનો પ્રયત્ન કરીશ. પ્રાણેશ ! આપ પણ બે ઘટિકા પછી મને મારે ઘેર આવી મળજો.

ઝિઆદ અને હેલન ઉપરોક્ત બનાવ બન્યો તેના એક દિવસ પહેલાં રાતના સમયે તલૈતલા નગરમાં આવી પહોંચ્યા હતા. અને તેજ સમયે દેવળને ઘેરી લેવાની ઝિઆદની ઇચ્છા હતી. પણ ઘોર રાત્રીના સમયે ઇસ્લામી સેનાનીયો ઘેરાને લગતી સઘળી વ્યવસ્થા કરવાને અશક્ત હોવાથી તેમના સેનાધ્યક્ષે ઉક્ત કાર્ય પ્રભાત ઉપર મુલતવી રાખ્યું. અને ઝિઆદને પોતાનો દુરાગ્રહ મૂકી દેવા માટે સમજાવ્યો. શિખામણની સારી અસર થઇ. તેથી તેણે પણ દેવળ ઉપર રાત્રે જ આક્રમણ કરવાનો વિચાર માંડી વાળ્યો. અને રાત્રે સુતી વેળાએ પોતે ત્યાં કેવી રીતે આવવા પામ્યો હતો તેને લગતી સઘળી હકીકત અથ થી ઇતિ પર્યંત સેનાધ્યક્ષને કહી સંભળાવી. તદુપરાંત હેલન પોતાને કેવી રીતે પ્રાપ્ત થઇ હતી, તેને લગતી સંપુર્ણ બીના પણ તેમને નિવે-દન કરી. એટલે સેનાધ્યક્ષ હેલનને જોઇને ઘણા પ્રસન્ન થયા. અને તેના સમાગમથી પોતાને ઉપજેલી ખુશાલી વ્યક્ત કરતાં તેમણે કહ્યું. “હેલન ! અત્યારે તમને આ સ્થળે જોઇને મને ઘણો આનંદ થાય છે. ખરેખર તમારા સમાગમમાં મને અત્યાનંદ થયો છે. આજનો દહાડો મારે માટે ઘણો ભાગ્યશાળી છે કે તમારા જેવી એક સુશિક્ષિત રાજકુમારી સાથે પરિચય થયો. તેમજ ઝિઆદના પણ ધન્યભાગ્ય કે તેને

તમારા જેવી નિર્મળ પ્રેમવાળી અને સૌંદર્યસંપન્ન રાજકુમારી પ્રાપ્ત થઇ." આ પ્રમાણે સેનાધ્યક્ષને પોતાના વખાણ કરતા જોઇને હેલને તેમનો આભાર માન્યો.

આ પ્રમાણે વાર્તાલાપ થયા પછી ઇસ્લામી સેનાપતિ અબ્દુર્ રઉફે એક સૈનિકને પોતાની સમક્ષ બોલાવીને તલૈતલાનું રાજ પારાષદ હેલન માટે ખાલી કરાવી આપવાની આજ્ઞા કરી. આજ્ઞાનો સત્વર અમલ કરવામાં આવ્યો. એટલે હેલન તેજ વખતે ઉક્ત પારાષદમાં રહેવા માટે ગઈ.

તેના ગયા પછી સેનાધ્યક્ષે જુલીઆને તેની પાસે મોકલી આપી. ત્યારપછી કેટલાક સરદારોને પોતાની રૂબરૂ બોલાવીને તલૈતલા નગરમાં વસ્તા સામાન્ય ખ્રિસ્તીઓ, અને પાદરીઓના ઘરોની ઝડતી લેવાનો તેમને હુકમ આપ્યો. માત્ર હુકમ આપીનેજ બેસી રહ્યા નહિ, પરંતુ અપરાધીઓને પકડી લાવનારને યોગ્ય પારિતોષક આપવાનું વચન આપ્યું. આ કાર્યથી પરવાર્યા પછી તેમણે ઝિઆદ તરફ ફરીને કહ્યું, "ઝિઆદ ! તમે ઘણા ભાગ્યશાળી છો. અને તેવા શ્રેષ્ટત્તમ ભાગ્યના બળથી ફ્લોરાના ગુમ થયા પછી હેલન જેવી પતિવ્રતા, સદ્ગુણશાળી અને નિર્મળ ચારિત્ર્યવાળી રાજદુહિતા પ્રાપ્ત કરવાને શક્તિમાન થયા છો, એ માટે હું તમને અંતઃકરણપુર્વક અભિનંદન આપું છું.

ઝિઆદ—મહાશય ! ખરેખર ! મને હેલન જેવું એક ઉત્તમ સ્ત્રી રત્ન પ્રાપ્ત થયું છે, એ મારા ભાગ્યનાજ પ્રતાપ. તેના પરિચયથી મને ઘણો આનંદ થયો છે. એટલુંજ નહિ પણ તેના જેવી એક શાળવ્રતધારી યુવતી અનાયાસે મળી જવાથી હું પણ મને ઘણો ભાગ્યશાળી ગણું છું. પરંતુ જ્યાં સુધી હું અપરાધીઓને ઉચિત શિક્ષા

કરીશ નહિ ત્યાં સુધી સઘળું એશઆરામ વ્યર્થ છે. એટલુંજ નહિ, પણ ત્યાં સુધીતો મને હેલનના સમાગમમાં પણ આનંદ પ્રાપ્ત થશે નહિ.

સેનાધ્યક્ષ—ઝિઆદ! તે વાતની કાંઇ ચિંતા કરશો નહિ. હું તેની ગોઠવણમાંજ છું. તમારા દેખતાંજ મેં આપણા સૈનિકોને ખ્રિસ્તીઓના ઘરોની ઝડતી લેવા સારૂ મોકલ્યા છે. અને બીજી તરફ હેલન પણ જુલિઆ દ્વારા અપરાધીઓને શોધી કાઢવાનો પ્રયત્ન કરેછે. જગતકર્તાની ઇચ્છા હશે તો ઘણા થોડા સમયમાંજ તેઓ સઘળા પકડાઈ જશે. આ કાર્ય તો જ્યારે થવાનું હશે ત્યારે થશે, પણ પહેલાં એતો કહો કે હવે હેલનનો શો વિચાર છે? શું તે સ્વદેશમાં જવા ઇચ્છે છે કે તમારી સાથે આવવા ઈચ્છે છે?

ઝિઆદ—મહાશય! જો સ્વદેશમાંજ જવાની તેની ઈચ્છા હોત તો તે મારી સાથે અહિં આવતજ શા માટે? ખરૂં પૂછો તો તેને મારા ઉપર અગાઢ પ્રેમ છે. અને મને પણ તેના પરત્વે તેટલો જ પ્રેમ છે. તેથી કોઇ પણ કાળે એક બીજાથી છુટા પડવાની અ-મારી ઇચ્છા નથી.

સેનાધ્યક્ષ—જો એમજ હોય તો સાફ સાફ કહી દોને કે તેની સાથે લગ્ન કરવાની તમારી ઇચ્છા છે. પણ એટલું તો હું કહીશ કે લગ્ન કર્યા પછી તમારે તેને પડદામાં રાખવી પડશે.

ઝિઆદ—નહિ. હેલન સાથે હું તેવી વર્તણુંક ચલાવવા ઇચ્છતો નથી. કેમકે તે પહેલાંથી અર્થાત બાળવયથીજ બ્હાર હરવા ફરવાને ટેવાયલી છે. તેથી લગ્ન કર્યાં પછી હું તેને પડદામાં રાખવાનો પ્રયત્ન કરૂં તો તેના ઉપર એક પ્રકારનો અત્યાચારજ કરેલો ગણાય. તદુપ-રાંત અમારા લગ્ન પછી તેની ઇચ્છાનુસાર વર્તવા દેવાનું મેં તેને

વચન આપેલું છે. વળી તે ખ્રિસ્તીધર્મની અનુયાયી હોવાથી પડદાની રૂઢી તેને વર્જ્ય છે. આ કારણથી હું તેને પડદામાં રહેવાની ફરજ પાડી શકતો નથી.

સેનાધ્યક્ષ—શું તે હજી પણ ખ્રિસ્તી ધર્મ પાળે છે? હું તો એમ ધારતો હતો કે તે ઇસ્લામનો અંગીકાર કરી ચુકી છે.

ઝિઆદ—નહિ! તેમ નથી. અર્થાત તેણે અત્યાર સુધી ઇસ્લામનો અંગીકાર કર્યો નથી.

સેનાધ્યક્ષ—તો શું તમે એક ખ્રિસ્તી ધર્મ પાળનારી યુવતી સાથે લગન કરશો? જો તેવીજ તમારી ઇચ્છા હોય તો આવા અયોગ્ય કૃત્યનું પરિણામ કેવું આવશે તેનો પહેલાંથી વિચાર કરી લેજો.

ઝિઆદ—નહિ. હેલન બીજી સ્ત્રીઓ જેવી નીચ સ્વભાવની નથી. તે ઘણી પવિત્ર અને ઉત્તમ ચારિત્રયવાળી યુવતી છે. તેથી તેના તરફથી બીક રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. જો કે તે ખ્રિસ્તી ધર્મની અનુયાયી છે, તોપણ અંદરખાનેથી તે ઇસ્લામ પરત્વે આકર્ષાયલી છે. એટલુંજ નહિ પણ તેને ખ્રિસ્તી ધર્માધ્યક્ષો અને સાધ્વીઓ પરત્વે સારો ભાવ નથી.

સેનાધ્યક્ષ—જો તમારૂં કથન સત્ય હોય તો તેને મુસલમાન બનાવી લેવાનું કામ કાંઇ કઠણ નથી. માત્ર પ્રયત્ન કરો એટલીજવાર.

ઝિઆદ—ખચિત! તે કામ ઘણું સહેલું છે. પણ આ વિષયમાં હું તેને મારી જાતે કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી.

સેનાધ્યક્ષ—ઝિઆદ! પ્રેમમાં લુબ્ધ બનીને આવા ઘેલા ન બની જાઓ. શું તમને પોતાના ધર્મ કરતાં એક યુવતી વધારે વ્હાલી છે? જો તેમ ન હોય તો પોતાના કર્તવ્ય વિષે વિચાર કરો. અને ખરૂં

પૂછો તો ઉક્ત કાર્ય કાંઇ અત્યાચાર જેવું નથી, પણ ઉલટું તેના ઉપર ઉપકાર કરવા જેવું છે.

ઝિઆદ—આ પ્રકારના કર્તવ્યો મારે માટે યોજાએલા નથી. ફરી પણ કહું છું કે આ બાબતમાં હું હેલનને કાંઈ પણ કહી શકીશ નહિ. અને આશા રાખું છું કે તે થોડા દિવસ પછી પોતાની મેળે મુસલમાન બની જશે.

સેનાધ્યક્ષ—ગમે તેમ હોય, પરંતુ તેને માટે તમારે પ્રયત્ન તો અવસ્ય કરવો જોઇએ.

ઝિઆદ—ઠીક! ભવિષ્યમાં જોઇ લેવાશે. પણ પહેલાં તો હું જે લોકોની શોધમાં ઘરબારનો ત્યાગ કરીને રાત દિવસ વન વગડામાં ભટકું છું, તેમને પકડવાનો પ્રયત્ન કરો. અને તે પછી બીજી વાત.

સેનાધ્યક્ષ—તે કાર્યની ગોઠવણુ તો થઇજ રહી છે. મારે જે કરવું જોઇએ તે મેં તમારા દેખતાંજ કર્યું છે. પરંતુ હેલનને ઇસ્લામી ધર્મમાં લાવવાનું કામ પણ અગત્યનું છે. જો તે તમારાથી ન બનતું હોય તો મને તેમ કરવાની રજા આપો. એટલે બીજી મુલાકાત વખતે હું તેને ઇસ્લામી ધર્મનો ઉપદેશ આપીશ.

ઝિઆદ—મહાશય ! જેવી તમારી ઇચ્છા. પણ હું તે કામમાં માથું મારવા ઇચ્છિતો નથી.

ઝિઆદ અને સેનાધ્યક્ષ આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા છે, તે દરમ્યાન જ્યુલીઆ રાજ પારાપદમાં હેલન પાસે પહોંચી ચુકી છે. મહેલમાં પ્રવેશ કરતાંજ હેલને ઉભા થઇને તેને સન્માન આપતાં કહ્યું. “કેમ જ્યુલીઆ ! આનંદમાં તો છેને ?”

જ્યુલીઆ—હા ! રાજકુમારી ! હું પરમ કૃપાળુ પરમાત્માની

પરમ કૃપાથી સારી પેઠે છું. પણ તમને આ સ્થળે જોઇને મને ઘણી દિલગીરી થાય છે.

હેલન—જુલીઆ! તમને દિલગીરી કઇ વાતની થાય છે? તમે નથી જાણુતા કે મને ફ્લોરા ઉપર કેવો પ્રેમ હતો? જો તમને સ્મરણુ હોય તો જ્યારે તે મારાથી છુટી પડીને તમારી સાથે આવી ત્યારે મને કેટલો શોક થયો હતો? અને હું કેટલું રડી હતી? અને જો ખરૂં પૂછો તો મને તેના વિના એક ક્ષણુ પણ ગમતું નથી. ફ્લોરાના વિયોગમાં હું ઘણી બેચેન રહેતી હતી. આવી સ્થિતિ ઘણી અસહ્ય હોવાથી છેવટે કંટાળીને હું મારી જાતે તેની શોધમાં અહિં આવીછું.

જુલીઆ—ઠીક! હું એ વાત જાણુતી ન હતી કે તમે ફ્લોરાને એટલી હદ સુધી ચાહો છો. અને તેના કારણુથી માતપિતા, ઘરબાર, આપ્તજનો અને છેવટે ધર્મનો પણ ત્યાગ કરશો એવું મારી કલ્પનામાં પણ ન હતું. પણ વારૂ! રાજકુમારી તમે ઇસ્લામ ધર્મનો અંગીકાર કર્યો છે કે શું?

હેલન—જુલીઆ! તમને કોણે કહ્યું કે મેં ઇસ્લામનો અંગીકાર કર્યો છે. નહિ તે વાત સર્વાંશે અસત્ય છે. હજી પણ હું એક ચુસ્ત ખ્રિસ્તી છું.

જુલીઆ—હેલન! જો તમે ખ્રિસ્તીજ હો તો ઘણી શરમની વાત છે કે એક ઇસ્લામી અબળાને માટે મુસલમાનો સાથે મળી ગયા અને આપણા ધર્મનું અપમાન કરાવ્યું. એટલુંજ નહિ પણ તેમને અહિં લાવીને દેવળને ભ્રષ્ટ કરાવ્યું. ન્યાયના દિવસે પ્રભુ ઇસુ ખ્રિસ્તને શો ઉત્તર આપશો? અને તમારા પિતાશ્રી પાસે કેવી રીતે જશો?

જુલીઆની આવી વાતો સાંભળીને હેલનને ક્ષણે ક્ષણે ક્રોધ

ચઢતો હતો, પરંતુ તેની પાસેથી ફોસલાવી પટાવીને કામ લેવાનું હોવાથી, ગમે તેટલો ગુસ્સો આવ્યા છતાં પણ મન ઉપર કાબુ રાખીને તે શાંત રહેતી હતી. અને તે કારણથીજ તે અત્યાર સુધી મૌન્ય રહી હતી. છેવટે જુલીઆને જે કહેવાનું હતું તે પુરૂં થતાં તેણે તેને પ્રતીઉત્તર આપતાં કહ્યું. "જુલીઆ! જો તમને મારા આ કૃત્યથી માઠું લાગ્યું હોય તો કૃપા કરીને મને ક્ષમા કરો. અને ફ્લોરાની ભાળ આપો. માત્ર તેના સિવાય મને બીજા કોઇની પણ દરકાર નથી. હું ધારૂં છું કે આ વાત મને કહેવામાં તમને કાંઈ પણ વાંધો નહિ હોય. યુલિસીઝ અને ફ્લોરેન્ડાની ભાળ નહિ આપો તો મને તેમની કાંઇ દરકાર નથી. હું માત્ર એટલુંજ ઇચ્છું છું કે ફ્લોરાની ભાળ મળી જાય. જો તમે મને તેની ભાળ આપશો તો મારા ઉપર મહદ્ ઉપકાર થશે."

જુલીઆ—રાજકુમારી! મને તમારો યત્કિંચિત માત્ર પણ વિશ્વાસ નથી. અને જો હોય તો પણ હું તમને કાંઇ પણ ભેદ કહેવા ઇચ્છતી નથી. ફ્લોરા તો અહિંથી ગઇ રાત્રેજ નાશી ગઈ છે. અને તે ક્યાં ગઇ છે. તે વિષે અમારામાંનું કોઇ કાંઇ પણ જાણતું નથી.

હેલન—શું તે નાશી ગઇછે? પરંતુ નાશી જવાનું કાંઇ કારણ? તે પોતાની સ્વેચ્છાથીજ સાધ્વી બની ગઇ હતી. કોઇએ તેને બળાત્કારે તેમ કરવાની ફરજ પાડી ન હતી. તો પછી નાશી જવાનું શું પ્રયોજન હતું? વળી તમારા દેવળમાંથી કોઇપણ વ્યક્તિ નાશી જઈ શકે એ મને તો સંભવીત લાગતું નથી.

જુલીઆ—તે કેવી રીતે, અને શા કારણથી નાશી ગઇ, તે વિષે હું કાંઈ પણ જાણતી નથી, પણ એટલું તો ચોકસ છે કે તે ગઇ રાત્રેજ અહિંથી નાશી ગઇ છે.

હેલન—મને ભય છે કે કદાચ તેણે આત્મઘાત કર્યો ન હોય? જુલીઆ! કૃપા કરીને બતાવ કે તે જીવતી છે કે મરી ગઇ છે? કેમકે ફ્લોરાની ભાળ આપવામાંજ તમારૂં શ્રેયછે. એટલુંજ નહિ પણ તેની વાત ગુપ્ત રાખવામાં પ્રાણ જવાનો સંભવ છે. તેથી જો તમે તેની ભાળ નહિ આપો તો યાદ રાખજો કે મુસલમાનો તમને મારીજ નાખશે.

જુલીઆ—હેલન! મને મરવાનો યત્કિંચિત માત્ર પણ ભય નથી. તેમજ તમારી ધમકીઓથી પણ હું ડરતી નથી. માટે તમારે જે કરવું હોય તે ખુશીથી કરો. મેં પહેલાંથી જ કહ્યું છે કે હું ફ્લોરા વિષે કાંઇ પણ જાણતી નથી. અને જાણતી હોઉં તો પણ હવે તમને તે વિષે કાંઇ પણ કહેવા ઇચ્છતી નથી. પણ એટલુંતો અવશ્ય યાદ રાખજો કે જો તમે મને દેહાંતની શિક્ષા કરાવશો તો તમારા પિતા ફ્રાંસિસ તમને પણ જીવતા રહેવા દેશે નહિ. મુસલમાનો તમને ગમે ત્યાં છુપાવશે તો પણ તે તમને શોધી કાઢશે. અને તમારો શિરો-ચ્છેદ કરીને મારા આત્માને શાંત કરશે.

જ્યારે હેલને જોયું કે જુલીઆને ગમે તેટલું સમજાવ્યા છતાં તે ફ્લોરાની ભાળ આપતી નથી. પણ ઉલટું ક્રોધ કરીને ન કહેવા જેવા શબ્દો સંભળાવે છે, ત્યારે તેના ક્રોધનો પણ પાર રહ્યો નહિ. તેના સુંદિર મુખ ઉપર લાલી છવાઇ ગઇ. અને ક્રોધ મિશ્રિત રક્ત તેના શરીરમાં તિવ્ર વેગથી વહન કરવા લાગ્યું. અને તે ક્રોધનો વેગ કોઇ પણ રીતે રોકી શકી નહિ. તેથી તેણે ક્રોધાવેશમાં આવી જઇને, જુલીઆ તરફ ક્રોધપુર્ણ દૃષ્ટિપાત કરીને કહ્યું. "યુલિસિઝ! મારૂં શું કરી લેશે? અને તું પણ શું કરી લઇશ? તેમજ પિતાશ્રીનો પણ મને ડર નથી. પહેલાં તો તેમને મારો પત્તો લાગશેજ નહિ. જ્યારે

હું શાંતિથી વાત કરૂં છું, ત્યારે તું મર્યાદાનું ઉલ્લંઘન કરી જાય છે. શું તને તારા અપવિત્ર અને ભ્રષ્ટ જીવનની પણ શરમ નથી આવતી? દેવળમાં કેવા કેવા બનાવો બને છે તે હું સારી પેઠે જાણું છું. તેમજ તારા જેવી સાધ્વીઓ કેવું અપવિત્ર જીવન ગાળે છે તેનું પણ મને જ્ઞાન છે. તું પોતે પણ અપવિત્ર અને ભ્રષ્ટ થએલી છે. શું તું જાણતી ન હતી કે દેવળમાં કેવા કેવા બનાવો બને છે? અને જો જાણતી હતી તો બિચારી ભોળી ફ્લોરાથી તે વાત કેમ ગુપ્ત રાખી? અને તેની સાથે દગો કરીને તેને શા માટે અહિં તેડી લાવી? શું તેને પણ તારા જેવીજ અપવિત્ર બનાવવાની તારી ઇચ્છા હતી? ઓ દુષ્ટ! શું તને તારા આવા ભ્રષ્ટ જીવન ઉપર અભિમાન છે? મને આ વાતની પહેલાં ખબર ન પડી. જો મને તે સમયેજ ખબર પડી હોત તો ફ્લોરાને તારી સાથે કદી પણ આવવા દેત નહિ."

હેલનની આવી ક્રોધપુર્ણ અને મુદ્દા પુરાસર વાતો સાંભળીને જુલિયા કેટલીકવાર સુધીતો સદંતર મૌન્યજ રહી. એટલુંજ નહિ પણ તેનું મુખ વીલું પડી ગયું. અને તેના ઉપર શ્યામતા છવાઇ ગઇ. તેનો દેહ અને ઓષ્ટ કંપતા હતા. કેટલીકવાર સુધી આવી સ્થિતિ અનુભવ્યા પછી તેણે પોતાની પુર્વવત્ સ્થિતિ ઉપર આવીને કહ્યું, હેલન! તમારી વાતો ઉપરથી તો સ્પષ્ટ જણાયછે કે તમે ઇસ્લામનો અંગીકાર કર્યો છે. જો તેમજ હોય તો શા માટે ખરેખરૂં કરી દેતા નથી? કોઇ પણ ખ્રિસ્તી પોતાના ધર્માધ્યક્ષોનું આવું હડહડતું અપમાન કરે નહિ. તદનુસાર જો તમે પણ ખ્રિસ્તિ ધર્મનાજ અનુયાયી હોત તો આ સમયે મારૂં આવું અપમાન કરત નહિ."

હેલન—હા! હું મુસલમાન થઇ ગઇ છું. પણ તેમાં તારે શું? આ પૃથ્વીના પટ ઉપર એવો એક પણ સંપ્રદાય ભાગ્યેજ હશે કે જેમાં

તારા જેવી ભ્રષ્ટ સેવિકાઓ અને તારા યુલિસિઝ જેવા વિષયી ધર્માધ્યક્ષો હશે!

આ પ્રમાણે કહીને તેણે બ્હાર પહેરો ભરનારા પ્રહરીને બોલાવ્યો. અને જુલીઆને ત્યાંથી લઇ જવાની તેને આજ્ઞા કરી. તદનુસાર પ્રહરી તેને ત્યાંથી લઇ ગયો.

જુલીઆના ગયા પછી હેલન કેટલીકવાર સુધી મૌન્ય બેસી રહી. છેવટે તેણે લાંબા સમય સુધી વિચાર કરીને મનમાંજ કહ્યું. "હવે ફ્લોરાની ભાળ લાગવાનું કામ ઘણું કઠિન છે. ફ્લોરેન્ડાના કથનાનુસાર કદાચ તેને દેવળમાંજ મારી નાખવામાં આવી હશે. અને કદાચ તે કારણથીજ તેઓ આ વાત છુપાવતા હશે. જોકે તેઓ તેના પલાયન થવાનું કહે છે, પણ તે વાત મને તો સંભવીત લાગતી નથી. ફ્લોરા તેવી હિમ્મત ભાગ્યેજ કરી શકે. આવો વિચાર કરીને તે એવી તો નિરાશ થઇ ગઇ કે તેને ફ્લોરાને ભેટવાની યત્કિંચિત માત્ર પણ આશા રહી નહિ. મનમાં નિરાશાનો સંચાર થતાંજ તેના નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે આ પ્રમાણે રૂદન કરી રહી છે, એટલામાં ઝિઆદ ત્યાં આવી પહોંચ્યો. અને પોતાની પ્રિયતમાને કલ્પાંત કરતી જોઇને તેનું હૈયું ભરાઈ આવ્યું. તેથી તેને આશ્વાસન આપવા માટે તે તેની પાસે બેસી ગયો. અને પોતાના વસ્ત્રવડે તેના અશ્રુઓ લોહન કરતાં તેણે પોતાની પ્રિયત્તમાને કહ્યું. "પ્રિયે! તું શા માટે કલ્પાંત કરે છે?"

હેલન—પ્રાણેશ! તેનું કાંઇ પણ કારણ નથી. માત્ર બેઠા બેઠા ફ્લોરાનું સ્મરણ થઇ આવ્યું, એટલે નેત્રોમાંથી અશ્રુની વૃષ્ટિ વરસવા લાગી. તે સિવાય બીજું કાંઇ પણ નથી.

ઝિઆદ—પ્રિયે! માતપિતાનું કે આપ્તજનોનું તો સ્મરણ થયું નથીને?

હેલન—નહિ પ્રાણેશ! તેમ નથી.

ઝિઆદ—તો પછી રડવાનું કારણ શું છે? જે હોય તે ખરેખરૂં કહી દો.?

હેલન—પ્રાણેશ! હું એકવાર તો આપને કહી ચુકી છું કે રડવાનું કારણ બીજું કાંઈજ નહિ; પણ ફ્લોરાનું સ્મરણજ છે. ખરેખર હું તેનું કોઇ પણ રીતે વિસ્મરણ કરી શકતી નથી. આ વખતે મારા અંતઃકરણમાં જે વિચારો ઉદ્દભવે છે. તે જો આપને કહીશ તો આપના દુઃખમાં કાંઇક વધારો થશે. તે કારણથીજ હું આપને કાંઇ પણ કહેતી નથી.

ઝિઆદ—પ્રિયે! હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે તારી આજ્ઞા વિના આ કાર્યમાં એક ડગલું પણ આગળ ભરીશ નહિ. અર્થાત તું જેમ કહીશ તેમ કરીશ. કેમ હવે કાંઇ વાંધો છે?

હેલન—નહિ! હવે કાંઇ પણ વાંધો નથી. પ્રાણેશ! મને લાગે છે કે તેમણે ફ્લોરાનો શિરોચ્છેદ કર્યો છે. ફ્લોરેન્ડા કહેતી હતી કે દેવળમાં જે યુવતી ધર્માધ્યક્ષોની અનુચિત આજ્ઞા માનતી નથી; તેને મારી નાખવામાં આવે છે. મેં જુલીઆને સમજાવી સમજાવીને પૂછયું. પરંતુ તેણે એક પણ ભેદનો સ્ફોટ કર્યો નહિ. તેણે માત્ર એટલુંજ કહ્યું કે ફ્લોરા અહિંથી નાશી ગઇ છે. પણ તે નાશી ગઇ હોય એમ મને તો લાગતું નથી. ક્ષણે ક્ષણે મને એજ વિચાર આવે છે કે તેમણે તે બિચારીને મારી નાખી હશે.

હેલનની વાત પુરેપુરી સાંભળ્યા પછી ઝિઆદ કેટલીકવાર સુધી સદંતર મૌન્ય રહ્યો. અને તે દરમ્યાન તેણે બારીક વિચાર કરીને કહ્યું. “પ્રિયે! કદાચ તારૂં કથન સત્ય પણ હોય! જો તેમણે તેને મારી નાખી

હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી. પણ જો તે વાતની પાકી ખાત્રી થાય તો મનને કાંઇક શાંતિ વળે. જોકે મને ફ્લોરા ઉપર ઘણો પ્રેમ છે. તો પણ હવે મેં તેના તરફથી મનને કાંઇક કઠણ બનાવ્યું છે. જો તેણે પોતાના શીળવ્રતની રક્ષા કરીને પ્રાણ આપ્યા હોય તો તે વાત જાણીને હું ઘણો પ્રસન્ન થઇશ."

આ પ્રમાણે કહીને તે હેલનને આશ્વાસન આપીને બ્હાર ચાલ્યો ગયો. અને શહેરમાં આમતેમ ફરીને ફ્લોરાની શોધ કરવા લાગ્યો. આવી રીતે આખો દહાડો ભ્રમણ કર્યું. પરંતુ નિજ ભગિનિની કાંઇ પણ ભાળ લાગી નહિ. આ પ્રમાણે શોધ કરવામાં ચાર પાંચ દિવસ નિકળી ગયા. પણ તેનું ઇચ્છીત પરિણામ આવ્યું નહિ. હેલન પણ ફ્લોરાને ભેટવાને તેટલીજ આતુર હતી. તેથી તે પણ આખો દહાડો તેના વિયોગમાં ઘરમાં બેસીને રડતી હતી. આવી સ્થિતિમાં કેટલાક દહાડા વીતી ગયા. કોઈ દહાડો જ્યારે હેલન ઘણીજ વ્યાકુળ થતી ત્યારે ઝિઆદ તેને આશ્વાસન આપીને શાંત પાડતો. અને જ્યારે તે નિજ ભગિનિના વિયોગમાં વ્યાકુળ થતો, ત્યારે હેલન તેની સોડમાં બેસીને તેને આશ્વાસન આપતી. હમણા તેમને તલૈતલા નગરમાં આવ્યાને આઠ દિવસ વીતી ચુક્યા છે. આ અરસામાં એક દહાડો હેલન પોતાના નિવાસાલયમાં ઘણી આકુળ વ્યાકુળ થઇ રહી છે. ઘડીકમાં સેનસેબાસ્ટીન ખાતે જવાની તેની ઇચ્છા થાય છે, તો ઘડીકમાં કોરડોવાના ડુંગરી પ્રદેશમાં જવાની ઇચ્છા થાય છે. આ પ્રમાણે તેનું આકુળ વ્યાકુળ થએલું ચિત્ત ભિન્ન ભિન્ન સ્થળે ભ્રમણ કરી રહ્યું છે, એટલામાં એકાએક ઇસ્લામી સેનાધ્યક્ષ ત્યાં આવી પહોંચ્યા. સેનાધિપતિને જોતાંજ હેલને પોતાના આસન ઉપરથી ઉભા થઇને તેમને સન્માન આપ્યું. અને તેમને બેસવા માટે આસન આપીને પોતે પણ એક

આસન ઉપર બેસી ગઈ. થોડીવાર મૌન્ય રહ્યા પછી વાતનો આરંભ કરતાં સેનાધ્યક્ષે કહ્યું. "રાજકુમારી! આપણા સૈનિકોએ અપરાધીઓની સમસ્ત નગરમાં શોધ કરી. દેવળના ખુણે ખુણા શોધ્યા. પ્રત્યેક ખ્રિસ્તીના ઘરની ઝડતી લીધી. પર્વતો અને જંગલોમાં પણ શોધ કરી, પરંતુ તેમની કાંઇ ભાળ લાગી નહિ. તેથી હવે તેઓ પકડાઇ જાય એવી મને તો આશા નથી."

હેલન—મહાશય! મને તો એમ લાગે છે કે કદાચ તે લોકોએ ફ્લોરાને મારી નાખી હશે.

સેનાધ્યક્ષ—નહિ! આ વાત મારા માનવામાં તો આવતી નથી. જો તમારા કહેવા પ્રમાણે તેમણે ફ્લોરાને મારીજ નાખી હોય તો પછી, ફ્લોરેન્ડા અને યુલિસિઝ કયાં ગયા?

ઝિઆદ—ફ્લોરાને મારી નાખ્યા પછી કદાચ તેઓ નાશી ગયા હોય એ સંભવીત છે.

સેનાધ્યક્ષ—પરંતુ તેઓ શા માટે નાશી ગયા હશે એ પણ કહેશો? જ્યારે પ્રભાત થતાં સુધી તેમને આપણા આગમનની ખબર પડી નથી ત્યારે તેઓ નાશી શા માટે ગયા?

ઝિઆદ—મહાશય! આ વાત મારા સમજવામાં પણ આવતી નથી.

સેનાધ્યક્ષ—મારી સલાહ એવી છે કે તમે અને હેલન કોરડોવા નગરમાં ચાલ્યા જાઓ. કેમકે તમે કાઝી સાહેબને કહ્યા વિના અહિં આવેલા હોવાથી તે તમારી ઘણી ચિંતા કરે છે. આ કારણથી તમારા માટે ત્યાં પાછા જવાનું વધુ ઉચિત છે. હું અહિંઆંજ રહીને અપરાધીઓને શોધી કાઢવાના સઘળા પ્રયત્નો કરીશ. મેં તમારા અને તમારી પ્રિયતમાના સમાચાર કાઝી સાહેબને લખી મોકલ્યા છે. તેથી તે તમને ઉભયને મળવાને માટે આતુર છે.

ઝિઆદ—મહાશય! આપની સલાહ ઘણી માયાકુળ અને માનનિય છે. પણ હવે મારે કાઝી સાહેબ પાસે કેવી રીતે જવું? જે કાર્યને માટે હું ત્યાંથી નિકળ્યો હતો તે કાર્ય તો થયું નથી. તેથી કાઝી સાહેબને મોહું દેખાડતાં પણ મને ઘણી શરમ લાગે છે.

સેનાધ્યક્ષ—ઝિઆદ! તમે ગભરાઓ નહિ. ઉક્ત કાર્ય પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી અવસ્ય પાર પડશે. માટે તે વિષે તમે નિશ્ચિંત રહો. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું અપરાધીઓને પકડવાને પ્રયત્ન કર્યા વિના રહીશ નહિ. આ કાર્યમાં જેટલી મહેનત આપ ઉઠાવો છો, તેથી વધુ શ્રમ હું ઉઠાવીશ.

ઝિઆદ—તે વિષે તો મને પાકી ખાત્રી છે. માત્ર ખાત્રી છે એટલુંજ નહિ, પરંતુ આપના ઉપર સંપુર્ણ વિશ્વાસ છે. આપ તે કામ અવસ્ય કરી શકશો. પરંતુ જ્યાં સુધી હું યુલિસિઝ અને ફ્લોરેન્ડા ઉપર પુરેપુરૂં વૈર લઉં નહિ ત્યાં સુધી કાઝી સાહેબને મોહું સરખું દેખાડવાની પણ મારી ઇચ્છા નથી.

સેનાધ્યક્ષ—ઝિઆદ! તમારૂં માનવું ભૂલભરેલું છે. તમે તમારા પ્રયત્નમાં છેકજ નિષ્ફળ થયા હો એમ હું તો માનતો નથી. હેલન જેવી એક શુશીલ રાજકુમારી તમને પ્રાપ્ત થઇ એ કાંઇ ઓછી સાફલ્યતા કહેવાય? ખરેખર જ્યારે કાઝી સાહેબ હેલનને ઇસ્લામ ધર્મમાં આવેલી જોશે ત્યારે તેમને એવો અપુર્વ આનંદ થશે કે જેવો ભાગ્યેજ કોઇ બીજા સમયે થયો હોય. માટે તમે કાંઇ પણ વિલંબ નહિ કરતાં સત્વર ત્યાં જવાની તૈયારી કરો. હું આ તરફ મારી ફરજ બજાવવામાં કાંઇ પણ મણા રાખીશ નહિ.

સેનાધ્યક્ષના મુખે પોતાને માટે કાંઇ પણ આધાર રહિત આવી

નવિન વાત સાંભળીને હેલન આશ્ચર્યમુગ્ધ બની ગઇ. અને એકાગ્ર ચિત્તે ઝિઆદની સામે જોવા લાગી. તેણે એવું અનુમાન કર્યું કે કદાચ તેણે સેનાધ્યક્ષને તે વાત કરી હશે. ઝિઆદ હેલનની ઉક્ત કલ્પના કળી ગયો. તેથી સેનાધ્યક્ષની સામે જોઇને તેણે કહ્યું, "મહાશય! આપને કોણે કહ્યું કે રાજકુમારીએ ઇસ્લામનો અંગીકાર કર્યો છે?"

સેનાધ્યક્ષ—કહે કોણ? મેં મારી બુદ્ધિથીજ તેવી કલ્પના કરી લીધી. અને હું આશા રાખું છું કે રાજકુમારીને ઇસ્લામની સત્યતા વિષે કાંઇ પણ સંદેહ નહિ હોય? કેમ હેલન? મારી કલ્પના ખરી છે કે ખોટી?

હેલન—મહાશય! હું ધાર્મિક ઝઘડાઓમાં પડવા ઇચ્છતી નથી. તેમ તત્સંબંધે કોઇની સાથે વાદવિવાદ કરવાની પણ મારી ઇચ્છા નથી. આજ સુધી મેં ઇસ્લામ ધર્મનો અંગીકાર કર્યાની વાત કોઇને કહી નથી. અને તેની સાથે એટલું પણ કહીજ દેવું જોઇએ કે મને ખ્રિસ્તી ધર્મ ઉપર પણ આસ્થા નથી.

સેનાધ્યક્ષ—શ્રીમતી! જો તમે ઇસ્લામનો અંગીકાર કરો તો મુસલમાનો તમારી વધારે કદર કરશે. અને જે માન તમને ખ્રિસ્તી-ઓમાં મળે છે, તેના કરતાં વધુ માન તેઓ તમને આપશે.

હેલન—બીજા લોકો મારી કદર કરે કે ન કરે તેની મને કાંઇ પણ દરકાર નથી. માત્ર ઝિઆદજ મારી કદર કરે તો બસ છે. અને તેટલામાંજ હું સંતોષ માનીશ. જો ઇસ્લામ નો અંગીકાર કર્યા પછીજ તે મારી કદર કરવા ઇચ્છતા હોય તો તેમ કરવાને પણ હું તૈયાર છું. કેમ પ્રાણેશ! આપની શી ઇચ્છા છે? ઇસ્લામ નો અંગીકાર કર્યા વિના આપ મારી કદર નહિ કરો?

ઝિઆદ—નહિ પ્રિયે ! તમે ઇસ્લામનો અંગીકાર કરો વા ન કરો; તેની મને કાંઇપણ દરકાર નથી. એ બાબતમાં મેં તમને જે વચન આપ્યું છે, તેનું સદોદિત પાલન કરીશ. તમારા ધાર્મિક આચાર વિચારોમાં હું હાથ ઘાલવા ઇચ્છતો નથી. માટે તમને પસંદ પડે તે ધર્મને અનુસરો. મને તેમાં કાંઇ પણ વાંધો નથી. હું તો પ્રત્યેક સ્થિતિમાં તમારી કદર કરવાને માટે તૈયાર છું.

ઝિઆદનો આવો માયાળુ પ્રતીઉત્તર સાંભળીને હેલન ચુપ થઇ ગઇ. અને શરમને લીધે નીચું જોઈ રહી. જો કે તે મૌન્ય બનીને નીચું જોઈ રહી હતી. પણ તેના અંતઃકરણમાં સ્નેહના ઉમળકા આવતા હતા, અને નિજ પ્રાણેશના અપુર્વ સ્નેહ બદલ તેને આલિંગન કરવાની પળે પળે ઇચ્છા થતી હતી. પરંતુ સેનાધ્યક્ષ ત્યાં બેઠેલા હોવાથી તેમની શરમને લીધે તેણે પોતાની મનેચ્છાઓ મનમાંજ સમાવી રાખી. તેને મૌન્ય બેઠેલી જોઇને સેનાધ્યક્ષે કહ્યું. "રાજકુમારી ! તમે ઝિઆદને જે પ્રશ્ન પૂછ્યો છે તેનો પ્રતીઉત્તર હું આપું છું. કેમકે તે પ્રેમના નિશામાં ચુર થએલા હોવાથી તેમને હાલમાં કોઇ પણ વાતનું ભાન રહ્યું નથી. તેથી જો તમે તેમને ખ્રિસ્તી થવાનું કહો તો પણ કદાચ તે તમારી આજ્ઞાની અવગણના કરશે નહિ"

હેલન—મહાશય ! આપ ભૂલો છો ? જ્યારે મનેજ ખ્રિસ્તી ધર્મ ઉપર આસ્થા નથી; ત્યારે હું તેમને તેનો અંગીકાર કરવાનું શા માટે કહું ? તેમજ આપના કહ્યા પ્રમાણે મારે ઇસ્લામનો અંગીકાર પણ શા માટે કરવો જોઇએ ?

સેનાધ્યક્ષ—રાજકુમારી ! દુનિઆનો કાયદો છે કે જે બે વ્યક્તિઓ વચ્ચે પ્રેમ સંબંધ હોય છે; તેઓ જો એકજ સંપ્રદાયના અનુયાયી

હોય તો તેમના વચ્ચે પ્રીતિનો બોધ દિન પ્રતિદિન વધતોજ જાય છે. તદનુસાર જો તમે પણ ઇસ્લામનો અંગીકાર કરશો તો ઝિઆદ તમારા ઉપર હમણા કરતાં વધારે પ્રેમ રાખશે. જો તમને ઇસ્લામીઓના આચાર વિચારો વિષે કાંઇ સંદેહ હોય તો તે સત્વર નિવેદન કરો. હું ઘણી ખુશીથી તમારી શંકાનું નિવારણ કરીશ.

હેલન—મહાશય ! જો ખરૂં પૂછો તો મેં ઇસ્લામ સંબંધી ઘણી. થોડી માહીતી મેળવી છે. અને તે કારણથીજ હું આપના પ્રશ્નનો કાંઇ પણ નિશ્ચિત ઉત્તર આપી શકતી નથી.

સેનાધ્યક્ષ—જો એમજ હોય તો તમને કઇ વાતમાં સંદેહ છે તે કહો. શું તમે જગતકર્તાની એકતાને માનતા નથી?

હેલન—કેમ નહિ ? તે વાત હું બરાબર માનું છું. આ જગતનો ઉત્પાદક, પાલક, તારક અને સંહારક માત્ર એકજ છે. અને તે નિરંજન નિરાકાર, અનંત શક્તિવાળી, અને સર્વવ્યાપક પરમાત્માજ છે.

સેનાધ્યક્ષ—તો શું તમને અમારા મહાન ઉપદેશક હઝરત મહમદ સ. અ. વ. વિષે, અથવા તેમના બોધવચનો વિષે કાંઈ શંકા છે ? તેમનો એક પણ ઉપદેશ એવો નથી કે જેમાં કાંઇ શંકા કાઢવા જેવું હોય.

હેલન—નહિ ! મને આપના ઉપદેશક કે તેમના બોધ વચનો વિષે કાંઇ પણ શંકા નથી. ખચિત તેઓ એક મહાન ઉપદેશક છે. અને જ્યારે હું સઘળા ઉપદેશકોને માનું છું; ત્યારે મારે તેમને શા માટે માનવા ન જોઇએ ?

સેનાધ્યક્ષ—તો પછી આપને ઇસ્લામનો અંગીકાર કરવામાં શો વાંધો છે ?

હેલન—મહાશય ! જ્યારે તમે આટલો આગ્રહ કરો છો ત્યારે

હું કહું છું કે ઇસુ ખ્રિસ્ત પ્રભુના પુત્ર છે, એમ તમે શા માટે માનતા નથી? કેમકે જ્યારે તે કુમારીકાના પેટે અવતર્યા છે, ત્યારે તેમના પિતા કોણ એ તમેજ કહો?

સેનાધ્યક્ષ—હેલન! તમારી આ શંકા કાંઇ મહત્વની નથી. અને તેનો સ્હેજમાં ઉત્તર આપી શકાય તેમ છે. જગતકર્તા એકજ છે. અને તેને પુત્ર પુત્રાદિ કાંઈ પણ નથી; એતો આખું જગત્ જાણે છે. વળી તે નિરંજન નિરાકાર હોવાથી તેને પુત્ર પુત્રાદિ હોઈ શકેજ નહિ. પુત્ર પુત્રાદિનો પ્રકાર તો સંસારીક છે. અને તે માત્ર દેહ ધારી મનુષ્યો સાથેજ સંબંધ ધરાવે છે. પરંતુ જગતકર્તાતો નિરંજન નિરાકાર અને દેહ વિહિન હોવાથી તે આવા સંસારિક પ્રકારથી સદંતર વિરક્ત છે. મનુષ્યને પણ પુત્ર પુત્રાદિ ત્યાં સુધીજ થઇ શકે છે કે જ્યાં સુધી તેના દેહમાં આત્મા હોય છે. પણ જ્યારે આત્મા દેહને તજી જાય છે ત્યારે તેમાંનું કાંઇ પણ બનતું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુત્ર પુત્રાદિ થવા માટે આત્મા અને દેહ ઉભય વસ્તુઓની અગત્ય છે. અને તેમાંની માત્ર એકજ વસ્તુથી કાર્ય સરે તેમ નથી. આ દષ્ટિથી જોતાં જ્યારે જગતકર્તાને દેહ નથી; ત્યારે તેને પુત્ર પુત્રાદિ કેમ સંભવી શકે? ખચિત આત્મા તો અમર છે. તેમ છતાં દેહનો ત્યાગ કર્યા પછી તેણે પુત્રપુત્રાદિનો જન્મ આપ્યો હોય એવું કદી પણ બન્યું નથી. જો હું તમને કહું કે અમુક માણસ અમુક વ્યક્તિના આત્માનો પુત્ર છે, તો તમે તે માનશો ખરા કે? માનવાનું તો એક બાજુએ રહ્યું, પણ ઉલટા તમે મને ગાંડો ગણી કાઢશો. જ્યારે માણસનો દેહ વિહિન આત્મા પુત્રપુત્રાદિ ઉત્પન કરી શકે નહિ, ત્યારે જગત કર્તાનો પરમ પવિત્ર આત્મા કે જે મનુષ્યના આત્મા કરતાં અનંત કોટી ગણો પવિત્ર છે તે દેહ વિના પુત્રપુત્રાદિ ઉત્પન કરી શકેજ નહિ.

આ વિશ્વમાં જેમ અસંખ્ય ઉપદેશકો થઇ ગયા છે, તેમ ઇસુ ખ્રિસ્ત પણ જગતકર્તાના એક પેગમ્બરજ છે. ખચિત તે કુમારિકાના પેટે ઉત્પન થયા છે એમાં તો કાંઇ પણ શક નથી. પણ શું તેટલા ઉપરથી તેમને પ્રભુના પુત્ર ગણી લેવા ? તેમ છતાં જો આટલા ઉપરથીજ તેમને પ્રભુના પુત્ર તરીકે ગણવામાં આવતા હોય તો તે ઉપાધિને માટે વધુ હકદાર હઝરત આદમ અલયહિસ્સલામ છે. કેમકે ઇસુ ખ્રિસ્તતો માત્ર કુમારીકાના પેટેજ અવતર્યા હતા, પરંતુ હઝરત આદમ અલયંહિસ્સલામને તો માતૃ કે પિતૃ કોઇ પણ ન હતું તેનું કેમ ? આ દૃષ્ટિએ જોતાં હઝરત આદમ અલયહિસ્સલામ પણ જગતકર્તાના પુત્રજ ગણાય. પરંતુ વસ્તુત તેમ નથી. નતો ઇસુ ખ્રિસ્ત પ્રભુના પુત્ર છે કે નતો આદમ, પરંતુ તે ઉભય પોતપોતાના સમયના મહાન ઉપદેશકો છે. કેમ હવે તમારી ખાત્રી થઇને ?

સેનાધ્યક્ષ દ્વારા પોતાના મતનું સબળ અને સાધાર દલીલોથી ખંડન થએલું જોઇને હેલન કાંઇ પણ જવાબ આપ્યા વિના ચુપ થઇ ગઇ. સેનાધ્યક્ષની દલીલોએ તેના ઉપર સારી અસર કરી હતી. અને તેથી ઇસ્લામ ધર્મ સંબંધે તેના અંતઃકરણમાં સદ્ભાવ ઉત્પન થયો હતો. તેથી ઇસ્લામનો અંગીકાર કરવો કે કેમ એ વિષે તે મનમાં વિચાર કરવા લાગી. લાંબા સમય પર્યંત વિચાર કર્યા પછી તે એવા નિર્ણય ઉપર આવી કે ઇસ્લામ ધર્મ અન્ય ધર્મો કરતાં શ્રેષ્ટત્તમ હોવાથી તેનો અંગીકાર કરવાનું આવશ્યક છે. કેમકે તે સંપ્રદાયમાં મુખ્ય ખુબી એ રહેલી છે કે નતો તેમાં વિષયી ધર્માધ્યક્ષો દૃષ્ટિગોચર થાય છે કે નતો તેવી સાધ્વીઓ. આ પ્રમાણે જોકે તે ઇસ્લામ ધર્મનો અંગીકાર કરવાનો નિશ્ચય કરી ચુકી હતી, પણ તેણે પોતાના મનોભાવ વ્યક્ત કર્યા નહિ. અને જ્યારે સેનાધ્યક્ષે તેને ઘણો આગ્રહ કર્યો ત્યારે

તેણે એવો જવાબ આપ્યો. "મહાશય! આ વિષે કાંઇ પણ નિશ્ચિત પ્રતીઉત્તર હું અત્યારે આપી શકતી નથી. કોરડોવા નગરમાં પહોંચ્યા પછી સંપુર્ણ વિચાર કરીને આપને જવાબ આપીશ." આવો જવાબ સાંભળીને તે વિષે વધુ કાંઇ પણ ન પૂછતાં સેનાધ્યક્ષે માત્ર એટલુંજ પૂછ્યું કે "હેલન! તમે બન્ને કોરડોવાના પ્રવાસે ક્યારે જવાના છો?" જો તમારી ઇચ્છા હોય તો પ્રવાસની વ્યવસ્થા કરી આપું. અને જે સરસામાનની અગત્ય હોય તે મંગાવી આપું.

ઝિઆદ—સરસામાનની કાંઈ પણ અગત્ય નથી. જેવી રીતે અહિં આવ્યો હતો. તેવી રીતે ત્યાં પાછો જઇશ.

સેનાધ્યક્ષ— તે વખતની વાત જુદી હતી, અને આ વખતે તો રાજકુમારી હેલનને સાથે લઇ જવાની છે. માટે તેમની સગવડ અર્થે સરસામાનની અગત્ય છે.

આ વાત સાંભળીનં હેલને સેનાધ્યક્ષનો આભાર માનતાં કહ્યું. "સરદાર સાહેબ! પરમ દિવસે અહિંથી ઉપડવાનો અમારો વિચારછે. તો કૃપા કરીને તે આગમચ સરસામાનની વ્યવસ્થા કરી આપજો."

ઝિઆદ—અફસોસ! મારા મનમાંના ભાવતો મનમાંજ રહી ગયા. અને જેવી રીતે અહિં આવ્યો હતો, તેવીજ રીતે પાછો જાઉંછું. અને કોઇ પણ રીતે દુષ્ટ યુલિસિઝ ઉપર વૈર લઇ શક્યો નહિ.

સેનાધ્યક્ષ—ઝિઆદ તેને માટે કાંઇ ચિંતા કરો નહિ. તમારૂં આ કાર્ય હું મારે શિર લઉં છું.

હેલન—સરદાર સાહેબ! આપે જુલીઆ અને વરજિનીઆ સંબંધે શો ઠરાવ કર્યો તે કૃપા કરીને કહેશો?

સેનાધ્યક્ષ—માત્ર બે ત્રણ દિવસ કેદમાં રાખ્યા પછી મેં તેમને મુક્ત કર્યા છે. કેમકે મને તો તેમનો કાંઇ પણ દોષ જણાયો નહિ.

હેલન—મહાશય ! આપ ભૂલો છો. ફ્લોરાની સઘળી આપત્તિઓનું મુળ તે બન્ને રાક્ષસીઓજ છે. માટે તેમને તો દેહાંતનીજ શિક્ષા કરવી જોઇતી હતી. હવે તેઓ મને સંકટમાં નાખવાનો પ્રયત્ન કરશે.

સેનાધ્યક્ષ—હેલન ! નિરપરાધીઓને શિક્ષા કરવાનું અમારા ધર્મમાં વર્જ્ય છે. તદુપરાંત તપાસ કરતાં મને તેમનો કાંઇ પણ દોષ જણાયો નહિ, તો પછી મારે તેમને શિક્ષા કેવી રીતે કરવી એ તમેજ બતાવો તેમ છતાં જો તેઓ તમારા ઉપર કાંઇ પણ સંકટ લાવવાનો પ્રયત્ન કરશે તો હું તેમને જોઇ લઇશ.

આ પ્રમાણે કહીને તે પોતાના સ્થાનકે ચાલ્યા ગયા. અને ત્યાં પહોંચીને ઝિઆદના પ્રવાસ માટે વ્યવસ્થા કરી આપવાની એક સૈનિકને આજ્ઞા કરી. ત્રીજા દિવસે પ્રભાતે સુર્યોદય વખતે ઝિઆદ અને હેલને તલૈતલાથી નિકળીને કોરડોવા તરફ પ્રયાણ કર્યું. પ્રવાસ દરમ્યાન હેલને પોતાના પ્રિયત્તમ સાથે ધર્મ સંબંધે ઘણી વાતો કરી. ઝિઆદ તેના સઘળા પ્રશ્નોના જવાબ આપ્યા તો ખરા, પણ તેને ઇસ્લામ ધર્મનો અંગીકાર કરવાની સંજ્ઞા માત્ર પણ કરી નહિ. કોરડોવામાં પહોંચ્યા પછી પહેલાં તો ઝિઆદ હેલનને પોતાને ઘેર લઇ ગયો. અને થોડીવાર ત્યાં વિશ્રાન્તી લીધા પછી પોતાની પ્રિયત્તમાને સાથે લઇને કાઝી સાહેબ પાસે ગયો. કાઝી સાહેબને તેમના સમાચાર સેનાધ્યક્ષ દ્વારા પ્રથમથીજ મળેલા હોવાથી તેમણે દંપતીનું યોગ્ય આદરાતિથ્ય કર્યું. જો કે તેમણે હેલનને ધર્મ સંબંધી એક શબ્દ પણ કહ્યો નહિ, તોપણ તેમણે તેને ઝિઆદ સાથે સત્વર લગન કરવાની સુચના કરી. તે દંપતીને આ સુચના "ભાવતા ભોજન" જેવી થઇ પડી. તેથી કાઝી સાહેબ તરફથી સુચના થતાં જ તેમણે તેનો સ્વીકાર કરી લીધો. એટલે કાઝી સાહેબે તેમનો હસ્ત મેળાપ કરાવી આપ્યો. આ પ્રમાણે લગ્નની વિધિ પુર્ણ થયા પછી દંપતીએ નિજ નિવાસાલય પરત્વે પ્રયાણ કર્યું.

# પરિશિષ્ટ ૧૦ મું.

---

## અપરાધીઓ પાછા કોરડોવામાં.

આગલા પરિશિષ્ટમાં જોઇ ગયા પ્રમાણે યુલિસિઝ અને ફ્લોરેન્ડાને મારટિનના ઘરમાં રાખ્યા પછી, મુસલમાનોએ દેવળને ઘેરી લીધાથી, અને ઉક્ત શહેરમાં રહેનારા સઘળા ખ્રિસ્તીઓના ઘરોની ઝડતી લેવામાં આવતી હોવાથી, વિકલિપ વિગેરે ભય પામીને તેમની પાસે જતા હતા નહિ. ઇસ્લામી સેનાએ દેવળમાં રહેનારા સઘળા ધર્માધ્યક્ષો અને સાધ્વીઓને કેદ કરેલા હોવાથી દેવળની બ્હાર રહેનારા ખ્રિસ્તિઓમાં પણ એવો ભય પેસી ગયો હતો કે તેઓ યુલિસિઝ અને ફ્લોરેન્ડાનું નામ સુદ્ધાંત પણ લેતા નહિ. તેમજ ફ્લોરાએ યુલિસિઝને ઘાયલ કરેલો હોવા છતાં પણ તેની શોધખોળ કરવામાં આવતી હતી નહિ. યુલિસિઝ ઘાયલ પછી લગભગ ત્રણ દિવસ સુધી મુર્છિતાવસ્થામાં રહ્યો. પરંતુ તે તલૈતલામાંજ છે, એ વાત ઇસ્લામી સેનાનીયો જાણી જાય નહિ, એટલા માટે તેની ચિકિત્સા વા સેવા શુશ્રુષા ઘણી ગુપ્ત રીતે કરવામાં આવતી હતી. આ કારણથી એકલી ફ્લોરેન્ડા તેની પાસે બેસીને ઔષધોપચાર કરતી હતી. ત્રણ દિવસ પછી જ્યારે તે મૂર્છામાંથી જાગ્રત થયો ત્યારે તેણે નેત્રો ઉઘાડતાંજ પ્રશ્ન કર્યો. "ફ્લોરેન્ડા! હું ક્યાં છું?" ફ્લોરેન્ડાએ તેને બનેલી સઘળી બીના અથથી ઇતિ પર્યંત કહી સંભળાવી. એટલે તે વાત સાંભળીને યુલિસિઝને ઘણો શોક થયો. અને તેણે ડુસકાં ખાતાં ખાતાં કહ્યું. "ફ્લોરેન્ડા! શું મારા માટે સઘળા ખ્રિસ્તિઓ અનેકાનેક કષ્ટો સહન કરી રહ્યાં છે? હાય? હું મરી શા માટે ન ગયો?"

ફ્લોરેન્ડા—પિતાશ્રી ! આપ પ્રભુનો આભાર માનો કે તેણે આપને બચાવી લીધા. નહિતો આપના પ્રાણ જવાનો ભય રખાતો હતો. મારા ખ્રિસ્તી બંધુઓ આવા સંકટોને લેશ માત્ર પણ ગણકારતા નથી. માટે તે વિષે આપ નિશ્ચિંત રહો.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! એ બધું તો ઠીક! પણ એ તો કહે કે સેન્ટ વરજિનીઆના શા સમાચાર છે. તે એક પણ દહાડે અહિં આવી હતી કે નહિ? કેમકે મેંતો તેને અહિંઆં કદી પણ જોઈ નથી.

ફ્લોરેન્ડા—નહિ ! પિતાશ્રી! તે અહિં આવી શકી નથી. જે રાત્રે ફ્લોરા આપને ઘાયલ કરીને નાશી ગઇ, તેના બીજા દિવસે પ્રભાતે મુસલમાનોએ દેવળને ઘેરો ઘાલ્યો અને વરજિનીઆ, જુલીઆ આદિ વ્યક્તિઓને કેદ કરીને તેઓ આપની તથા મારી શોધ કરી રહ્યા છે. અને તે કાર્યને માટે પ્રત્યેક ખ્રિસ્તિના ઘરની ઝડતી લેવામાં આવે છે. જુલીઆ, અને સેન્ટ વરજિનીઆ હમણા સુધી કારાગ્રહમાંજ હતા. પણ સાંભળવામાં આવ્યું છે કે તેમને ગઇ કાલે કારાગ્રહમાંથી મુક્ત કરવામાં આવ્યા છે. આપણે પ્રભુનો આભાર માનવો જોઇએ કે તેઓ અહિં આવ્યા નહિ. જો તેઓ અહિં આવ્યા હોત તો તેનું પરિણામ ઘણું વિપરીત આવવાનો સંભવ હતો.

યુલિસિઝ—પણ ફ્લોરેન્ડા! આપણા અહિં આવ્યાના સમાચાર તેમને કોણે આપ્યા હશે? ફ્લોરાએ તો તેમને તે વાત નહિ કહી હોય? કદાચ તેણે પણ કહ્યું હોય એવો મને શક છે.

ફ્લોરેન્ડા—નહિ પિતાશ્રી! આપની માન્યતા ભૂલભરેલી છે. ફ્લોરા તો તેમને મળીજ નથી. કારાગ્રહમાંથી મુક્ત થયા પછી જુલીઆ ગઇ કાલે અહિં આવી હતી. તેના મુખે એવું સાંભળવામાં આવ્યું

છે કે હેલન મુસલમાનોની સાથેઃછે. એટલે કદાચ તેણે તેમને ઉક્ત બિના નિવેદન કરી હશે એવો સંદેહ રહે છે.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તેં શું કહ્યું? શું હેલન મુસલમાનોની સાથે છે? તું બોલે છે કે બકે છે? તે વટલી તો ગઇ નથીને? અથવા શું તેણે ઇસ્લામનો અંગીકાર કર્યો છે?

ફ્લોરેન્ડા—નહિ! પિતાશ્રી! તેણે જાહેરમાં તો તેમ કર્યું નથી. પણ જો ગુપ્ત રીતે મુસલમાન થઈ ગઇ હોય તો તે સંભવીત છે. જુલીઆને તો તેણે એજ કહ્યું કે તે હજી પણ ખ્રિસ્તી ધર્મની અનુરાગી છે. અને માત્ર ફ્લોરાને મળવાના કારણથીજ મુસલમાનો સાથે અહિં આવી છે.

યુલિસિઝ—શું જુલીઆ અહિં આવી હતી?

ફ્લોરેન્ડા—હા! પિતાશ્રી! તે ગઇ કાલેજ અહિં આવી હતી. પણ ત્યાર પહેલાં તે એકપણ વખત અહિં આવી હતી નહિ. અને જ્યારે તે પોતેજ મુસલમાનોના હાથમાં કેદ પકડાઈ હતી, ત્યારે આવી તે કેમ શકે? તે અહિં નહિં આવી એટલુંજ સારૂં થયું છે. જો તે અહિં આવી હોત તો આપણે પકડાઇ જવાનો ભય હતો.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! જ્યારે દેવળમાંથી કોઈ પણ વ્યક્તિ અહિં આવતી ન હતી, ત્યારે આ સઘળી બીના તમારા જાણવામાં શી રીતે આવી?

ફ્લોરેન્ડા—પિતાશ્રી! આ ઘરનો માલિક મારટિન નિત્ય વિકલિફને મળવા માટે જાય છે. અને ત્યાંથી સઘળી બાતમીઓ મેળવીને અહિં મને આવીને કહે છે.

આટલો વાર્તાલાપ કર્યા પછી યુલિસિઝ ચુપ થઈ ગયો. અને

તેના નેત્રામાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. આ પ્રમાણે વારંવાર શોક નહિ કરવાને માટે ફ્લોરેન્ડાએ તેને ઘણોએ સમજાવ્યો. પરંતુ તેની તેના ઉપર કાંઈ પણ અસર થઈ નહિ. ઘણીવાર સુધી રૂદન કર્યા પછી યુલિસિઝે એકવાર ફરી હિમ્મત કરીને કહ્યું. "ફ્લોરેન્ડા! હું ઘાયલ થયો, તેને માટે મને જરાએ દિલગીરી વા શોક થતો નથી. પણ જે વાતનો મને અફસોસ થાય છે તે એજ કે ફ્લોરા મને ઘાયલ કરીને નાશી ગઇ. અને હવે તો તે મુસલમાનોના કબજામાં હોવાથી હું કોઇ પણ રીતે તેના ઉપર વૈર લઇ શકીશ નહિ."

ફ્લોરેન્ડા—પિતાશ્રી! તે વાતની આપ ચિંતા ન કરો. ચિંતા કરવાથી આપની પ્રકૃતિ વધારે બગડી જશે. હમણા આપને વિશ્રાંતી લેવાની ઘણી અગત્ય છે. પ્રકૃતિ સુધર્યા પછી સઘળું થઇ રહેશે. માટે હમણા તો ચુપચાપ પડી રહો.

ફ્લોરેન્ડાની આવી શાખામણ સાંભળીને યુલિસિઝ ચુપ થઇ ગયો. ત્યાર પછી ધીમે ધીમે તેનો ઘા રૂઝાવા લાગ્યો. અને એક મહિનામાં તો તે બિલકુલ સારો થઇ ગયો. જો કે તેની પ્રકૃતિ તો સુધરી ગઇ, પરંતુ વૈરાગ્નિ તેના અંતઃકરણમાં ધુંધવાતો હોવાથી તેને કોઇ પણ રીતે ચેન પડતું નહિ. પરંતુ મુસલમાનોના ભયથી તેને ઘરમાંજ રોકાઇ રહેવું પડતું હતું. અને તે ફરવાને બ્હાને પણ બ્હાર જઇ શકતો નહિ. આ પ્રમાણે એકાંતમાં બેસી રહેવાથી તે ઘણો કંટાળી ગયો હતો. તેથી પ્રકૃતિ સુધરી ગયા પછી એક દહાડો તેણે દેવળમાં જવાનો વિચાર કર્યો. પરંતુ તેના કારણથી તલૈતલાના ખ્રિસ્તિઓને જે કષ્ટ સહન કરવું પડયું હતું, તેનો વિચાર કરીને દેવળની વ્યવસ્થાપક વરજિનીઆએ માત્ર તેને એકલાનેજ નહિ, પરંતુ ફ્લોરેન્ડાને પણ

પોતાના દેવળમાં આવવાની રજા આપી નહિ. તેથી ના છુટકે તેમને મારટિનના ઘરમાંજ ગોંધાઇ રહેવું પડયું. આવી સ્થિતિમાં લગભગ બે માસ વીતી ગયા. અને તે સઘળા વખત દરમ્યાન તેઓ કોઈ પણ દિવસે બ્હાર નિકળી શકયા નહિ. તેથી મારટીન પણ તેમનાથી કંટાળી ગયો. જો કે તે આ પ્રમાણે કંટાળી ગયો હતો, તોપણ તેણે તેમને તત્સંબંધે એક શબ્દ સરખો પણ કહ્યો નહિ. આ પ્રમાણે તેણે તેમને કાંઇ પણ નહિં કહેલું હોવા છતાં ચતુર યુલિસિઝ તેના મનોભાવ કળી ગયો. અને એક દહાડો તેને પોતાની રૂબરૂ બોલાવીને કહ્યું. " મારટિન! આજ સુધી તમે અમારી જે સેવા કરી છે, તે બદલ તમારો આભાર માનવાને અમને ઘટિત શબ્દો મળતા નથી. ખરેખર તમારી સેવા ઘણી અનુપમ છે. અને તમારી તેવી અનુપમ સેવાનો બદલો વાળવો એ અમારી શક્તિની બ્હાર છે. પરંતુ પરમાત્મા તમને તમારા પરમાર્થનો બદલો અવશ્ય આપશેજ. હજી એક કામમાં તમારી મદદની અમને જરૂર છે. કેમકે હવે અહિંથી કોઇ બીજા સ્થળે જવાની અમારી ઇચ્છા છે. માટે કૃપા કરીને કોઇપણ રીતે વિકલિફને અહિં બોલાવી લાવો. અમે આશા રાખીએ છીએ કે તે અમને અહિંથી ગુપ્ત રીતે નિકળી જવાનો કાંઇ ઉપાય અવશ્ય બતાવશે."

યુલિસિઝના મુખે આવા વચનો સાંભળીને મારટિને જવાબ આપતાં કહ્યું. "ગુરૂજી! આપે તો મારા અનુચિત વખાણ કરીને મને સાતમા આકાશ સુધી ચઢાવી દીધો છે. પરંતુ મેં જે કાંઇ કર્યું છે, તે મારી ફરજ સમજીનેજ કર્યું છે. અને તેથી વિશેષ કાંઇ પણ કર્યું નથી. તમારા જેવા ધર્મગુરૂઓની સેવા કરવી એ હું મારૂં પરમ કર્તવ્ય સમજું છું. આપ મારા ઘરમાં રહ્યા તેથી મને કાંઈ પણ અડચણ પડી નથી. પણ તેને બદલે મને ઘણો આનંદ થયો છે.

આપના સમાગમમાં મારા દિવસો આનંદમાં વ્યતિત થતા હતા. તેથી આપના ગયા પછી કેટલાક દિવસ સુધી તો મને ઘણું અતેરૂં લાગશે. અને ઘરમાં આવવાનું પણ ગમશે નહિ. પણ જ્યારે આપ જવાને માટેજ તૈયાર થયા છો, ત્યારે હું આપને વધુ આગ્રહ કરી શકતો નથી. આપના કહેવા પ્રમાણે હું શ્રીયુત વિકલિફને આજેજ બોલાવી લાવીશ''

આ પ્રમાણે કહીને તે એક અગત્યના કામ સારૂ બ્હાર ચાલ્યો ગયો. તેના ગયા પછી ફ્લોરેન્ડા અને યુલિસિઝ ત્યાંથી કેવી રીતે નાશી જવું, તેવિષે મંત્રણા કરવા લાગ્યા. અને ફ્લોરેન્ડાએ પોતાના વિચારો પ્રદર્શિત કરતાં કહ્યું. "પિતાશ્રી ! મારી સલાહ એવી છે કે આપણે અહિંથી રાજમાર્ગે નહિ જતાં કોઈ ગુપ્ત રસ્તે પ્રયાણ કરવું જોઇએ. અને કોઈ સુરક્ષિત સ્થળે રોકાઇને યથોચિત વિશ્રાન્તી લીધા પછીજ આગળ વધવું જોઇએ."

યુલિસિઝ—ફ્લોરેન્ડા ! તમારૂં કહેવું ઠીક છે. અનેતમારી સુચના મને ઘણી પસંદ પડી છે. આપણા માટે પહાડી પ્રદેશ સિવાય બીજું સુરક્ષિત સ્થળ એકપણ નથી. એટલુંજ નહિ, પણ રાજમાર્ગે જવાનું તો આપણા માટે જોખમભરેલું છે. પરંતુ હુંતો આયુષ્યથી એવોતો કંટાળી ગયો છું કે હવે મને જીવવાની બિલકુલ વાંચ્છના નથી. તેથી મારી એવી ઇચ્છા છે કે કોરડોવામાં જઈને ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરૂં.

ફ્લોરેન્ડા—પિતાશ્રી ! આપની ઉક્ત ભાવના ઘણી ઉત્તમ છે. પરંતુ સખેદ કહેવું પડે છે કે આપે કોરડોવાના ખ્રિસ્તિઓમાં ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાનો જે જુસ્સો પ્રેર્યો હતો તે નષ્ટ થયો છે. પણ હવે જ્યારે આપ પોતે પ્રાણાર્પણ કરવાને ઉદ્યુક્ત થયા છો ત્યારે મને આશા છે કે સઘળા ખ્રિસ્તીઓ આપનું અનુકરણ

કરીને પ્રાણાર્પણ કરવાને તૈયાર થશે. અને હું પણ આપની સાથે પ્રાણાર્પણ કરવાને તૈયાર છું.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! હવે પ્રાણાર્પણ કર્યા સિવાય મારો છુટકો નથી. પ્રાણાર્પણ ન કરૂં તો બીજું શું કરૂં? બધી બાજી હાથથી જતી રહી. જે આશાથી ફ્લોરાને અહિં લાવ્યો હતો, તે આશા આમને આમ અદ્ધર લટકતી રહી. અને ફ્લોરા મને ઘાયલ કરીને અહિંથી નાશી ગઈ. તેના પલાયન થવાથી હું મારી પોતાની નજરમાં પણ હલકો પડયો છું. અને જ્યારે મારા મનમાંજ આવો ભાવ ઉત્પન્ન થયો છે. ત્યારે બીજા ત્રાહીત લોકોના મનમાં મારા વિષે વિપરીત અને શંકાયુકત વિચારો ઉદ્‌ભવે એમાં શી નવાઇ? ફ્લોરા નાશી જવાથી મને જે ખેદ થયો છે તે કરતાં વિશેષ ખેદ હેલન મુસલમાનોના પક્ષમાં જવાથી થયો છે. હાય! હવે હું તેના પિતાને શો ઉત્તર આપીશ? ખરેખર આ બનાવથી મારી પ્રતિષ્ટાની હાની થઇ છે. અને હું ખ્રિસ્તીઓની નજરમાં હલકો પડયો છું. ફ્લોરાએ હેલનને બનેલી સઘળી બીના કહી દીધેલી હોવાથીજ તે મારા શત્રુ રૂપ થઇ પડી હતી. અને તેજ દિવસથી તેની ભાવનાઓ બદલાઇ ગઇ હતી. પણ જો તે વખતથીજ મેં તેના ઉપર કાંઇ અંકુશ રાખ્યો હોત તો આજે મારે પશ્ચાતાપ કરવો પડત નહિ. પણ શું કરૂં કે તે વખતે મેં કાંઈ પણ કર્યું નહિ? અને જ્યારે મેં પોતેજ ભૂલ કરી, ત્યારે બીજાનો શો દોષ કાઢું? હું ક્યાં જાણતો હતો કે તે આવું કામ કરશે? જો જાણતોજ હોત તો તેના ઉપર અંકુશ રાખ્યા વિના રહેત કેમ? તેણે મારી સાથે જે વર્તણુંક ચલાવી હતી, તે તેની અજ્ઞાનતાને આભારી ગણીને મેં તેના પિતાને તત્સંબંધે કાંઇ પણ લખ્યું નહિ. આવી રીતે મેં પહેલાંથીજ ભૂલ કરી છે. અને જ્યારે મારી પોતાનીજ ભૂલ થઇ છે, ત્યારે હેલનનો

કે બીજાનો શો દોષ ? આ વિશ્વમાં જે કાંઇ બનાવ બને છે તે પ્રારબ્ધના આધારેજ બનેછે. અને તેજ પ્રમાણે મારા લલાટે આવું કલંક લખાયલું હશે તે કોણ મિથ્યા કરી શકે ? એક કવિએ સત્ય કહ્યું છે કે "લલાટે લખેલું મિથ્યા ન થાએ." ખરેખર તેમજ છે. વિધાતાએ લખેલા લેખ કદી પણ મિથ્યા થતા નથી. જ્યારે આ પ્રમાણે સઘળું પ્રારબ્ધના આધારેજ બને છે, ત્યારે તેને માટે શોક કરવો મિથ્યા છે. હવે જે થયું તે નહિ થવાનું નથી. તેથી તેને માટે શોક કરવો મિથ્યા છે. પણ જો હેલને ફ્લોરાની સઘળી બીના મુસલમાનોને કહી દીધી હશે તો પછી પ્રાણાર્પણ કર્યા સિવાય મારો છુટકો નથી.

યુલિસિઝના મુખે આવી વાત સાંભળીને ફ્લોરેન્ડા સ્ફોટ સ્વરે રૂદન કરવા લાગી. તેથી યુલિસિઝને એવો સંદેહ ઉત્પન્ન થયો કે તે મરવાના ભયથી આ પ્રમાણે કંપે છે. આવો વિચાર કરીને તેણે તેને આશ્વાસન આપતાં કહ્યું. "ફ્લોરેન્ડા ! તું શા માટે રૂદન કરે છે? આમાં ક્યાં કોઇના ઉપર અત્યાચાર કરવાનો છે ? જેની ઇચ્છા હોય તે આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરે, અને જેની ઇચ્છા ન હોય તે ભલે પોતાના ઘરમાં બેસી રહે. તદનુસાર જો પ્રાણાર્પણ કરવાની તારી પણ ઇચ્છા ન હોય તો તું અહિંથી કોઇ સુરક્ષિત સ્થળે ચાલી જા. પરંતુ મેં મારા માટે જે નિશ્ચય કર્યો છે, તેમાંથી હું કદી પણ ફરવાનો નથી."

ફ્લોરેન્ડા—પિતાજી ! આપની કલ્પના અક્ષરસ અસત્ય છે. હું કાંઇ મૃત્યુથી ડરતી નથી. પરંતુ તેને કોઇ પણ પળે ભેટવાને આતુર છું. અને ધર્મને માટે પ્રાણાર્પણ કરવાની મારી તિવ્ર ઉત્કંઠા છે. પણ જે વાતનો મને ખેદ થાય છે, તે એ છે કે મેં એક ગંભીર પાપ કર્યું છે. અને તે વાત કનફેસન વખતે આપના સમક્ષ નિવેદન કરી નથી. હવે

મને એજ વિચાર થાય છે કે તે પાપમાંથી હું કેવી રીતે મુક્ત થઇ શકીશ ? આ કારણથીજ મને રડવું આવે છે. મને લાગે છે કે ધર્મને માટે પ્રાણાર્પણ કર્યા સિવાય મને મુક્તિ મળવાની નથી. તેથી હું પણ આપની સાથે કોરડોવા નગરમાં આવવાને માટે તૈયાર છું."

પ્રિયપાઠક ! ફ્લોરેન્ડાએ એવો તે શો અપરાધ કર્યો છે, કે જેને માટે તે આટલું બધું રૂદન કરે છે, એ તારા સમજવામાં કદાચ આવ્યું નહિ હોય. તેથી તારી આગળ ઉક્ત ભેદનો સ્ફોટ કરવાનું હું મારૂં પરમ કર્તવ્ય સમજું છું. તને કદાચ સ્મરણ હશે કે ફ્લોરાએ જ્યારે જુલીઆ સાથે તલૈતલા નગર પરત્વે પ્રયાણ કર્યું, ત્યારે તેના ગયા પછી ફ્લોરેન્ડાએ રાજકુમારી હેલનને દેવળને લગતા સઘળા ભેદભરમો કહી દીધા હતા. અને તેજ કારણથી તે હમણા આવું અપરિમિત આક્રંદ કરી રહી છે. આ વાત તેણે કન્ફેસન વખતે પણ યુલિસિઝને કહેલી ન હોવાથી તે અત્યાર સુધી તત્સંબંધ સદંતર અજ્ઞ છે. તેથી જ્યારે ફ્લોરેન્ડાએ પોતાના અપરાધની વાત તેને વ્યક્ત કરી, ત્યારે તેને ઘણી નવાઇ લાગી. અને તે વાતનું તાત્પર્ય તેના સમજવામાં નહિ આવ્યાથી તેણે તેને આશ્વાસન આપતાં કહ્યું. "ફ્લોરેન્ડા ! શાંત થા ! આક્રંદ કરવાનું કાંઇ પણ કારણ નથી. તેં કાંઇ પણ અપરાધ કર્યો હોય એવું હું તો માનતો નથી. પાપ કરવાનું તો એક બાજુએ રહ્યું, પણ ઉલટું તેં તો આપણા ધર્મની મોટી સેવા બજાવી છે. તેમ છતાં જો અનાયાસે કાંઇ અપરાધ થયો હોય તો તે મને સત્વર નિવેદન કર. એટલે હું તારા પાપનું નિવારણ કરવાને તત્પર છું."

ફ્લોરેન્ડા—પિતાજી ! આપની માન્યતા ભૂલભરેલી છે. મેં અપરાધ કર્યો છે એમાં તો કોઈ પણ વાતની શંકા નથી. અને

અપરાધ પણ એવા પ્રકારનો છે કે, જો તે આપના જાણવામાં આવે તો આપ મારા ઉપર ક્રોધ કર્યા વિના રહો નહિ.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તે વિષે કાંઈ પણ ચિંતા નહિ કરતાં જે બીના બની હોય તે મને સત્વર નિવેદન કર. હું તારો અપરાધ અવશ્ય ક્ષમા કરીશ.

ફ્લોરેન્ડા—પિતાજી! જ્યારે આપ તે વાત જાણવાને આતુર છો, ત્યારે આપને તે નિવેદન કર્યા સિવાય મારો છુટકો નથી. પણ મને આશા નથી કે આપ મારો ઉક્ત અપરાધ ક્ષમા કરશો?

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તેં એવો તે શો અપરાધ કર્યો છે કે જે મને નિવેદન કરતાં તું આ પ્રમાણે ડરે છે. તારે જે કાંઇ કહેવું હોય તે સત્વર કહીદે.

આ વાકય પુરૂં થતાંજ ફ્લોરેન્ડાએ યુલિસિઝને સાષ્ટાંગ દંડવત્ કરીને કહ્યું. "પિતાજી! મારા ઉપર દયા કરો. મેં આપનો મોટો અપરાધ કર્યો છે. માત્ર અપરાધ કર્યો છે, એટલુંજ નહિ. પરંતુ કનફેસન વખતે પણ તેનો સ્વીકાર કર્યો નથી. પરંતુ શું કરૂં કે તેમ કર્યા સિવાય મારો છુટકો ન હતો. ફ્લોરાના મોહમાં હું ઘેલી બનેલી હોવાથી મને સારા નરસાનું ભાન રહ્યું નહિ. તેથી જ્યારે તે તલેતલા નગરમાં જવાને તૈયાર થઈ, ત્યારે હું મારા અંતઃકરણ ઉપર કાબુ રાખી શકી નહિ. અને પરિણામે દેવળના સઘળા ભેદ ભરમો રાજકુમારી હેલનને કહી દીધા."

ફ્લોરેન્ડાનો આવો ઘોર અપરાધ જાણીને યુલિસિઝના ક્રોધનો પાર રહ્યો નહિ. તો પણ તે પોતાના અંતઃકરણ ઉપર કાબુ રાખીને તેની સઘળી વાત ધીરજથી સાંભળી રહ્યો હતો. પરંતુ જ્યારે તેણે દેવળના સઘળા ભેદભરમો હેલનને કહી દીધાની વાત તેને જાહેર

કરી, ત્યારે તે ધીરજ રાખી શક્યો નહિ. અને ફ્લોરેન્ડા પોતાની કર્મ કથા પુરી કરે તે પહેલાં સિંહના જેવી ગર્જના કરીને બોલી ઉઠ્યો કે "એ દુષ્ટા! તું આવો અપરાધ કરીશ, એવું મારા સ્વપ્નામાં પણ નહતું. જે વાત તારા માટે અસંભવીત હતી, તે તેં સંભવીત કરી દેખાડી છે. ઓ નીચ! તારે માટે મુકિતના દ્વાર આજથી બંધ થયા છે. ચાલ! મારી સામેથી દુર થા!"

આ પ્રમાણે કહીને તેણે તેને એક ધક્કો માર્યો. એટલે ફ્લોરેન્ડા ચત્તીપાટ થઇને ભોંય ઉપર પડી ગઈ. જમીન ઉપર પડયા પછી પણ તેણે આક્રંદ કરીને યુલિસિઝને પોતાનો અપરાધ ક્ષમા કરવાની વિનંતી કરતાં કહ્યું. "પિતાજી! મારો અપરાધ ક્ષમા કરો. હવે પછી તેવું કૃત્ય કદી પણ કરીશ નહિ. અને જે કાર્ય અનાયાસે થઇ ગયું છે, તેના નિવારણાર્થે આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરીશ."

આ વાત સાંભળીને યુલિસિઝ કેટલીકવાર સુધી ક્રોધના આવેશમાં દાંત કચકચાવતો ઉભો રહ્યો. પણ જ્યારે તે વધુ ધીરજ ધરી શક્યો નહિ, ત્યારે તેણે ક્રોધ કરીને કહ્યું કે "રંડા! તેં એવો અપરાધ કર્યો છે કે જે કદી પણ ક્ષમા થઇ શકે નહિ. તેથી ન્યાયના દિવસ સુધી તારે તેના ફળ ચાખવા પડશે. અને ઇસુ ખ્રિસ્ત તારો ઉક્ત અપરાધ ક્ષમા કરશે નહિ. તેનો તિરસ્કાર તારા સમાધી સ્થાન ઉપર અનંતકાળ પર્યંત વરસતો રહેશે. અને જો તું ધર્મને માટે દેહત્યાગ કરીશ, તો પણ તારી મૂક્તિ થવાની નથી."

યુલિસિઝના મુખે આવો પ્રતીઉત્તર સાંભળીને ફ્લોરેન્ડા મોટા સાદે રડવા લાગી. અને રડતાં રડતાં તેણે યુલિસિઝને દંડવત્ કરતાં કહ્યું. "પિતાજી! શું મારો અપરાધ ક્ષમા નહિ થાય? પ્રભુની ખાતર

આવા શબ્દો ન ઉચ્ચારો. જગત પ્રચાલક પ્રભુ દયાળુ હોવાથી તે અવસ્ય મારો આ અપરાધ ક્ષમા કરશે. અને મારા જેવી એક પાપિણી પરત્વે જરૂર અનુકંપા દેખાડશે. મને તેની આશા છે. તેથી જો હું ધર્મને માટે પ્રાણાર્પણ કરીશ તો તે અવસ્ય મારો અપરાધ ક્ષમા કરશે. આપની આગળ હાથ જોડીને હું એટલીજ યાચના કરૂં છું કે કૃપા કરીને મને પ્રાણાર્પણ કરવાની રજા આપો."

આ પ્રમાણે પોતાના મનોભાવ વ્યકત કરીને તે ફરી રડવા લાગી અને ઘણીવાર સુધી તેવી જ સ્થિતિમાં ભોંય ઉપર પડી રહી. આ સઘળા વખત દરમ્યાન યુલિસિઝ ક્રોધના આવેશમાં મૂક બનીને ઉભો રહ્યો. અને પોતાના મોઢામાંથી એક શબ્દ માત્ર પણ ઉચ્ચાર્યો નહિ. એક તરફ ફ્લોરેન્ડા ભોંય ઉપર પડીને રૂદન કરી રહી છે. અને બીજી તરફ યુલિસિઝ ક્રોધપુર્ણ દૃષ્ટિથી એકાગ્રચિતે તેને નિહાળી રહ્યો છે. ખરેખર આ દેખાવ જોવા લાયક હતો. કેટલોક સમય, આવી સ્થિતિમાં વ્યતિત થયા પછી યુલિસિઝના અંતઃકરણમાં દયાનો આવિર્ભાવ થયો. અને તેથી તેણે ફ્લોરેન્ડાની દુઃખદ સ્થિતિ પરત્વે અનુકંપા દેખાડીને કહ્યું. "ફ્લોરેન્ડા! મેં તારો અપરાધ ક્ષમા કર્યો છે. હવે તું નિર્વિઘ્ને પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરી શકીશ. પણ ઉક્ત કાર્ય જેમ બને તેમ સત્વર કરવું જોઇએ."

તેના આવા શબ્દો સાંભળીને ફ્લોરેન્ડાના આનંદનો પર રહ્યો નહિ. તેથી તેણે ઉપકારના આવેશમાં એકવાર ફરી યુલિસિઝને સાષ્ટાંગ દંડવત્ કર્યું. અને ઉષ્ણોદકથી તેના પાદ પ્રક્ષાલન કરીને ચરણામૃતનું પાન કર્યું. આ કાર્ય સમાપ્ત થયા પછી તેણે પ્રાણાર્પણ કરવા માટે પોતાને સાથે લઇ જવાની યુલિસિઝને વિનંતી કરતાં કહ્યું. "પિતાજી! આપે આ રંક કિંકરી પરત્વે દયા ભાવ દર્શાવીને જે મહદ્ ઉપકાર

કર્યો છે. તે હું કદી પણ વિસરીશ નહિ. આજે મને સ્વર્ગ પ્રાપ્ત થયું હોય તેવો આનંદ થાય છે. હવે મારા અંતઃકરણમાં માત્ર એકજ અભિલાષા શેષ રહી છે. અને તે એ છે કે આપની સાથે કોરડોવા નગરમાં આવીને આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરવું. જેમ આપે મારા પરત્વે દયાભાવ દર્શાવ્યો છે, તેમ કૃપા કરીને આ અભિલાષા પણ પરિતૃપ્ત કરો. હું હાથ જોડીને આપની આગળ તેની યાચના કરૂં છું."

ફ્લોરેન્ડા પોતાની અરજ પુરી કરી રહ્યા પછી યુલિસિઝે તેને કાંઇ પણ પ્રતી ઉત્તર આપવાને બદલે માત્ર મસ્તિક ધુનન કરીને તેની વિનંતી પોતે સ્વીકારી છે, એવો સંકેત કર્યો. અને પછી પર્યંક ઉપર જઇ બેઠો. એટલે ફ્લોરેન્ડા પણ ઘરના કામકાજમાં ગુંથાઇ ગઇ.

તે દિવસ તો એમને એમજ વીતી ગયો. અર્થાત ફ્લોરેન્ડા કે યુલિસિઝ એ ઉભયમાંના કોઇએ પણ ત્યાંથી નાશી જવાને માટે કાંઇ પણ પ્રયત્ન કર્યો નહિ. કેમકે તેમણે પોતાને ગુપ્ત રીતે નાશી જવાની વ્યવસ્થા કરી આપવાનું કાર્ય વિકલીફને સોંપેલું હોવાથી તત્સંબંધે તેમને કાંઇ પણ ચિંતા કરવા જેવું ન હતું. તદુપરાંત તેમને વિકલિફ ઉપર સંપુર્ણ વિશ્વાસ હોવાથી તેઓ પોતાના પ્રવાસની કાંઇ પણ વ્યવસ્થા નહિ કરતાં નિશ્ચિંત થઇને બેઠા હતા.

બીજા દિવસે સંધ્યાકાળે અંધારૂં થયા પછી વિકલિફ ગુપ્ત વેશે લપાતો છુપાતો મારટિનને ઘેર આવ્યો. એટલે ફ્લોરેન્ડાએ કમાડ ઉઘાડીને તેને ઘરમાં લીધો. પછી જ્યારે તે યુલિસિઝવાળા ઓરડામાં આવ્યો, ત્યારે યુલિસિઝે પોતાના આસન ઉપરથી ઉભા થઇને તેને ઉચિત સન્માન આપ્યું. અને તેને પોતાની પાસે બેસાડયો. બેસતાંની

સાથેજ વિકલિફે યુલિસિઝને વ્યાધિમાંથી મુક્ત થવા માટે અભિવંદન આપ્યું. અને તત્સંબંધે પોતાનો હર્ષ વ્યક્ત કર્યો. પ્રતીઉત્તરમાં યુલિસિઝે કહ્યું. "ભાઇ વિકલિફ! આપે મારા પરત્વે જે ભ્રાતૃભાવ દેખાડયો છે, તે બદલ હું આપનો ઘણો આભાર માનું છું. ખરૂં પૂછો તો હવે મને આ અસાર સંસારમાં લાંબા સમય પર્યંત જીવવાનો મોહ રહ્યો નથી. તેથી અત્યાર આગમચ મેં આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કર્યો હોત. પરંતુ એક વાતે મને તેમ કરતાં અટકાવ્યો છે. અને તે એ છે કે જો મેં પ્રાણાર્પણ કરવામાં ઉતાવળ કરી હોત તો અત્યારે જે ધર્મોત્સાહ આપણા ખ્રિસ્તિ બંધુઓમાં વ્યાપી રહ્યો છે, તે મંદ પડી જાત. કેમકે મેંજ તેમને નિરંતર ઉપદેશ આપીને તેમનો ધર્મોત્સાહ સતેજ કર્યો છે. અને તે કારણથીજ તેઓ ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાને માટે ઉત્કંઠિત થયા છે. તેથી જો તેમને સાથે લીધા વિના મેં પ્રાણાર્પણ કર્યું હોત તો કદાચ તેઓ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરત નહિ. આ કારણથીજ હું હમણા સુધી જીવતો રહ્યો છું. હવે મારૂં કાર્ય પુર્ણ થયું છે. અને મેં હજારો ખ્રિસ્તીઓને પ્રાણાર્પણ કરવાને માટે પ્રેર્યા છે. તેથી તેમાંના ઘણાખરા તો અત્યાર આગમચ પ્રાણાર્પણ કરી ચુક્યા છે. અને જેઓ શેષ રહ્યા છે, તેઓ પોતાની પ્રતિજ્ઞાનું પાલન સંપુર્ણ રીતે કરે છે. તેથી હવે હું પણ કોરડોવા નગરમાં જઇને પ્રાણાર્પણ કરવાની ઇચ્છા રાખું છું"

વિકલિફ—ભાઇ! આપે તો મારા અનુચિત વખાણ કરીને મને સપ્તમ આકાશ સુધી ચઢાવી દીધો છે. પરંતુ મેં તો જે કાંઇ કર્યું છે કે કર્યું છે, તે માત્ર મારા કર્તવ્યનું પાલન કરવા અર્થેજ કર્યું છે. અને તેથી વિશેષ કાંઇ પણ કર્યું નથી. આપના જેવા મહાન પુરૂષની સેવા કરવી એ મારૂં પરમ કર્તવ્ય છે. અને તેનું મેં કાંઇક

અંશે પાલન કર્યું છે. ખરેખર! આપની ઉચિત સેવા ચાકરી હું કરી શકયો નથી. આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરવા વિષે આપે જે ઉદ્દગારો કાઢયા છે, તે ખરેખર ઉત્કૃષ્ટ અને સમયાનુકુળ છે. નિસંદેહ આપની ઉક્ત ભાવના ઘણી ઉત્તમ છે. અને તેથી હું આપને આપની તેવી ઉચ્ચ ભાવના બદલ અભિવંદન આપું છું. પણ તેની સાથે મારે કહેવું જોઈએ કે આપને માટે પ્રાણાર્પણ કરવાનો સમય હજી આવ્યો નથી. તેથી આપે થોડા દિવસ સુધી તેને માટે થોભી જવું જોઇએ. હજી આપને માટે ઘણું કામ બાકી છે. કદાચ આપ તો પોતાના આયુષ્યની કાંઇ પણ કિંમત ગણુતા નહિ હો, પરંતુ અમે તો તેને અમુલ્યજ સમજીએ છીએ. આપણા ખ્રિસ્તી બંધુઓના અંતઃકરણમાં પ્રાણાર્પણુ કરવાની જે ભાવના આપે ઉત્પન્ન કરી છે, તેને પોષણ આપવા માટે આપની અગત્ય છે. કેમકે તે કાર્ય આપના સિવાય બીજી કોઇ પણુ વ્યક્તિથી થઇ શકે તેમ નથી. તેથી ભય રહે છે કે આપના મૃત્યુ પછી તેમનો ઉત્સાહ મંદ પડી જશે. ખરેખર તેમનો ધર્મોત્સાહ સતેજ અને જાગ્રત રાખવા માટે ઘણી અગત્ય છે. માટે જો હમણા પ્રાણાર્પણ કરવાનો વિચાર બંધ રાખો તો ઘણું સારૂં. પછી તો જેવી આપની ઇચ્છા.

યુલિસિઝ—ભાઇ વિકલિફ! આપે મારા પરત્વે જે ભક્તિભાવ દેખાડયો છે, તે બદલ હું આપનો ઘણો આભાર માનું છું. પરંતુ હવે હું કોઈ પણ રીતે મારો નિશ્ચય ફેરવી શકતો નથી. મેં તો મારૂં કર્તવ્ય બજાવ્યું છે. હવે આપણા અન્ય ભાઇઓએ તેમનું કર્તવ્ય બજાવવાનું છે. અને પોતાના ધર્મને માટે પ્રાણાર્પણ કરવો કે ન કરવો એ હવે તેમની ઇચ્છા ઉપર નિર્ભર છે. પરંતુ હવે હું તો કોઇ પણ રીતે મારા નિશ્ચયથી ફરીશ નહિ. માટે કૃપા કરીને અહિંથી

ગુપ્ત રીતે નિકળી જવાની વ્યવસ્થા કરી આપો. મુસલમાનો અમારી શોધ ખોળ કરી રહ્યા છે, એ વાત તો આપને સુવિદિત છેજ. માટે જેમ બને તેમ ગુપ્ત રીતે સઘળી તૈયારીઓ થવી જોઇએ. અને તેને માટે નગર બહાર બે અશ્વો તૈયાર રાખવાની અગત્ય છે. જો આટલું કામ કરી આપશો તો અમારા ઉપર મહદ્ કૃપા થશે.

વિકલિફ—ભાઇ! જ્યારે આપ પ્રાણાર્પણ કરવાને માટે તૈયાર થયા છો, ત્યારે મારો કાંઇ પણ ઉપાય નથી. ઠીક! જેવી આપની ઇચ્છા. આપના કહ્યા પ્રમાણે પ્રવાસની સઘળી વ્યવસ્થા કરીશ. પણ હું એ વાત સમજી શકતો નથી કે જ્યારે આપ પ્રાણ આપવાને માટે જ તૈયાર થયા છો, ત્યારે આ પ્રમાણે ભય રાખવાનું, અને નાશાગોશી કરવાનું પ્રયોજન શું છે? જો પ્રાણાર્પણજ કરવું હોય તો આ સ્થળ પણ તેને માટે યોગ્ય છે.

યુલિસિઝ—ભાઇ! આપનું કહેવું યથાર્થ છે. આ સ્થળે પ્રાણાર્પણ કરવામાં મને કાંઇ પણ વાંધો નથી. પરંતુ મારે એક અગત્યનું કામ હોવાથીજ કોરડોવા જવાનો વિચાર છે. ત્યાં ગયા પછી હું એવો પ્રયત્ન કરીશ કે જેને લીધે આપણી આ હિલચાલ મારા મૃત્યુ પછી પણ ટકી રહે. પણ જો તેને બદલે અહિંજ પ્રાણાર્પણ કરૂં તો કોરડોવાના ખ્રિસ્તિઓ નો ઉત્સાહ મંદ પડી જવાનો ભય રહે છે. આ કારણથી ત્યાં ગયા વિના મારો છુટકો નથી. કોરડોવામાં ગયા પછી લાગલાગટ આઠ દસ દિવસ સુધી આપણા ખ્રિસ્તિ બંધુઓનો ઉત્સાહ સતેજ રાખવા માટે તેમને ઉપદેશ આપતો રહીશ. અને તે કાર્યથી પરવાર્યા પછીજ પ્રાણાર્પણ કરીશ.

વિકલિફ—ભાઇ! ખરેખર આપની ભાવના ઘણી ઉત્તમ છે.

પરમાત્મા આપની મનોવાંચ્છના પુર્ણ કરે એવી મારી તેના પરત્વે અભ્યર્થના છે. પણ શું સેન્ટ ફ્લોરેન્ડાને પણ આપની સાથે લઇ જશો ?

યુલિસિઝ—હા ! તે પણ મારી સાથે આવશે. કેમકે પ્રાણાર્પણ કરવાની તેની પણ ઇચ્છા છે.

વિકલિફ—બેન ! આપ આટલા ઉતાવળા શા માટે થાઓ છો? યુલિસિઝના મૃત્યુ પછી ખ્રિસ્તિઓની કેવી સ્થિતિ થાય છે તે જોવા સારૂ આપે વધુ સમય પર્યંત જીવતા રહેવાની અગત્ય છે. માટે આવા કાર્યમાં ઉતાવળ કરવાની અગત્ય નથી.

ફ્લોરેન્ડા—શ્રીયુત મહાશય ! આપની લાગણી માટે હું આપનો ઘણો આભાર માનું છું. પરંતુ દિલગીર છું કે હવે મને વધુ સમય પર્યંત જીવતાં રહેવાનો મોહ રહ્યો નથી. તેથી આપના કહેવા પ્રમાણે હવે હું મારો નિશ્ચય ફેરવી શકતો નથી. માટે હું તો જઇશ.

આ પ્રમાણે વાતચીત કરી રહ્યા પછી ઉઠતી વખતે યુલિસિઝના સુચના અનુસાર વિકલીફે કહ્યું. "ઠીક ! આપના કહેવા પ્રમાણે આવતી કાલે પ્રવાસની સઘળી વ્યવસ્થા કરીશ. કોરડોવા નગરની બ્હાર નિકળ્યા પછી રાજમાર્ગ ઉપર એક માણસ બે ઘોડા સાથે તમારા જોવામાં આવશે. એટલે તેની પાસેથી ઉભય અશ્વો લઇ લેજો."

આ પ્રમાણે સુચના કરીને તેને કાંઇ અગત્યનું કામ હોવાથી તે પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. બીજા દિવસે રાત્રે યુલિસિઝે એક મુસલમાનના જેવા વસ્ત્રો પરિધાન કર્યા. અને ફ્લોરેન્ડાને પણ એક ઇસ્લામી સૈનિક જેવા વસ્ત્રો પહેરાવ્યા. આવી રીતે વસ્ત્રો બદલીને તેઓ ઘર બ્હાર નિકળ્યા. અને કોરડોવા નગર પરત્વે પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં તેઓ તલૈતલા નગરના સિંહદ્વાર આગળ આવી

પહોંચ્યા. આ વખતે રાતનો ઘણો સમય વ્યતિત થએલો નહિ હોવાથી નગરના દ્વાર ઉઘાડા હતા. તેથી તેઓ નિર્વિઘ્ને બ્હાર નિકળ્યા. થોડે દુર સુધી ગયા પછી તેમણે અંધારામાં એક ઝાડ નીચે શ્યામ વસ્ત્ર ધારી એક વ્યક્તિને બે અશ્વો સહિત ઉભેલી જોઇ. એટલે મનમાં ખુશી થઇને તેઓ તેની પાસે ગયા. અને વિટલિફની સુચના-અનુસાર પોતાની ઓળખાણ આપીને તેની પાસેથી ઘોડા લઇ લીધા. અને અશ્વારૂઢ થઇને આગળ પ્રયાણ કર્યું. આ પ્રમાણે કોઇ પણ સ્થળે વિશ્રાન્તી લીધા વિના લાગલાગટ દશ દિવસ પર્યંત પ્રવાસ કર્યા પછી તેઓ કોરડોવા નગરમાં આવી પહોંચ્યા. અને સીધા નગરના મુખ્ય દેવળ તરફ ગયા. દેવળની પાસે આવીને તેમણે કોઇ અમુક વ્યક્તિનું નામ લઇને સાદ આપ્યો. એટલે ઉક્ત વ્યક્તિએ બારણા ઉઘાડીને ઉચિત સન્માન સહિત તેમને અંદર લીધા. દેવળમાં ગયા પછી તેમાં નિવાસ કરી રહેલી વ્યક્તિઓ તેમને જોઇને અતિ પ્રસન્ન થઇ. અને લાંબા સમય પછી તેઓ એક બીજાને મળેલા હોવાથી વિધ વિધ પ્રકારની વાતો કરવામાં તેમણે ઘણો સમય વ્યતિત કર્યો. યુલિસિઝે પોતાને કોરડોવામાંથી નિકળ્યા પછી કેવાં કેવાં સંકટો સહન કરવાં પડયાં હતાં, ફ્લોરા તેને કેવી રીતે ઘાયલ કરીને નાશી ગઇ હતી, અને ઇસ્લામી સેનાએ કેવી રીતે નગરની ઝડતી લીધી હતી, એ સઘળી બીના અથથી ઇતિ પર્યંત નિવેદન કરી. તેની કર્મકથા પુરી થયા પછી ખ્રિસ્તીઓએ તેને રહેવા માટે દેવળમાં એક ગુપ્ત ઓરડો ઉઘાડી આપ્યો. એટલે યુલિસિઝ અને ફ્લોરેન્ડા તેમાં જઇ રહ્યા.

પ્રિયપાઠક ! યુલિસિઝ કોરડોવામાં શા કારણથી આવ્યો હતો, એ આપણે આગળથી જોઇ ગયા છીએ. તેથી તે વિષે વધુ ઉહાપોહ કરવાની અગત્ય નથી. બીજા દિવસથી તેણે પોતાના કાર્યનો આરંભ

કર્યો. એટલે લોકોના ટોળેટોળાં તેની પાસે અહરનિશ આવવા લાગ્યાં. એટલે યુલિસિઝ તેમને ઉપદેશ આપીને તેમનો ઉત્સાહ સતેજ રાખવાનો પ્રયત્ન કરતો. આ પ્રમાણે ઉપદેશ આપવાનું કાર્ય પુર્ણ થયા પછી તેણે એક વૃદ્ધ ધર્માધ્યક્ષને પોતાના મૃત્યુ પછી લોકોને ઉપદેશ આપવાની ભલામણ કરી. એક તરફ યુલિસિઝ લોકોને ઉશકેરતો હતો. અને બીજી તરફ ફ્લોરેન્ડા પણ કુશળતાપુર્વક પોતાનું કાર્ય કરી રહી હતી. તેનો સઘળો વખત મિત્ર મંડળને મળવા હળવામાંજ વ્યતિત થતો હતો. જ્યારે તે કોરડોવામાં રહેતી હતી, ત્યારે તેનાં અપાર સૌંદર્યને લીધે ત્યાંના સઘળા ધર્માધ્યક્ષો તેના તરફ આકર્ષાયા હતા. એવી એક પણ વ્યક્તિ ભાગ્યેજ હશે કે જે તેના પરત્વે પ્રેમભાવ દર્શાવતી ન હોય. તેથી જ્યારે તેના આગમનના સમાચાર લોકોના જાણવામાં આવ્યા, ત્યારે તેઓ ગુપ્ત રીતે તેને મળવા આવવા લાગ્યા. તેમજ તે પણ પ્રસંગોપાત તેમને મળવાને માટે જવા લાગી. જેમ યુલિસિઝ પકડાઇ જવાના ભયથી રાતની વખતેજ લોકોને મળતો હતો, તેમ ફ્લોરેન્ડા પણ તેવાજ ભયને લીધે લોકોને રાત્રેજ મળતી હતી. ખરી રીતે જોતાં તેમને ભય રાખવાનું કાંઇ પણ કારણ ન હતું. કેમકે તેઓ મરવાને માટે તૈયાર થએલા હતા. અને તે કાર્ય પરિપુર્ણ કરવાને માટે પોતાના ધારેલા સ્થાને આવી પહોંચ્યા હતા. માત્ર તેમને એજ ચિંતા હતી કે તેમના મૃત્યુ પછી લોકોમાં તેમણે પ્રેરેલો ઉત્સાહ જાગૃત રહેશે કે કેમ ? આ પ્રકારની ચિંતાને લીધેજ તેઓ પોતાની પ્રતિજ્ઞા અનુસાર દેહ અર્પણ કરવાને અચકાતા હતા. પોતાની યોજના નિષ્ફળ જાય નહિ, એટલા માટે યુલિસિઝ અને ફ્લોરેન્ડા પોતાનો બનતો પ્રયત્ન કરતા હતા. પકડાઇ જવાના ભયને લીધે યુલિસિઝ ઘરની બ્હાર પગ પણ નહિ મૂકતાં માત્ર પોતાની પાસે આવનારા

લોકોનેજ ઉપદેશ આપતો હતો. પણ ફલોરેન્ડા તો ઘેર ઘેર ફરીને લોકોને પ્રાણાર્પણ કરવાને માટે ઉશ્કેરતી હતી. તે સામાન્ય રીતે સ્ત્રી પુરૂષો ઉભયને ઉપદેશ આપતી હતી. આ પ્રમાણે લોકોને ઉશ્કેરવાનું કાર્ય લાંબા સમય પર્યંત કાયમ રહ્યું. એટલુંજ નહિ પણ કારડોવાના ખ્રિસ્તી નગરવાસીઓ તેમના ઉપદેશમાં ઘણો રસ લેતા હતા. તેથી તેમના વચનામૃતનુ પાન કરવાને તેઓ અહરનિશ રાતની વેળાએ દેવળમાં આવતા હતા. તદનુસાર એક રાત્રે ઉપદેશ સાંભળવા અર્થે આવેલા લોકોના ચાલ્યા જવા પછી યુલિસિઝ અને ફલોરેન્ડા ઉભય પોતે આ રંભેલા કાર્યવિષે નાના પ્રકારની વાતો કરવા લાગ્યા. આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં યુલિસિઝને કોઇ વાતનું સ્મરણ થઇ આવતાં તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. આ પ્રકાર ફલોરેન્ડાના જોવામાં આવ્યો. એટલે તેનું કારણ જાણવાની તેને ઉત્કંઠા થઇ આવી. તેથી તેણે યુલિસિઝને કહ્યું. "પિતાશ્રી! આપ નિશ્વાસ શા માટે નાખો છો? આપને એવું શું દુઃખ પડયું છે? આપને નિશ્વાસ નાખતાં જોઇને મારૂં કાળજું કપાઇ જાય છે. માટે નિશ્વાસ નાખવાનું જે કારણ હોય તે સત્વર નિવેદન કરો."

યુલિસિઝ—પુત્રી! હું નિશ્વાસ એટલા માટેજ નાખું છું કે આપણા મૃત્યુનો સમય નિકટ આવી લાગ્યો છે, છતાં હું મારૂં વૈર લઇ શક્યો નહિં. ખરેખર હું જ્યાં સુધી ફલોરા ઉપર વૈર લઇશ નહિ, ત્યાં સુધી મને કોઇ પણ પ્રકારે ચેન પડવાનો નથી. ફલોરેન્ડા! તું ઘણીવાર બ્હાર ફરવા માટે જાય છે. તો શું ફલોરા તારા જોવામાં પણ આવતી નથી?

ફલોરેન્ડા—નહિ, પિતાશ્રી! તે અત્યાર સુધી તો મારા જોવામાં આવી નથી. પણ હવે હું તેની બરાબર શોધ કરતી રહીશ હો. પણ

એવું સાંભળવામાં આવ્યું છે કે હેલન અને ઝિઆદ અહિં આવી પહોંચ્યા છે.

યુલિસિઝ—શું હેલન પણ અહિં આવી છે! ફ્લોરેન્ડા! તું બોલે છે કે બકે છે? કાંઈ ઘેલી તો થઈ નથી ને? હેલનને ઝિઆદ સાથે શો સંબંધ કે તે તેની સાથે અહિં આવે? શું તેણે ઇસ્લામનો અંગીકાર કર્યો છે?

ફ્લોરેન્ડા—પિતાશ્રી! અહિંના ખ્રિસ્તિઓમાં તો એવી માન્યતા પ્રવર્તિ રહી છે કે હેલને ઇસ્લામનો અંગીકાર કર્યો છે. પણ હજી સુધી તે વાતનો કાંઇ પણ પુરાવો મળ્યો નથી.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! જો હેલને ઇસ્લામનો અંગીકાર કર્યો હોય તો તેને પણ ભારે શિક્ષા કરવી જોઇએ. કેમકે તેણે ખ્રિસ્તી ધર્મનું ભારે અપમાન કર્યું છે. ફ્લોરાની ભાળ ન લાગે તો કાંઇ નહિ. પરંતુ ગમે તેમ કરીને હેલનને તો તેના અયોગ્ય કૃત્ય બદલ પ્રાણ દંડની શિક્ષા અવશ્ય કરવીજ જોઇએ. જ્યાં સુધી તેના ઉપર વૈર લેવામાં નહિ આવે ત્યાં સુધી મને કોઇ પણ રીતે ચેન પડવાનો નથી. માટે જો તારાથી બની શકે તો કોઇ પણ પ્રકારે હેલનને મારી નાખ.

ફ્લોરેન્ડા—પિતાશ્રી! હેલન મુસલમાનોના કબજામાં હોવાથી તેને મારી નાખવાનું કાર્ય ઘણું કઠણ છે. માત્ર કઠણ છે એટલુંજ નહિ, પરંતુ તે સર્વાંશે અશક્ય છે. માટે તેના ઉપર વૈર લેવાની તો આશાજ છોડી દો.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તું એક મહાન અપરાધી અને પાપિષ્ટ છે. કેમકે તેં ઇસુ ખ્રિસ્તની સાથે દગો કર્યો છે. તેમ છતાં પણ મેં તારો અપરાધ ક્ષમા કર્યો છે, પરંતુ જ્યાં સુધી તું આપણા ધર્મની

કાંઇ પણ અનુપમ સેવા કરીશ નહિ, ત્યાંસુધી પાપ મુક્ત થવાની નથી. માટે જો તું મુક્તિની આશા રાખતી હોય તો કોઈ પણ પ્રકારે હેલનને મારી નાખ.

ફ્લોરેન્ડા—પિતાશ્રી ! આપની આજ્ઞા હું માથે ચઢાવું છું. પરંતુ આ કામ ઘણું કઠણ છે. તેથી તેમાં હું સફળ થઇશ કે કેમ એ શંકાસ્પદ છે.

યુલિસિઝ—ફ્લોરેન્ડા ! તારૂં કહેવું ખરૂં છે. પણ જે લોકો ધર્મને માટે પ્રાણ આપવાને તૈયાર થાય છે, તેમને માટે કોઈ પણ કાર્ય કઠણ નથી. માટે જો આપણા ધર્મની કાંઇ સેવા બજાવવાની તારી ઇચ્છા હોય તો ઝિઆદના ઘરમાં જઇને કોઇ પણ પ્રકારે હેલનને મારી નાખ. અને જો મુસલમાનો તને પકડી લે તો તેજ વખતે પ્રાણ આપી દેજે. જો આ પ્રમાણે કરીશ તો તારા સઘળા પાપ માફ થઇ જશે. અને તું પાપના બંધનમાંથી મુક્ત થઇશ.

ફ્લોરેન્ડા—પિતાશ્રી ! આપની આજ્ઞાનું પાલન કરવું એ મારૂં પરમ કર્તવ્ય છે. પણ આ કામમાં મારી હિમ્મત ચાલતી નથી.

યુલિસિઝ—ફ્લોરેન્ડા ! લુટાયા પછી ભય શાનો ? જ્યારે તું આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરવાને માટે તૈયાર થઇ છે, ત્યારે તને ભય કઇ વાતનો છે ? અને મરવા માટે તૈયાર થએલા માણસે પ્રાણનો ભય શા માટે રાખવો જોઇએ ? જ્યારે તું એક દિવસે આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરવાનીજ છે, ત્યારે તારે માટે એજ ઉચિત છે કે હેલનને મારીને મરવું. અને તેમ કરવાથી આપણા લોકોમાં તારી પ્રતિષ્ઠા ઘણી વધશે.

યુલિસિઝની આવી વાતો સાંભળીને ફ્લોરેન્ડા વિચારમાં પડી

ગઈ. અને તેને શો ઉત્તર આપવો તે વિષે પોતાના મનમાં વિચાર કરવા લાગી. આ પ્રમાણે તે વિચારના વમળમાં ગુંથાએલી હોવાથી લાંબા સમય પર્યંત યુલિસિઝને કાંઈ પણ ઉત્તર આપી શકી નહિ. તે મનમાંજ કહેતી કે "કોઇ પણ રીતે પ્રાણ આપ્યા વિના છુટકો નથી. અને જ્યારે એકવાર મરવું છે, ત્યારે ભય શા માટે રાખવો જોઇએ? કાંઇ હેલને માત્ર યુલિસિઝનુંજ અપમાન કર્યું નથી. પરંતુ તેણે મારૂં પણ અપમાન કર્યું છે. મેં તેના ઉપર વિશ્વાસ રાખીને તેને દેવળને લગતો સઘળો ભેદ કહી દીધો. જેના પરિણામે આજે મારે અનેક હાડમારીઓ ભોગવવી પડે છે. યુલિસિઝનું કહેવું ખરૂં છે. હેલનને મારી નાખવાથી મને મુક્તિ મળશે એ નિસંદેહ છે. અને તેની સાથે મારો વૈરાગ્નિ પણ શાંત પડશે. ઝિઆદની સાથે તે આનંદ વિહાર કરે એ હું કદી પણ સહન કરી શકીશ નહિ. મારા ધારવા પ્રમાણે હજી તેમનું લગ્ન થયું નહિ હોય. માટે હવે તો એજ નિશ્ચય કે તેને કોઇ પણ રીતે મારી નાખવી. હા! પણ તેને મારવી કેવી રીતે તે એક પ્રશ્ન છે? તેમજ ઉક્ત કાર્ય મારાથી થઇ શકશે કે કેમ એ શંકાસ્પદ છે. હું ગમે તેટલી હિમ્મત રાખું, પણ આખરે અબળા તે અબળા. અબળાનું ગજું કેટલું? આ કામમાં કોઇ પુરૂષની સહાયતાની અગત્ય છે. પરંતુ કોની સહાયતા લેવી તે સમજાતું નથી? અને જો હું કોઇની મદદ માગીશ તો તે મને મદદ આપશે કે કેમ એ શંકાસ્પદ છે. હા! ઠીક યાદ આવ્યું. આ દેવળના લગભગ સઘળા ધર્માધ્યક્ષો મારા મિત્ર હોવાનો દાવો કરેછે. તો લાવો, તેમના પ્રેમની કસોટી કરૂં. અને જોઉં કે તેઓ મને સહાયતા આપે છે કે કેમ?"

આ પ્રમાણે વિચાર કરવામાં ઘણો સમય વીતી ગયો. તેથી યુલિસિઝે ધીરજ ખોઇને તેને સંબોધીને કહ્યું. "કેમ ફ્લોરેન્ડા? શું

વિચાર કરી રહી છે? આખરે કાંઇ નિર્ણય ઉપર આવી કે નહિ? તારે જે કાંઇ કહેવું હોય તે સત્વર કહી દે. હું ફરી પણ કહું છું કે જો તું ખરા અંતઃકરણથી આપણા ધર્મને માટે પ્રાણાર્પણ કરવામે તૈયાર થઇ હોય તો આ કામ તારે માટે કાંઇ કઠણ નથી.

ફ્લોરેન્ડા—પિતાજી! આપનું કહેવું યથાર્થ છે. તેથી આપની આજ્ઞાનું પાલન કરવામાં મને કોઇ પણ પ્રકારનો વાંધો નથી. પણ કૃપા કરીને મદદને માટે કોઇ માણસને સાથે લઇ જવાની મને રજા આપો.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તારી માગણી હું ઘણી ખુશીથી સ્વીકારૂં છું. તું કોઇ માણસને પોતાની સાથે લઇ જાય તેમા મને કાંઇ પણ વાંધો નથી. એટલુંજ નહિ પણ જો તું કોઇ બીજા માણસને આ કાર્યમાં સામીલ કરી લઇશ તો તેથી તને વધુ પુણ્ય પ્રાપ્ત થશે. કેમકે તારા પ્રતાપે એક વધુ ખ્રિસ્તીને ઇસુ ખ્રિસ્તની સેવા કરવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થશે. માટે તારી ઇચ્છા હોય તે માણસને ઘણી ખુશીથી પોતાની સાથે લઇ જા.

ફ્લોરેન્ડા—પિતાજી! આપે મારી માગણી સ્વીકારીને મારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. આપના કહેવા પ્રમાણે આવતી કાલેજ આ વાતનો બંદોબસ્ત કરી લઇશ.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! તારી આ વાત સાભળીને મને ઘણો આનંદ થયો. પ્રભુ તને મદદ કરો. અને તારી મનોકામનાઓ સફળ થાઓ. પણ એટલું યાદ રાખજે કે જો મુસલમાનો તને પકડી લેતો આપણો કાંઈ પણ ભેદ તેમને નહિ કહેતાં ખુશીથી પ્રાણ આપી દેજે. તેમ કરવાથી તને વધુ પુણ્ય પ્રાપ્ત થશે.

ફ્લોરેન્ડા—ઠીક! આપની આજ્ઞા હું માથે ચઢાવું છું.

યુલિસિઝ—હવે મારે પણ કાંઈ કામ શેષ રહ્યું નથી. મેં મારા કર્તવ્યનું સંપુર્ણ રીતે પાલન કર્યું છે. તેથી તારા સારા નરસા સમાચાર મળ્યા પછી હું પણ પ્રાણાર્પણ કરવાને માટે તૈયાર થઇ જઇશ. અને જો તું તારા કાર્યમાં સફળ થઇશ તો મને ઘણો આનંદ પ્રાપ્ત થશે. અને પરિણામે હું ખુશીથી પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરીશ.

ફ્લોરેન્ડા—પિતાજી! આપનું કહેવું યથાર્થ છે. હું મારૂં કામ ઘણી ચાલાકીથી કરીશ. માટે આપ તે વિષે નિશ્ચિંત રહો.

યુલિસિઝ—ફ્લોરેન્ડા! મને તારા ઉપર વિશ્વાસ છે. તું તારા કાર્યમાં સફળ થઈશ એ નિસંદેહ છે. આપણે ધર્મને માટે પ્રાણ આપીને બીજા લોકો ઉપર તેનો દાખલો બેસાડવો જોઇએ. જો આપણે તેમ કરીશું તો બીજા લોકો પણ આપણું અનુકરણ કરીને આપણા ધર્મનો પુનરોદ્ધાર કરશે. પણ તેનો સઘળો આધાર તારા ઉપર નિર્ભર છે.

ફ્લોરેન્ડા—પિતાજી! તે વિષે આપ નિશ્ચિંત રહો.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ પર્યંક ઉપર પડયા. અને પોતેજ આરંભેલા કાર્ય વિષે અનેક તર્ક વિતર્ક કરતાં નિદ્રાધીન થયા.



# પરિશિષ્ટ ૧૧ મું.

## શત્રુઓની નવી યુકિત.

કાઝી સાહેબને ત્યાં અહર્નિશ રાતની વખતે જે મેળાવડો થતો હતો તે વિષે આપણે આગળ વિવેચન કરી ચુકયા છીએ. આ મેળાવડામાં નગરના શ્રીમંતો ઉપરાંત સૈન્યના સેનાધ્યક્ષો અને સુશિક્ષિત વિદ્વાનો ભાગ લેતા હતા. અને તેમાં નાના પ્રકારની ચર્ચાઓ થતી હતી. આપણો પુર્વ પરિચિત ઝિઆદ પણ પ્રસંગોપાત ઉક્ત મેળાવડામાં ભાગ લેતો હતો. પરંતુ હેલન સાથે લગ્ન કર્યા પછી તે કવચિતજ ઘર બ્હાર જતો હતો. કેમકે મોહક્ષી હેલન તેને એક ઘડી પણ વિખુટો પડવા દેતી નહિ. આ કારણથી તે પોતાની પ્રિયા સાથે આનંદ વિહારમાં દિવસ વ્યતિત કરતો હતો. આ પ્રમાણે જો કે તેમના દિવસો ઘણા આનંદમાં પસાર થતા હતા, પણ તેમને એક વાતનું મોટું દુઃખ હતું. અને તેથી અત્યોત્તમ આનંદ વિહાર પણ તેમને વિષ જેવો લાગતો હતો. તેમના શોકનું કારણ ફલોરા હતી. ગમે તેટલી શોધખોળ કર્યા છતાં હજી સુધી તેની કાંઇ ભાળ લાગી ન હતી. આ એકજ વિષય હતો કે જે ઉક્ત યુગલ દંપતીને કાંટા સમાન ખુંચતો હતો. તેથી કેટલીક વખતે વાત કરતાં કરતાં તેઓ ફલોરાનું સ્મરણ કરીને શોક કરતા હતા. કોઇવાર હેલન, તો કોઇવાર ઝિઆદ, તે બન્ને પ્રસંગોપાત ફલોરાનું સ્મરણ કરીને અશ્રુપાત કરતા હતા. પરંતુ તેમનું આ સંકટ કોઈ પણ પ્રકારે દુર થતું નહિ.

યુલિસિઝ તલૈતલા નગરથી નિકળ્યો તેના બીજા દિવસે સાંજની વખતે તે પ્રેમી યુગલ પોતાના ઘરમાં બેસીને અરસ્પરસ પ્રેમાલાપ કરી રહ્યું છે, એટલામાં એક વાતનું સ્મરણ થઇ આવતાં ઝિઆદે હેલનને ઉદ્દેશીને કહ્યું. "પ્રાણેશ્વરી ! આપણે અહિં આવ્યા તેને લગભગ બે સપ્તાહ વીતી ગયા. પણ આજ સુધી હું એક પણ વખતે કાઝી સાહેબને મળી શક્યો નહિ. તેથી તે મારા વિષે અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતા હશે. માટે જો તું રજા આપે તો આજે તેમને મળી આવું. લગ્ન કર્યા પછી મિત્ર મંડળનો સર્વાંશે પરિત્યાગ કરવો એ મારા જેવા એક ગૃહસ્થને માટે યોગ્ય નથી. તેથી આજે ગમે તેમ કરીને કાઝીસાહેબ અને અન્ય મિત્રોને મળી આવવાનો વિચાર છે. કેમ આ વિષયમાં તારો શો અભિપ્રાય છે?"

હેલન—પ્રાણનાથ ! આપનું કહેવું યથાર્થ છે. પણ હું આપને તે વાતની ક્યાં ના પાડું છું. આપ ઘણી ખુશીથી આપના મિત્રોને મળો. અને જો તેમને ત્યાં જાતે જવાનું ન બને તો તેમને અહિં બોલાવો. લગ્ન કર્યા પછી મિત્રો અને આપ્તજનોનો પરિત્યાગ કરવો એ વાતને હું પસંદ કરતી નથી. લગ્ન સમયે જે પવિત્ર પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે દ્વારા જેમ માણસ પોતાની પત્નિ સાથે માયાળુ પણે વર્તવાને બંધાયલો છે, તે તેને દરેક પ્રસંગે પોતાના મિત્રો અને આપ્તજનો સાથે સ્નેહપુર્વક વર્તવાને કર્તવ્યથી બંધાયલો છે. ઉભય માંથી એક પણ કર્તવ્યનો ભંગ કરવો તે એક મહાન અપરાધ સમાન છે. એટલુંજ નહિ પણ તે આપના જેવા એક સુજ્ઞ પુરૂષને માટે તો અનુચિતજ ગણાય. તેથી આપે કોઇ પણ રીતે નિજ આપ્તજનોનો પરિત્યાગ કરવો જોઇએ નહિ. પણ વ્હાલા ! જેમ આપ નિજ આપ્તજનોને મળવાને માટે આતુર છો, તેમ કદાચ તેઓ પણ

આપને મળવાને આતુર હશે. જો તેમજ હોય તો તેઓ અહિં શા માટે આવતા નથી? તેમને અહિંજ બોલાવોને?

આ પ્રમાણે હેલને પોતાના મનોભાવ વ્યક્ત કર્યા.

ઝિઆદ—પ્રિયે! તારૂં કહેવું યથાર્થ છે. સુજ્ઞ મનુષ્યોએ ગમે તેવી હાલતમાં નિજ મિત્રો અને આપ્તજનોનો પરિત્યાગ કરવો જોઇએ નહિ. તેં આ બાબતમાં મને જે શિખામણ આપી છે તે ખરેખર મનન કરવા જોગ છે. તારૂં કહેવું ખરૂં છે. જેમ હું મારા મિત્રોને મળવા જવાને માટે આતુર છું. તેમ તેઓ પણ મને મળવાને આતુર છે. પણ તેમને અહિં આવવામાં અનેક પ્રકારની હરકતો નડે છે. તેમાંની એક એ છે કે અહિં આવવાથી તેમને માત્ર મારીજ સોબતનો લાભ મળે છે. પણ કાઝી સાહેબને ત્યાં જવાથી તેમને અનેક વિદ્વનોના સત્સંગનો લાભ મળે છે. આ કારણથીજ અમે ત્યાં જવાનું પસંદ કરીએ છીએ. વળી ત્યાં જવાથી કદાચ ફ્લોરાની ભાળ લાગવાનો પણ સંભવ છે.

આ પ્રમાણે ઝિઆદે પોતાના મિત્રોને પોતાને ત્યાં નહિ બોલાવવાનો વાંધો નિજ પ્રિયા હેલનને કહી બતાવ્યો.

હેલન—પ્રાણનાથ! મને ઘણી નવાઈ લાગે છે કે ફ્લોરાનો પત્તો કેમ લાગતો નથી? નતો તે જાતે આપણને આવી મળે છે કે નતો તેની ભાળ મળે છે? હવે કરવું શું તેની કાંઇ સમજ પડતી નથી? આપણે આપણું બનતું કર્યું છે. પણ દૈવ આગળ કાંઈ ઉપાય નથી. જંગલે જંગલ ભટકયા, સઘળા ખ્રિસ્તી દેવળોમાં ફરી વળ્યા, પણ તેની ભાળ ન લાગી તે નજ લાગી. અને હવે તેની ભાળ લાગશે કે કેમ એ સંદેહયુક્ત છે. શું કાઝી સાહેબ અથવા આપના અન્ય મિત્રો પણ તેની ભાળ લાવ્યા નથી?

ઝિઆદ—વ્હાલી! હું ઘણા દિવસથી કાઝી સાહેબને ત્યાં ગયો નથી, એ તો તું જાણે છેજ. તો પછી તેમને ફ્લોરાની ભાળ મળી કે નહિ એ હું કેમ જાણી શકું? ફક્ત ભેદ મેળવવા માટેજ આજે કાઝી સાહેબને ત્યાં જવાનો વિચાર છે. હેલન પ્રાણનાથ! મારૂં કહેવું એમ નથી કે આપ કોઇ પણ ઠેકાણે ન જાઓ? જ્યાં જવું હોય ત્યાં ઘણી ખુશીથી જાઓ. પણ જેમ બને તેમ વ્હેલા આવવાની ટેવ રાખજો.

ઝિઆદ—ઠીક! તારા કહેવા પ્રમાણે વ્હેલો ઘેર આવીશ.

હેલન—તો, ઘણી ખુશીથી કાઝી સાહેબને ત્યાં પધારો. કદાચ ત્યાં ફ્લોરાની પણ ભાળ મળી જશે. પણ જો, જો, વ્હેલા ઘેર આવવાનું ભૂલતા નહિ.

ઝિઆદ—ઠીક! તારા કહેવા પ્રમાણે વ્હેલો ઘેર આવીશ. પછી કાંઇ વાંધો છે? કાઝી સાહેબને ત્યાં ઝાઝીવાર લાગશે નહિ. કેમકે રાત્રિની પ્રાર્થના વખતે ત્યાં એકઠા થએલા સઘળા લોકો વિખરાઇ જાયછે.

હેલન—ઠીક! જો એમજ હોય તો આપ પણ આનંદ પુર્વક ત્યાં જાઓ.

આટલું સંભાષણ કર્યા પછી નવિન વસ્ત્રો પરિધાન કરી, અને કેડમાં કટાર ખોસીને ઝિઆદે કાઝી સાહેબના ઘર તરફ પ્રયાણ કર્યું. અને કાઝી સાહેબ સમક્ષ આવતાંજ તેમને નમસ્કાર કરીને એક જગ્યાએ બેસી ગયો. તેને આવેલો જોઇને કાઝી સાહેબે હસતાં હસતાં કહ્યું, "ઝિઆદ! તમે તો હમણા અહિં આવવાનુંજ મૂકી દીધું છે. આજે ઘણા દિવસ પછી તમારા દર્શન થયા. હમણા કેમ આવતા નથી? કેમ કાંઇ અગત્યના કાર્યમાં તો રોકાયા નથીને?"

ઝિઆદ—મહાશય! આપનું કહેવું યથાર્થ છે. હું ઘણા દિવસ

થયાં આપની પાસે આવી શક્યો નથી, એ વાત ખરી છે. પણ તત્સંબંધે આપે જે અનુમાન બાંધ્યું છે, તે ખરૂં નથી. હું કાંઇ કામમાં રોકાયલો હોવાથી આપની પાસે આવી શક્યો નથી એવું જે આપ કહો છો તે ખોટું છે. હું ઘણીવાર આપની પાસે આવવાનો પ્રયત્ન કરૂં છું, પરંતુ કાંઇ અને કાંઈ આકસ્મિક સંજોગોને લીધે અવાતું નથી. આના સિવાય બીજું કાંઇ પણ કારણ નથી.

કાઝીસાહેબ—ઝિઆદ ! હું ધારૂં છું કે તમેં લગ્ન કર્યું છે, તે કારણ કદાચ અહિં આવી શકતા નહિ હો. વારૂ ! એ બધું તો ઠીક. પણ એ તો કહો કે ફ્લોરાનો પત્તો લાગ્યો કે નહિ ?

પોતાના લગ્ન સંબંધે કાઝી સાહેબે જે કટાક્ષ કર્યો હતો તે સાંભળીને ઝિઆદ શરમાઇ ગયો. અને તેથી તેમની ભ્રમણા દુર કરવા માટે તેણે નીચી નજરથી મંદમંદ હાસ્ય કરતાં કહ્યું. "મહાશય ! આપની આ કલ્પના પણ કેવળ અસત્ય છે. મારૂં લગ્ન થયું છે, એ વાતની હું ના પાડતો નથી. અને તે આપના સમક્ષજ થયું છે. પણ હું તે કારણથી આપની પાસે આવી શકતો નથી, એવી જે કલ્પના આપે કરી છે, તે ખરી નથી. હું શા કારણથી આપની પાસે આવી શકતો નથી, એ વાત મેં પહેલાંથીજ આપને નિવેદન કરી છે. અને તે અક્ષરસ સત્ય છે. ફ્લોરાના સંબંધમાં આપે મને જે પ્રશ્ન પૂછ્યો તે વિષે મારે એટલું જ કહેવાનું છે કે હજી સુધી તેની ભાળ મળી નથી. કદાચ આપને તેના સમાચાર મળ્યા હશે એવી આશાથીજ હું અહિં આવ્યો હતો. પણ ઉલટા આપ તો મને પૂછો છો !"

કાઝીસાહેબ—શું ! હજી સુધી તેની ભાળ મળી નથી. ઘણી નવાઇની વાત છે. મને પણ તેના કાંઇ સમાચાર મળ્યા નથી. કોણ જાણે તેમણે તેને ક્યાં નસાડી મૂકી છે ?

ઝિઆદ—કાઝીસાહેબ! આપની આગળ શી વાત કરૂં? ઝોહરાનો પત્તો નહિ લાગવાથી મને અન્ન જળ પણ વિષ જેવું લાગે છે. માત્ર મનેજ એકલાનેજ નહિ, પરંતુ હેલનની પણ તેવીજ સ્થિતિ છે.

તેમની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં શુરવીર શાહબુદીન ત્યાં આવી પહોંચ્યા, અને ઉભયની સાથે હસ્ત ધુનન કરીને કહ્યું. "કાઝીસાહેબ! તલેતલાના શુરવીર સેનાધ્યક્ષ અબ્દુર્રઉફ પણ આપણા નગરમાં આવ્યા છે. કેમ આ વાત આપના જાણવામાં આવી છે કે નહિ?"

કાઝીસાહેબ—કેમ! ક્યારે આવ્યા? એ વાત મારા જાણવામાં તો આવી નથી. અને તે મને મળ્યા પણ નથી.

શાહબુદીન—તે આજે સવારેજ આવ્યા છે. કદાચ નવરાશ નહિ મળવાથી આપને મળવાને માટે આવ્યા નહિ હોય! પણ હું આશા રાખું છું. કે કદાચ તે આવતી કાલે આપને મળવાને માટે આવશે.

આટલી વાત સાંભળ્યા પછી અબ્દુર્રઉફને મળવાના હેતુથી ઝિઆદ ત્યાંથી ઉઠીને ઘેર જવા લાગ્યો. એટલે કાઝીસાહેબે તેને અટકાવીને કહ્યું. "ઝિઆદ! કેમ આજે વ્હેલા વ્હેલા ઘેર જવાની તૈયારી કરી?"

ઝિઆદ–મહાશય! અબ્દુર્રઉફના આગમનના સમાચાર જાણીને તેમને મળવાની મને તિવ્ર ઉત્કંઠા થઇ આવી છે. તેથી અહિંથી પરબાર્યો તેમને ઉતારે જઇશ. કદાચ તેમને ફ્લોરાની કાંઇ ભાળ મળી હશે.

કાઝીસાહેબ—શું આવી અંધારી રાત્રે ત્યાં જશો? આવતી કાલે પ્રભાતે જાઓ તો કાંઈ વાંધો છે? ઉક્ત સ્થળ અહિંથી લગભગ

ત્રણ ચાર માઇલ દુર છે. તેથી ત્યાં જવાને માટે કાંઈ વાહનની જરૂર પડશે. અને તેની તજવીજ કરવામાં ઘણી રાત વીતી જશે. આના કરતાં તો કાલે સવારે જાઓ એ વધુ ઉત્તમ છે. પછી તો જેવી તમારી ઇચ્છા.

ઝિઆદ—નહિ! હું અહિંથી પરભાર્યો ત્યાંજ જઇશ. વાહનની કાંઇ પણ જરૂર નથી. રાત ઘણી અજવાળી છે. તેથી પ્રવાસ આનંદ જનક થઇ પડશે.

શાહબુદીન—આટલી ઉતાવળ શા માટે કરો છો? આવતી કાલે અહિંજ તેમનો મેળાપ થઈ જશે.

ઝિઆદ—નહિ! હું આ વખતેજ ત્યાં જઈશ.

એમ કહીને તે પોતાની જગ્યાએથી ઉભો થયો. અને ઉભય ગૃહસ્થોને નમસ્કાર કરીને ઘર બ્હાર નિકળ્યો, કાઝીસાહેબ પાસેથી વિદાય થયા પછી તેણે સરિતાના કાંઠા તરફ પ્રયાણ કર્યું. અને તેની નિકટમાં પહોંચીને સામે તીરે જવા માટે સરિતા ઉપર બાંધેલા સેતુ ઉપર ચઢ્યો. આ વખતે સરિતા ઘુઘવાટ કરતી પોતાનો પ્રવાહ વહે-વડાવી રહી છે. અને કેટલીક જળ સંચારિણી નૌકાઓ તેની સપાટી ઉપર માર્ગક્રમણ કરી રહી છે. અને લોકો તેમાં બેસીને ઘણા આનંદપુર્વક જળ પ્રવાસ કરી રહ્યા છે. સરિતાના પર્વતસમાન પ્રૌઢ મોજાંઓ કાંઠે આ-વેલા રાજદુર્ગની ભીંતો સાથે અથડાઇ રહ્યાં છે. દુર્ગની અગાશી ઉપર કેટલાક પુર્ણ પ્રકાશિત દીપકો બળી રહ્યાં છે. અને જ્યારે તેમનો સોનેરી પ્રકાશ સમુદ્રના વહેતા પાણી ઉપર પડે છે ત્યારે તેનો દેખાવ ઘણો રમણીય લાગે છે. આજે પુનમ હોવાથી ચંદ્રમા પોતાની સંપુર્ણ કળાથી પ્રકાશી રહ્યો છે. અને જ્યારે તેનું શ્વેત પ્રતિબિંબ સરિતાના

શ્યામ જળ ઉપર પડે છે, ત્યારે તેનો દેખાવ ઘણો રમણીય અને ચિત્તાકર્ષક લાગે છે. અને જાણે તે પાણીમાં સ્નાન કરતું હોય તેવો ભાસ થાય છે. વળી તેનો પ્રકાશ સમુદ્રની રેતી ઉપર પડવાથી જાણે તે પોતાના પ્રવાસથી થાકીને રેતી ઉપર સુઈ રહ્યો હોય તેવો ભાસ થાય છે. અને તેના શ્વેત પ્રતિબિંબો વડે મલિન રંગવાળી રેતી પણ ચાંદી જેવી પ્રકાશિત અને ઉજ્જ્વળ બની જાય છે. ચંદ્રમાનો જ્વલંત પ્રકાશ મસ્જીદોના મિનારા, દેવળોના શિખરો, અને વિશાળ મહેલોની અગાશીઓને પ્રકાશિત કરીને પાણીના ઉછળતાં મોજાંઓ સાથે રમવાને મંડી જાય છે. સેતુ ઉપર ઉભા રહીને આસપાસ જોતાં એક બાજુએ કારડોવાના ભવ્ય મહેલો, ઉંચા મિનારાવાળી શુશોભિત મસ્જીદો, અને ખ્રિસ્તિ દેવાલયો આકાશ સાથે વાતો કરતાં જણાય છે. એટલુંજ નહિ પણ ઉક્ત નગર સમુદ્રને તીરે આવેલું હોવાથી આ સઘળી ભવ્ય ઇમારતો જાણે પાણીમાં ઉતરતી હોય તેમ જણાય છે. જ્યારે ચંદ્રમાનો જ્વલંત પ્રકાશ આ વિશાળ અને ભવ્ય ઇમારતો ઉપર પડે છે, ત્યારે તેમનો દેખાવ ઘણો ચિતાકર્ષક લાગે છે. બીજી બાજુએ લીલાછમ ખેતરો ઘણે દુર સુધી દૃષ્ટિગોચર થાય છે. તેમનો દેખાવ નેત્રોને ઘણો પ્રિય લાગે છે. અને જાણે કુદરતે જમીન ઉપર લીલાસાનો ગાલીચો પાથરી દીધો હોય તેવો ભાસ થાય છે. આ ખેતરોની મધ્યમાં કોઇ કોઇ સ્થળે એકાદ પુષ્પ વાટિકા પણ દૃષ્ટિગોચર થાય છે. આ પુષ્પ વાટિકાઓ કારડોવા નગરના શ્રીમંત નાગરીકોએ રોપાવી છે. અને કેટલાક વિલાસપ્રિય શ્રીમંતોએ તો પોતાના બગીચાની મધ્યમાં ભવ્ય મહેલો પણ ચણાવ્યા છે. આવા મહેલોની નિકટમાંજ તે દુર્ગ આવેલો છે કે જેની ખ્યાતિ દેશ દેશાંતરોમાં પ્રસરી ગઇ છે. એટલુંજ નહિ પણ તેના પ્રતાપે આસપાસની ઇમારતો પણ એક

પ્રદર્શન રૂપ થઇ પડી છે. તેથી "કેળની સાથે એરંડા પૂજાય" એ વિશ્વ ઉક્તપ્રચલિત કિવદંતિઆ સ્થળે અક્ષરસ સત્ય જણાય છે. તેના અપુર્વ સૌંદર્યને લીધે બ્હારથી આવનારા પ્રવાસીઓને ઉક્ત સ્થળ ઘણું આનંદજનક લાગે છે. સમુદ્રને સામે તીરે જવા માટે તેની પીઠ ઉપર જે સેતુ બાંધેલો છે, તે પણ ઘણો શુશોભીત અને ચિતાકર્ષક લાગે છે. જો કે રાતની વખતે તેના ઉપર લોકોની ગીરદી ઓછી થઇ જાય છે, તો પણ હમણા અબ્દુર્રઉફની સેનાનો ત્યાં મુકામ હોવાથી આ વખતે કેટલાક સૈનિકો ઉક્ત સેતુ ઉપરથી પસાર થતા જણાય છે. આપણો પુર્વ પરિચિત ઝિઆદ આ સઘળી કુદરતી લીલા નિહાળતો નિહાળતો સેતુ ઉપર થઇને સેનાધ્યક્ષની છાવણી પરત્વે જવાને માટે માર્ગક્રમણ કરી રહ્યો છે.

હમણા તે કુદરતની અપુર્વ લીલા જોવામાં એવો તો તલ્લીન થઇ ગયો છે થોડા થોડા અંતરે વિશ્રાન્તી લઇને સમુદ્રના મોજાંઓ સાથે ગેલ કરી રહેલો ચંદ્રમા, પાણીની સપાટી ઉપર તરી રહેલી નૌકાઓ, હરીઆળીથી ભરપુર ખેતરો, શુશોભીત મસ્જીદો ભવ્ય દેવળો, અને અનેક દિપિકાઓથી શણગારેલો કિલ્લો એકાગ્ર ચિતે જોઇ રહ્યો છે. કેટલીક વાર તો તે કુદરતી લીલા નિહાળવામાં એવો તલ્લીન થઈ જાય છે કે પોતાની આસપાસ શું બને છે, તેનું પણ તેને ભાન રહેતું નથી. આ પ્રમાણે કુદરતની અપુર્વ લીલા જોતાં જોતાં તે પૂલ પસાર કરીને ઉપર્યુક્ત કિલ્લા તરફ જવાના મુખ્ય રસ્તા ઉપર આવ્યો. આ વખતે ચાંદની છટકી રહી છે. તેના રૂપેરી પ્રકાશવડે જમીન અને પ્રચંડ વૃક્ષો આચ્છાદિત થએલાં છે. જમીન ઉપર ચંદ્રમાનું અજવાળું પડવાથી જાણે જગત પ્રચાલકે પૃથ્વી ઉપર રૂપેરી ફરસ બિછાવ્યું હોય તેવો ભાસ થાય છે. વાગોળો ઉંધા મસ્તકે વૃક્ષો ઉપરથી લટકી રહી



ઝોહરા, ભા. ૨.

ઝિયાદ આ સઘળી કુદરતની લીલા નિહાળતો સેતુ ઉપર થઈને સેનાધ્યક્ષની છાવણી તરફ માર્ગક્રમણ કરી રહ્યો છે. પૃ ૨૧૦.

છે. રસ્તો નિર્જન છે. એક પણ વટેમાર્ગુ રસ્તા ઉપર માર્ગક્રમણ કરતો જણાતો નથી. આવો નિર્જન દેખાવ જોતો જોતો આપણો પુર્વ પરિચિત ઝિઆદ આગળ અને આગળ માર્ગક્રમણ કરી રહ્યો છે. તે થોડે દુર ગયો એટલામાં દુરથી એક વિશાળ ખ્રિસ્તી દેવળનો મિનારો તેના જોવામાં આવ્યો. એટલે તેના તરફ જોતો જોતો તે માર્ગક્રમણ કરવા લાગ્યો. ભાગ્યેજ તે પચાસેક ડગલા આગળ ચાલ્યો હશે. એટલામાં કોઇ માણસનો પડછાયો તેના જોવામાં આવ્યો. આવા નિર્જન વનમાં રાતની વખતે માણસની આહટ જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી વધુ ચિકિત્સા જોવાના હેતુથી તે એક પ્રચંડ વૃક્ષના ઓથામાં સંતાઇ રહ્યો. અને આસપાસ દ્રષ્ટિ કરતાં તેણે એક વૃક્ષ નીચે બે વ્યક્તિઓને નિરાંતે વાત કરતી જોઇ. તે ઉભો હતો, ત્યાંથી ઉક્ત સ્થળ ઘણે દુર નહિ હોવાથી તેમના વચ્ચે થતો વાર્તાલાપ અક્ષરસ તેના સાંભળવામાં આવતો હતો. તેમાંની એક વ્યક્તિએ પોતાની સાથેની અન્ય વ્યક્તિને કહ્યું, કે "અહિંઆં તો લોકોનો અવર જવર ચાલુ છે. માટે કોઈ બીજે ઠેકાણે ચાલો." આ વાક્ય સાંભળીને ઝિઆદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી તેમની ગુપ્ત ચેષ્ટા જોવાની પોતાની આતુરતા તે અટકાવી શકયો નહિ. અને ચકોર દ્રષ્ટિથી આસ પાસ જોવા લાગ્યો. એટલે બે સ્યામ આકૃતિઓ વૃક્ષોની ઘટામાંથી નિકળીને મુખ્ય રસ્તા તરફ જતાં તેણે જોઇ. તેમને આ પ્રમાણે લપાતા છુપાતા જોઇને ઝિઆદની શંકા વધુ દ્રઢ થઇ. તેથી તેમના વિષે કાંઇક બાતમી મેળવવાના હેતુથી તે પણ મંદ મંદ ડગલા ભરતો તેમની પાછળ જવા લાગ્યો. ઉભય વ્યક્તિઓ ચાલતાં ચાલતાં માંહોમાંહે વાર્તાલાપ કરતી હતી. પરંતુ ઝિઆદ તેમનાથી ઘણે દુર હોવાથી તે તેમના વચ્ચે થતી વાતો બરાબર સાંભળી શકયો નહિ. પણ પ્રસંગો-

પાત તેમના વચ્ચે થતી વાતોનો એકાદ શબ્દ તેની કર્ણેંદ્રિયો ઉપર આવતો હતો. આ પ્રમાણે તે શ્યામ વસ્ત્રધારિ આકૃતિઓ અરસ્પરસ વાર્તાલાપ કરતાં કરતાં માર્ગક્રમણ કરીરહી છે. અને આપણો પરિચિત ઝિઆદ પણ તેમનો ભેદ મેળવવાના હેતુથી ધીરે પગલે તેમની પાછળ જઈ રહ્યો છે. તેઓ ઘણે દુર ગયા નહિં હોય એટલામાં ઝિઆદે તેમાંની એક વ્યક્તિને રાજકુમારી હેલન અને યુલિસિઝનું નામ લેતાં સાંભળી. એટલે તેની આશંકા વધુ દ્રઢ થઇ. અને તેની સાથે તેમની બાતમી મેળવવાની ઉત્કંઠા પણ વધુ દ્રઢ થઈ. તેથી ગમે તે ભોગે તેમની બાતમી મેળવવાનો તેણે નિશ્ચય કર્યો. અને પોતાનો હેતુ સફળ કરવાના પ્રયત્નમાં ઉદ્યુક્ત થયો.

ઉપર્યુક્ત સ્યામ આકૃતિઓની બાતમી કેવી રીતે મેળવવી તે વિષે ઝિઆદ વિચાર કરી રહ્યો છે એટલામાં તેણે પોતાની પાછળ મનુષ્યના પગરવનો અવાજ સાંભળ્યો. તેથી તે એક પ્રચંડ વૃક્ષના ઓથામાં થોડીવાર ઉભો રહ્યો. એટલે તે નવિન આગન્તુક લાંબા લાંબા ડગલા ભરતો તે જ્યાં ઉભો હતો ત્યાંથી પસાર થઇ ગયો. અને જોતજોતાંમાં તો તે ઉપર્યુક્ત સ્યામ વસ્ત્રધારી આકૃતિઓથી પણ આગળ વધી ગયો. ઝિઆદને જોઇને ઉક્ત સ્યામ વસ્ત્રધારી વ્યક્તિઓને જે આશંકા ઉત્પન્ન થઇ હતી, તે આ નવિન આગન્તુક વ્યક્તિ તેમની આગળથી પસાર થઇ જવાથી દુર થઇ ગઇ. અને તેથી તેઓ નિરાંતે વાતો કરવા લાગ્યા. તેમને નિશ્ચિંતપણે વાતચિત કરતાં જોઇને ઝિઆદ પણ વૃક્ષના ઓથામાંથી નિકળીને તેમની પાછળ પડયો. અને તેઓ જે જગ્યાએ ઉભા હતા તેનાથી થોડેક દુર એક વૃક્ષની ઘટામાં લપાઇને તેમની વાતો સાંભળવા લાગ્યો. ઉપયુક્ત આકૃતિઓ પૈકીને એક પુરુષાકૃતિ, અને બીજી એક નવોઢા રમણીની આકૃતિ હતી. પુરૂષે પ્રિ-

રતી સાધુના જેવા, અને તેની સાથેની રમણીએ ઈસ્લામી સ્ત્રી જેવા વસ્ત્રો પહેરીને મોઢા ઉપર જાળીદાર બુરખો નાખ્યો હતો. વાત કરતાં કરતાં તે રમણીએ પોતાની સાથેના પુરૂષને કહ્યું,"વ્હાલા સેન્ટયાગો ! તમે મારે માટે ઘણા ઘણા સંકટો સહન કર્યા છે. એટલુંજ નહિ પણ જ્યારે આપણા દેવળમાં ઓરલેન્ડોએ મારૂં હાસ્ય કર્યું, ત્યારે તમે તલવાર લઇને તેને મારવાને તૈયાર થઇ ગયા હતા. અને જો બીજા લોકો વચ્ચે પડયા ન હોત તો તમે તેને મારીજ નાખ્યો હોત. મારા ઉપરના તમારા ઉપકારનો આ કાંઇ એકજ દાખલો નથી. પણ બીજા અનેક દાખલાઓ છે. ખરેખર, સેન્ટયાગો ! હું તમારી ઋણી છું. તમારા ઉપકારોનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. જો હું આખા આયુષ્ય પર્યંત તમારી દાશી બનીને રહું તો પણ તમારા ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી. તેનો બદલો તો પ્રભૂ તમને આપશે.

સેન્ટયાગો—પ્રાણેશ્વરી ! એ તારી યોગ્યતા છે. પરંતુ મેં તો માત્ર મારા કર્તવ્યનું પાલન કરવા સિવાય વિશેષ કાંઇ પણ કર્યું નથી. દુઃખમાં આવી પડેલા મનુષ્યને યથોચિત સહાયતા આપવી એ આપણું પરમ કર્તવ્ય છે.અને તેમાં પણ તારા જેવી એક સૌંદર્ય સંપન્ન સુંદરીને મદદ કરવી એ મારા જેવા ભોગી ભ્રમરને માટે તો પરમ સુખરૂપ છે. ખરેખર ! તારી સેવા કરવાનો મને જે લાભ મળ્યો છે, તેને માટે હું મને પરમ ભાગ્યશાળી ગણું છું. મેં તારા ઉપર ઉપકાર કર્યો છે, તેમ તેં મારા ઉપર કયાં ઉપકાર કર્યો નથી ? મને પોતાના વપુવાટિકામાં વિચરવા, અને ઉક્ત વાટિકામાં ખીલી રહેલા નવિન યૌવન કુસુમની સુગંધી લેવાનો અલભ્ય લાભ આપીને તેમ મારા ઉપર જે મહદ્ ઉપકાર કર્યો છે, તે કદી પણ વિસરાય તેમ નથી. મારા અનેક

ઉપકારોનો બદલો તારા આ એકજ ઉપકારથી વળી રહે છે. ખરેખર મને તારી કોમળ શૃંખલાઓમાં શૃંખળાબદ્ધ રહેવાનું બહુજ ગમે છે. ફ્લોરેન્ડા! તું ઘણી પરોપકારી છે. જો તારા જેવી પરોપકારી રમણીઓ આપણા દેવળમાં ન હોત તો અમને દહાડા કાઢવાનું કામ ઘણું કઠણ થઈ પડત. એટલુંજ નહિ પણ અત્યારે જેવા આનંદમાં અમારો સમય વ્યતિત થાય છે, તેવો તેવી સ્થિતિમાં વ્યતિત થાત કે કેમ એ શંકાસ્પદ છે, આપણા દેવળરૂપી વાટિકામાં જે અનેક પુષ્પો ખીલી રહ્યાં છે, તેની સુગંધી લેવા માટે મધુકરોનો પણ કાંઈ ટોટો નથી. ખરેખર! તારા આવા ઉપકારોનો ઉચિત બદલો અમારાથી વાળી શકાય તેમ નથી. પણ પરમ કૃપાળુ પરમાત્મા તો તેનો ઉચિત બદલો અવસ્ય આપશેજ. કેમ ખરૂં કે નહિ?

આ પ્રમાણે પોતાના અંતઃકરણનો પ્રેમી ઉભરો બ્હાર કાઢીને તેણે ઉક્ત લલનાના ગોરા ગાલ ઉપર પ્રેમસુચક અંગુલિ પ્રહાર કર્યો. એટલે પર પુરૂષના સ્પર્શથી તે સુંદરી શરમાઇ ગઇ. અને નીચી નજર કરીને તે જમીન ખોતરવા લાગી. તેના ગૌરવર્ણા કપોળો ઉપર શરમના શેરડા પડી ગયા. તો પણ હિમ્મત રાખીને તેણે જવાબ આપતાં કહ્યું. "સેન્ટયાગો! જરા શરમાઓ! તમને આવી નિર્લજ વાતો કરતાં શરમ આવતી નથી! મને તો આવી આવી વાતો સાંભળીને ઘણી શરમ આવે છે. જે વસ્તુને જીવ્હિકા સાથે સંબંધ નથી તેને જીભ ઉપર શા માટે લાવવી જોઇએ." આવી રીતે પોતાનો લજ્જાશીળ સ્વભાવ પ્રદર્શિત કરીને તેણે પોતાની નિકટમાં ઉભેલા યુવકને પોતાના કટાક્ષ બાણથી ઘાયલ કર્યો. એટલે તેણે પણ હસતાં હસતાં કહ્યું. "આમાં શરમ શાની આવે છે? કુદરતી નિયમનું પાલન કરવામાં લજ્જા શા માટે રાખવી જોઇએ? વહેવારમાં લજ્જા શી? એતો એક કુદરતી

નિયમ છે.” આવો પ્રતીઉત્તર સાંભળીને ઉક્ત રમણીએ છણકો કરીને કહ્યું, “બળ્યું આવી વાત શા માટે કરો છો? એકને એકજ વાત કરવાનો પણ તમને કંટાળો આવતો નથી? કાંઇ બીજી વાત કરોને? આપણા મુદ્દાની વાત શા માટે કરતા નથી?” આ વાત સાંભળીને સેન્ટયાગો પુષ્કળ હસ્યો. અને મહામહેનતે હાસ્ય અટકાવીને તેણે કહ્યું, કે “પ્રાણેશ્વરી! જો તમને આ વાત ન ગમતી હોય તો તેને અહિંજ પડતી મૂકો. ફરી હું તેવી વાત કરીશ નહિ. ખરેખર! જો તે વખતે ક્રોધ કરીને મેં ઓરલેન્ડોને મારી નાખ્યો હોત તો તે બિચારો આત્મોત્સર્ગ કરવાના પુણ્યશાળી કાર્યથી વંચિત રહી જાત. કેમ ખરૂં કે નહિ?”

રમણી—એ કેમ નહિં? જો તમે તેને મારી નાખ્યો હોત તો તે બિચારો ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાનો અલભ્ય લાભ પ્રાપ્ત કરી શકત નહિ. જો કે મને તમારા સિવાય બીજા કોઈ પણ પુરૂષ ઉપર સ્નેહભાવ નથી. તો પણ તેના શોકજનક મરણની વાત સાંભળીને મનને ખેદ થાય છે.

સેન્ટયાગો—પ્રાણેશ્વરી! હું પણ તને તેટલાજ પ્રેમથી ચાહુંછું તે દિવસે જેમ ઓરલેન્ડોને મારી નાખવાને તૈયાર થયો હતો, તેમ આજે પણ તેવુંજ કાંઈ કામ હોય તો તે કરવાને માટે તૈયાર છું.

રમણી—જો જો બોલીને ફરી જતા નહિ? તમારા જેવા પુરૂષોનો વિશ્વાસ શો?

આ પ્રમાણે કહીને તેણે તેની તરફ એક તિવ્ર કટાક્ષ ફેંક્યું. અને તેના ગાલ ઉપર પ્રેમસુચક અંગુલિ પ્રહાર કર્યો. નિજ પ્રિયત્તમાની પ્રેમચેષ્ટાનો યથોચિત બદલો વાળવા માટે તેણે તેના ગુલાબી કપોળો ઉપર એક ચુંબન કરીને હસતાં હસતાં કહ્યું. “શું તમને મારો

પણ અણવિશ્વાસ છે? મેં તમારી સાથે કોઇ પણ વખતે દગો કર્યો હોય એવો એક પણ દાખલો બતાવી શકશો ખરા? અને જો ન બતાવી શકતા હો તો આવી આશંકાઓ ઉપસ્થિત કરવાનું પ્રયોજન શું?"

રમણી—સેન્ટયાગો! મને માફ કરો. હું તો માત્ર હાસ્ય કરૂં છું. નહિતો મને તમારા ઉપર સંપુર્ણ વિશ્વાસ છે. જો કાંઈ પણ શંકા હોત તો તમારી પાસે આવતજ શા માટે? આજેજ તમારૂં એક કામ પડયું છે.

સેન્ટયાગો—પ્રાણેશ્વરી! તારે જે કહેવું હોય તે ખુશીથી નિવેદન કર. હું તારી આજ્ઞા માથે ચડાવીશ.

રમણી—પ્રાણેશ! તમે સાંભળ્યું હશે કે સેન સેબાસટીનના નૃપતિ ફ્રાંસિસની તનુજા અહિં આવીને મુસલમાનો સાથે મળી ગઇ છે. અને આપણા ધર્મની નિંદા કરી રહી છે. હાલમાં તે ઝિઆદની સાથે રહે છે.

સેન્ટયાગો—ઝિયાદ કોણ?

રમણી—પ્રાણેશ! શું તમે ઝિઆદને ઓળખતા નથી? તે ફલોરાનો વડિલ બંધુ છે. હવે ગમે તેમ કરીને રાજકુમારી હેલનને મારી નાખવાની મારી ઇચ્છા છે. કેમ આ બાબતમાં તમારો શો વિચાર છે?

સેન્ટયાગો—એમાં હું શો અભિપ્રાય આપું? તમારી ઇચ્છા હોય તેમ કરો.

રમણી—પણ તે કામમાં તમારી મદદની જરૂર છે. કેમ આપશો કે નહિ?

સેન્ટયાગો—ઘણી ખુશીથી! પણ જો કામ થતાં પહેલાં પકડાઈ જશો તો શું કરશો તેનો કાંઇ વિચાર કર્યો છે?

રમણી—પ્રાણેશ! તે વિષે તમે નિશ્ચિંત રહો. એ વાતનો બંદોબસ્ત મેં પહેલાંથી કરી લીધો છે. તેથી જો તેઓ મને પકડી લેશે તો તરત પેટમાં પાળી મારીને આત્મઘાત કરીશ.

સેન્ટયાગો—તો શું છેવટે તેં મરવાનું જ આદર્યું છે?

રમણી—હા! મેં એકલીએજ નહિ. પરંતુ મારી સાથે પાદરી યુલિસિઝ અને બીજા ખ્રિસ્તીઓ પણ પ્રાણાર્પણ કરવાને માટે તૈયાર છે.

સેન્ટયાગો—પ્રાણેશ્વરી! આવાં કામો તારા જેવી નવજુવાન રમણીઓ કરે એ વાત મને તો પસંદ નથી. ન્યાયની રીતે જોતાં તો આવાં કામો વૃદ્ધાઓએજ કરવાં જોઇએ.

રમણી—પ્રાણેશ! આ પ્રમાણે શ્વાનના મોતે મરવાની તો મારી પણ ઇચ્છા નથી. પણ શું કરૂં લાચાર છું. મેં એક એવો અપરાધ કર્યો છે કે, જેનું પ્રાયશ્ચિત ધર્મને માટે પ્રાણાર્પણ કરવા સિવાય બીજી કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી. તેથી લાચારીથી આ નૈશ્વર્ય દેહનું બળીદાન આપવાની મને જરૂર પડે છે.

સેન્ટયાગો—પ્રાણેશ્વરી! તારા જેવી એક સૌંદર્યસંપન્ન સુંદરીનો વધ કરીને વિશ્વાતકો પણ આખા આયુષ્ય પર્યંત પશ્ચાતાપ કરતા રહેશે. માટે આવા વિચારો મૂકી દે. હું આખા આયુષ્ય પર્યંત તારી સેવા કરવાને માટે તૈયાર છું.

રમણી—પ્રાણેશ! તમે તો પહેલાંના જેવીજ બાલીશી વાતો કરો છો. પણ નિશ્ચય માનજો કે હવે હું આ દુનિઆમાં એક બે દિવસનીજ મહેમાન છું. તેથી મને પ્રેમની આવી શુષ્ક વાતોમાં બિલકુલ રસ પડતો નથી. કેમ, તમે મને આ કામમાં મદદ કરશો કે નહિ?

સેન્ટયાગો—ઠીક છે. પ્રસંગ આવે જોઇ લેવાશે.

રમણી—પ્રાણેશ! તમે કાંઇ પણ ચિંતા કરો નહિ. તમને કોઈ પણ રીતે આળ આવવા દઇશ નહિ. ત્યાં તમારો વાળ પણ વાંકો થશે નહિ. હું તે ઘરમાં લાંબા સમય પર્યંત રહેલી હોવાથી તેના પ્રત્યેક વિભાગથી સંપુર્ણ માહિતગાર છું. તેથી તમને કોઇ એવા સ્થળે સંતાડીશ કે જ્યાં મનુષ્ય તો શું પરંતુ પ્રાણી માત્રની પણ તમારા ઉપર દૃષ્ટિ પડશે નહિં. ઝિઆદના પાડોશમાં આવેલા મકાનમાંથી ઘણી સહેલાઇથી હેલનના વિલાસભૂવનમાં જઇ શકાય છે. ઉક્ત મકાન હજૂ પણ નિર્જન છે. તેથી આપણે ત્યાં ભરાઈ રહીશું અને રાતના પાછલા પહોરે લાગ મળતાં દિવાલ કુદીને હેલનના વિલાસભૂવનમાં પ્રવેશ કરીશું. એટલે તમે ઘણી સહેલાઇથી અસીના એકજ પ્રહાર વડે હેલનને સ્વધામમાં પહોંચાડી શકશો. કેમ તમને આ સલાહ પસંદ છે કે નહિ?

સેન્ટયાગો—ખચિત, યુક્તિ તો ઘણી સારી છે. કદાચ ઝિઆદ પણ તે વખતે ઘરમાંજ હશે. એટલે એકજ કાંકરે બે પક્ષી નો ઘાત થશે.

રમણી—પ્રાણેશ! તમારી કલ્પના સત્ય છે.

સેન્ટયાગો—ઠીક! હવે તે વિષે વધુ ઉહાપોહ કરવાની કાંઇ પણ અગત્ય નથી. એ તો સમયના ગીત સમયેજ ગવાય.

આ પ્રમાણે કહીને તેણે કિલ્લા સામે જોયું તો કેટલાક અશ્વારોહીઓને પોતાની તરફ આવતા જોયા. તેથી ભયભીત થઇને તેઓ સંતાઇ રહેવા માટે એક નાળા તરફ વળ્યા. આ વખતે ઝિઆદ કે જે તેમની નિકટમાંજ હતો, તે લાગ જોઇને સેન્ટયાગો ઉપર તુટી પડયો. અને તે કાંઇ પણ ચુંચાં કરે તે પહેલાં તેણે પોતાની તિક્ષ્ણ કટારવડે તેને

યમસદનમાં પહોંચાડી દીધો. આ કામ તેણે એટલી તો ત્વરાથી કર્યું કે પહેલાં તો તે શ્યામવસ્ત્રધારી રમણી તે વિષે કાંઈ પણ સમજી શકી નહિ. અને જ્યારે તે વાત તેના સમજવામાં આવી ત્યારે તેણે પોતાના પ્રાણ બચાવવા માટે પલાયન થવાનો પ્રયત્ન કર્યો. એટલે તેણે પોતાને લોખંડી પંજામાં સપડાયલી જોઇ. અને જે પ્રબળ પંજો સેન્ટયાગોને યમસદનમાં પહોંચાડવાને શક્તિમાન થયો હતો, તેને પોતાની ગરદન તરફ આગળ લંબાતો જોયો. તેથી ભય પામીને તેણે પોતાના નેત્રો બંધ કરી લીધા. અને ઘુંટણીએ પડીને પોતાના પ્રાણ બચાવવા માટે ઝિઆદને વિનવવા લાગી. એટલે ઝિઆદે ક્રોધ કરીને કહ્યું "રંડા! હવે તું મારા હાથમાંથી બચી જવાની નથી."

રમણી—મહાશય! આપ કોણ છો? અને મને મારી નાખવાનું પ્રયોજન શું છે તે કૃપા કરીને કહેશો?

તેના પ્રશ્નનો ઝિઆદ કાંઈ પણ ઉત્તર આપે તે પહેલાં આપણે આગળ જોએલા કિલ્લામાંથી નિકળેલા અશ્વરોહીઓ તે સ્થળે આવી પહોંચ્યા. તેમને આવતા જોઈને ઉક્ત શ્યામ વસ્ત્રધારી યુવતી મનમાં ઘણી પ્રસન્ન થઇ. તેણે અનુમાન કર્યું કે તેઓ મને આવી યંત્રણામાંથી બચાવી લેશે. તેથી તેમના અંતઃકરણમાં દયાભાવ ઉત્પન્ન કરવાના હેતુથી તેણે સ્ફુટ સ્વરે આક્રંદ કરવા માંડયું. એટલુંજ નહિ પણ યંત્રણા પ્રદાનકના હાથમાંથી છુટા થવા માટે તેણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા. પણ તે સઘળા નિષ્ફળ ગયા. પછી ઝિઆદ તેને ભોંય ઉપર નાખીને તેની છાતી ઉપર ચઢી બેઠો. હવે જો કે તે કપટકળા નિપુણ સુંદરીને જીવવાની કાંઈ પણ આશા નહતી, તોપણ બચાવના એક છેલ્લા પ્રયત્ન રૂપે તેણે જોરથી બૂમો પાડી "કે દોડો દોડો, આ માણસ મને મારી નાખે છે." તેનો સાદ સાંભળીને ઉક્ત ઘોડેસવારો

પોતાના ઘોડા દોડાવીને એકદમ ત્યાં આવી પહોંચ્યા. અને તેમાંના એકે આગળ વધીને કહ્યું " અરે કોણ છે? અને શા માટે આ યુવતીને મારી નાખે છે?"

ઝિઆદ—જો. જો. મારી પાસે આવતા નહિ. હું કાંઇ આ સ્ત્રીને મારી નાખવા ઇચ્છતો નથી. પરંતુ માત્ર તેને કેદ કરવા ઇચ્છું છું.

આવો પ્રતીઉત્તર મળવાથી તેમાંનો એક સવાર વધુ આગળ વધ્યો. અને ઝિઆદ સામે એકાગ્રચિત્તે જોઇને કહ્યું "કોણ ઝિઆદ?"

ઝિઆદ—હા! પણ આપ કોણ છો? હું આપને ઓળખતો નથી.

સવાર—શું! આપ મને ઓળખતા નથી? મારૂં નામ અબ્દુર્રઉફ છે.

ઝિઆદ—શું? હું સેનાધ્યક્ષ સાથે વાત કરી રહ્યો છું? ઘણ આનંદની વાત! હું આપને મળવા માટેજ આવતો હતો, પણ જગત્ નિયંતાએ અહિંઆજ આપનો મેળાપ કરાવી દીધો.

સેનાધ્યક્ષ—પણ ઝિઆદ આ શું? આ સ્ત્રી કોણ! આ શબ કોનું? આ હું શું જોઉં છું?

ઝિઆદ—મહાશય! આટલા દહાડા સુધી ફોકટ પરિશ્રમ ઉઠાવ્યા પછી આજે જગત્ પ્રચાલકે મારા મનોરથ સફળ કર્યાં છે. આ તે ફ્લોરેન્ડા છે કે જેની હું લાંબા સમયથી શોધ કરી રહ્યો હતો.

સેનાધ્યક્ષ—શું આ તેજ ફ્લોરેન્ડા છે? વારૂ! એ વાત તો સમજ્યો. પણ આ શબ કોનું?

ઝિઆદ—મહાશય! આટલા ઉતાવળા શા માટે થાઓ છો? જરા ધીરજ રાખો. આ વાત ઘણી લાંબી છે. અને જ્યારે તે આપને કહીશ ત્યારે આપ પણ આશ્ચર્યચકિત થયા વિના રહેશો નહિ. જ્યારે આપ તે વાત સાંભળવાને આતુર છો તો લો સાંભળો. ગઇ કાલે સાંજરે

હું કાઝી સાહેબને ઘેર ગયો હતો. શાહબુદીન પણ ત્યાં આવ્યા હતા. તેમણે મને તમારા આગમનના સમાચાર આપ્યા. એટલે તમને મળવા આવવાને માટે હું ત્યાંથી નિકળ્યો. રસ્તામાં બે માણસો સડકને કિનારે કિનારે ચાલતા મારા જોવામાં આવ્યા. તેમના વિષે મારા અંતઃકરણમાં કાંઈ શંકા ઉત્પન થવાથી તેમની વાતો સાંભળતો સાંભળતો હું પણ તેમની પાછળ પાછળ ગયો. એટલે એક બે વાર મેં તેમને હેલન અને યુલિસિઝ વિષે કાંઈક વિવરણ કરતાં સાંભળ્યા. તેથી મારી શંકા વધુ દ્રઢ થઈ. અને તેમની વધુ ચિકિત્સા જોવાના હેતુથી હું એક પ્રચંડ વૃક્ષના ઓથામાં સંતાઇને તેમની વચ્ચે ચાલતો વાર્તાલાપ સાંભળવા લાગ્યો. તેમની વાતો ઉપરથી જણાયું કે તેમાંનો એક ખ્રિસ્તીઓનો ધર્મગુરૂ હતો, અને બીજી વ્યક્તિ આ ફ્લોરેન્ડા હતી. તે બન્ને હેલનને મારી નાખવાની મંત્રણા કરતા હતા. અને આ ફ્લોરેન્ડા હેલનને મારી નાખવા માટે સેન્ટયાગોને ઉશ્કેરતી હતી. તેમની આવી વાતો સાંભળીને મને ઘણો ક્રોધ ચઢ્યો. તેથી ક્રોધાવેશમાં મેં સેન્ટયાગો ઉપર તુટી પડીને તેને યમસદનમાં પહોંચાડી દીધો. અને ફ્લોરેન્ડાને શૃંખલાબદ્ધ કરવાની તૈયારીમાં હતો, એટલામાં આપ આવી પહોંચ્યા.

સેનાધ્યક્ષ.—ઝિઆદ! આ વાત સાંભળીને મને ઘણો આનંદ થયો ખરેખર આપે અતિ વીરતાપુર્વક શત્રુનો વિધ્વંસ કર્યો છે. પાપીઓ પોતાને પાપેજ લેવાયા. કહેવત છે કે, "ખાડો ખોદે તેજ પડે." અને આ બાબતમાં પણ તેમજ થયું છે. પરમાત્માએ આ ક્રુર ઘાતકીઓના હાથમાંથી તમને બચાવી લીધા એ ઘણું સારૂં થયું. અને તે માટે આપણે તેનો આભાર માનવો જોઇએ.

ઝિઆદ—મહાશય આપનું કહેવું યથાર્થ છે. આજે પરમાત્માએજ અમને બચાવ્યા છે. જો હું અહિં આવ્યો ન હોત તો આ વાત મારા જાણવામાં કદી પણ આવત નહિ.

સેનાધ્યક્ષ—હશે ! જે થયું તે સારૂં થયું. કહેવત છે કે "સૌ સારૂં જેનું છેવટ સારૂં." પણ હવે ફ્લોરેન્ડા વિષે શો વિચાર છે? શું તેને પોતાની સાથે લઇ જવા માગો છો કે મને સોંપવાની ઇચ્છા છે?

ઝિઆદ—મહાશય ! આ સવાલ પૂછવાની આપને શી સત્તા છે? તે મારી અર્ધાંગના છે. તેથી જેમ મારી ઇચ્છા હશે તેમ તેની સાથે વર્તીશ. તેમાં આપને શું?

આ પ્રમાણે કહીને તેણે અટહાસ્ય કર્યું. એટલે તેના પ્રતીઉત્તરમાં સેનાધ્યક્ષે પણ હાસ્ય કરીને કહ્યું "અલબત ! આપને કોઈ અટકાવી શકતું નથી. આપની ઇચ્છા હોય તેમ કરો. પણ એતો કહો કે આપ તેને ઘેર લઇ જઇને શું કરશો ?"

ઝિઆદ—શું કરીશ ? આ કેવો પ્રશ્ન ? રાજકુમારી સાથે તેનો મેળાપ કરાવીશ. બીજું શું કરીશ ? પણ આપ નિશ્ચિંત રહો કે તેના ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવશે નહિ. જો કે તેના અપરાધો ઘણા ગંભીર અને અક્ષમ્ય છે. તો પણ મહાન ઇસ્લામ ધર્મના શિક્ષણાનુસાર હું તેને મારી ઉદારતાનો પરિચય કરાવીશ. સેન્ટ યાગોનો ઘાત કરવા બદલ મને ઘણો પસ્તાવો થાય છે. પણ શું કરૂં લાચાર છું. હેલનનો વધ કરવા માટે તેને પ્રતિજ્ઞાબદ્ધ થએલો જોઈને હું મારા અંતઃકરણ ઉપર કાબુ રાખી શક્યો નહિ. અને પરિણામે તેનો વધ કર્યો. હશે ! જે થયું તે થયું. હવે તેને માટે શોક કરવો મિથ્યા છે. ઠીક ! હમણા તો હું ફ્લોરેન્ડાને મારી સાથે લઈ

જાઉં છું. અને રાત્રે તેની પાસેથી સઘળી બાતમી મેળવ્યા પછી આવતી કાલે પ્રભાતે તેને કાઝી સાહેબને ત્યાં મોકલી દઇશ.

સેનાધ્યક્ષ—જો, એવી જ ઇચ્છા છે તો આપ તેને ઘણી ખુશીથી લઇ જાઓ. પણ જરા ચેતતા રહેજો. કેમકે તે કપટકળામાં અતિ પ્રવિણ છે.

ઝિઆદ—ઠીક ! આપની શિખામણ માથે ચઢાઉં છું.

એટલી વાતચીત થયા પછી સેનાધ્યક્ષે એક સૈનિક દ્વારા કિલ્લામાંથી કેટલાક સૈનિકોને બોલાવ્યા. અને તેમની સાથે ફ્લોરેન્ડાને ઝિઆદને ઘેર પહોંચાડીને પોતે ઝિઆદની સાથે શહેર તરફ ગમન કર્યું. અને ઉપર્યુક્ત બનાવ વિષે ભિન્ન ભિન્ન પ્રકારની વાતો કરતાં કરતાં તેઓ માર્ગક્રમણ કરવા લાગ્યા. ચાલતાં ચાલતાં ઝિઆદે સેનાધ્યક્ષને કહ્યું. "મહાશય! આપે કાંઇ નવિન વાત સાંભળી કે ? યુલિસિઝ અને ફ્લોરેન્ડા પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાને માટે તૈયાર થયાં છે. માટે તેમનાથી ચેતતા રહેવું જોઇએ. હશે ! જે થવાનું હશે તે થશે. પણ મેં ફ્લોરેન્ડાને પકડી તે વખતે આપ પણ ઠીક આવી પહોંચ્યા !

સેનાધ્યક્ષ—આ વખતે બહાર નિકળવાનો વિચાર તો ન હતો. પણ એટલામાં ના. અમીરનો કાસદ તેડવા આવ્યાથી રાજમહેલ તરફ જતો હતો, એટલામાં આપનો મેળાપ થયો.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ સેતુ ઓળંગી ગયા. એટલે બન્નેનો માર્ગ જુદો પડવાથી ઝિઆદ સેનાધ્યક્ષથી છુટો પડીને પોતાને ઘેર ગયો. અને સેનાધ્યક્ષ રાજમહેલ તરફ રવાના થયા. ઘેર આવ્યા પછી ઝિઆદ બનેલી સઘળી બીના નિજ પ્રિયા હેલનને કહી રહ્યો હતો, એટલામાં મરિઅમે આવીને કહ્યું "શ્રીમાન! આપણા

ઘર આગળ કેટલાક માણસો આવ્યા છે. અને તે આપને બોલાવે છે. " ઝિઆદ સમજી ગયો કે સેનાધ્યક્ષના સૈનિકો ફ્લોરેન્ડાને લાવ્યા હશે. તેથી સત્વર ઘર બહાર નિકળ્યો. અને ફ્લોરેન્ડાને સ્વાધીનમાં લઇને સૈનિકોને વિદાય કર્યા. ત્યાર પછી તેણે ફ્લોરેન્ડાની ઝડતી લીધી. અને જ્યારે ખાત્રી થઇ કે તેની પાસે કાંઈ પણ શસ્ત્ર નથી. ત્યારે તેણે તેને હેલનની સામે લઈ જઇને બેસાડી. હેલનને જોતાંજ ફ્લોરેન્ડાએ નેત્રો વિંચી લીધાં. અને નીચી દ્રષ્ટિ કરીને રૂદન કરવા લાગી. તેની આવી સ્થિતિ જોઇને હેલનને તેના ઉપર દયા આવી. અને તેથી તેણે તેની પાસે જઇને કહ્યું. "ફ્લોરેન્ડા! શા માટે રડો છો? "રાંડયા પછીનું ડહાપણ શા કામનું?" હવે રૂદન કરવાથી શો લાભ થવાનો હતો? માટે મારૂં કહ્યું માનીને શાંત થાઓ."

ફ્લોરેન્ડા—હેલન! હું મારા હતભાગ્યને માટે વિલાપ કરૂં છું. ખરેખર! દૈવની ગતી ન્યારી છે. કોઈ દહાડો હું આ ઘરની માલિક હતી. અને આજે તેજ ઘરમાં એક કેદીની અવસ્થામાં બેઠી છું.

હેલન—પણ તેમાં દોષ કોનો? તમે હાથે કરીને પોતાનાજ પગમાં કુહાડો માર્યો તેમાં કોઇ શું કરે? તમે ઝિઆદની સાથે કેવું કપટ કર્યું છે, તેનો કાંઇ વિચાર કર્યો?

ફ્લોરેન્ડા—હેલન! ઝિઆદની સાથે મેં જે વર્તણુંક ચલાવી છે, તેની શિક્ષા તો મને તેજ આપશે. પણ મને એવી આશા ન હતી કે તમે તમારા પિતાની આજ્ઞાનો લોપ કરીને ઝિઆદની સાથે લગ્ન કરશો?

હેલન—ફ્લોરેન્ડા! એમાં મેં કાંઈ નવાઇ કરી નથી. જે કાર્ય દેવળની એક પવિત્ર સાધ્વી કરી ચુકી છે તે કરવામાં મને શો વાંધો હોય એ તમેજ કહો? એટલે જે કામ તમે પોતે કરી ચુકયા છો તેમાં

મને શા માટે દોષ આપો છો ? જે કાર્ય તમે કર્યું તે મેં પણ કર્યું તો તેમાં મારો શો દોષ? મેં તો માત્ર તમારૂં અનુકરણજ કર્યું છે. વારૂ એ તો કહોકે તમે મને મારી નાખવાને શામાટે તૈયાર થયા હતા? મેં તમારૂં એવું શું બગાડયું છે ?

ફ્લોરેન્ડા—શું બગાડયું છે? આ કેવો પ્રશ્ન! શું તમે અમારા ધર્મની નિંદા કરી નથી ?

હેલન—ફ્લોરેન્ડા ! તમે ભૂલો છો. મેં કાંઇ તમારા ધર્મની નિંદા કરી નથી. પણ માત્ર જે ખરૂં છે તેજ કહ્યું છે. શું તમે એમ ધારો છો કે મેં ઇસ્લામનો અંગીકાર કર્યો છે ? નહિ. નહિ. તમારી કલ્પના અસત્ય છે. હજી પણ હું ખ્રિસ્તી ધર્મની જ અનુયાયી છું. તમે લોકો કહેતા હતા કે મુસલમાનો ઘણા ઘાતકી અને ઝનુની હોય છે. પણ અહિં આવીને મને તો કાંઇક જુદોજ અનુભવ મળ્યો અને તેથી મારી ખાત્રી થઇ કે તે એક ખોટો આક્ષેપ છે. ખરી રીતે જોતાં તેઓ ઘણા દયાળુ અને ન્યાયી હોય છે. એટલુંજ નહિ, પણ કપટ શું છે તે તેઓ સમજતા પણ નથી. તદુપરાંત જો અન્ય ધર્માવલંબીઓ કાંઈ પણ પ્રયોજન વિના તેમની છેડતી ન કરે તો તેઓ તેમની સાથે ઘણી સારી રીતે અને માયાળુપણે વર્તે છે. હું મારો પોતાનોજ દાખલો આપું છું. હું ખ્રિસ્તી ધર્મની અનુયાયી હોવા છતાં જે મુસલમાનને ત્યાં હું જાઉં છું તે ધર્મનો કાંઇ પણ ભેદ રાખ્યા વિના મારો યથોચિત આદરસત્કાર કરે છે. તેથી ઉલટું જો કોઇ મુસલમાન અમારા દેશમાં જાય તો તે ભાગ્યેજ જીવતો પાછો ફરી શકે છે.

ફ્લોરેન્ડા—ઠીક! તમને જે યોગ્ય લાગે તે કહો. હું તમારા

કબજામાં હોવાથી મારો કાંઈ પણ ઉપાય નથી. પણ ખરૂં પૂછો તો તમારા પ્રાણ લેવાને માટે પ્રત્યેક ખ્રિસ્તિ આતુર છે. કેમકે તમે દેવળના ભેદનો સ્ફોટ કર્યો છે. એટલું જ નહિ પણ યુલિસિઝ જેવા એક સાધુચરિત્ર ધર્માધ્યક્ષની વિના કારણે ખોટી નિંદા કરી છે.

હેલન—ફ્લોરેન્ડા ! તમારૂં કહેવું ભુલભરેલું છે. નતો મેં આપણા દેવળનો ભેદ કોઇને કહ્યો છે કે નતો યુલિસિઝની નિંદા કરી છે હા ! પણ એટલું તો કહીશ કે હવે મને તમારા માટે કાંઇ પણ ભાવ રહ્યો નથી. જો કે હું તમારા તરફ તિરસ્કાર કરતી નથી. પણ એટલું તો ચોકસ છે કે મને તમારા લોકો ઉપર સદ્‌ભાવ તો નથીજ.

ઝિઆદ—પ્રિયે ! એવો તે શો ભેદ છે કે જેને માટે આટલો બધો ઉહાપોહ કરવામાં આવે છે ? આખી દુનિઆ જાણે છે કે દુરાચાર કદી પણ ગુપ્ત રહેતો નથી. અને જે બીના તમે મારાથી છુપાવો છો તે તો હું ઘણા લાંબા સમયથી જાણું છું. ઠીક, ફ્લોરેન્ડા ! હવે આ વાતોને પડતી મૂક. અને બતાવ કે ફ્લોરા ક્યાં છે ?

ફ્લોરેન્ડા—ફ્લોરા વિષે હું કાંઇ પણ જાણતી નથી. કેમકે તે એકાએક દેવળમાંથી ગુમ થઇ ગઇ છે.

હેલન—ગુમ થઇ ગઇ છે કે તમે લોકોએ મારી નાખી છે ?

ઝિઆદ—ફ્લોરેન્ડા ! જો તું તેનો પત્તો ન આપી શકતી હોય તો છેવટે એટલું તો કહે કે તે છેવટ સુધી પોતાના શીળવ્રતની રક્ષા કરી શકી છે કે નહિ ?

ફ્લોરેન્ડા—તે વિષે હું કાંઇ પણ જાણતી નથી. અને જો જાણતી હોઉં તો પણ તે એક ગુપ્ત ભેદ હોવાથી હું કોઈ પણ રીતે

તેનો સ્ફોટ કરી શક્તી નથી. હા! પણ એટલું તો હું કહીશ કે તે દેવળમાંથી નાશી ગઇ છે.

હેલન—પણ ગઇ ક્યાં, તે કાંઈ કહેશો?

ફ્લોરેન્ડા—તે વાતની મને ખબર નથી.

ઝિઆદ—જ્યારે તું કાંઇ પણ કહેતી નથી, ત્યારે છેવટે એટલું તો કહે તે શા માટે નાશી ગઇ?

હેલન—આ પણ એક ભેદ છે કે જે હું આપને કહી શકતી નથી.

ઝિઆદ—ફ્લોરેન્ડા! તારા જેવી એક ચાણાક્ય લલના આવી વાતોથી અજ્ઞાન હોય એ વાત હું તો માનતો નથી. પણ જો તે કહેવાની તારી ઇચ્છા ન હોય તો કાંઇ નહિ. પરંતુ છેવટે એટલું પણ કહીશ કે યુલિસિઝ ક્યાં છે?

ફ્લોરેન્ડા—યુલિસિઝ તો અહિં કોરડોવામાંજ છે?

ઝિઆદ—તો ચાલ, મને દેખાડ કે તે મુઝી ક્યાં છે?

ફ્લોરેન્ડા— નહિ! હું તેની પાસે આપને લઈ જઇ શક્તી નથી.

ઝિઆદ અત્યાર સુધી તો ફ્લોરેન્ડાની વાતો ધીરજથી સાંભળી રહ્યો હતો. પણ જ્યારે તેણે યુલિસિઝની ભાળ આપવાનો ઇન્કાર કર્યો ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. અને ક્રોધાવેશમાં તેણે તેની ગરદન ઉપર કટાર ધરીને કહ્યું "કેમ? યુલિસિઝ પાસે મને લઇ જાય છે કે નહિ?" હેલન આ પ્રકારનો અત્યાચારી દેખાવ જોઇ નહિ શકવાથી ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ. તેના ગયા પછી ઝિઆદે ફ્લોરેન્ડાને શામ, દામ, ભેદથી સમજાવી. પણ તેની તેના ઉપર કાંઇ પણ અસર ન થવાથી છેવટના ઉપાય તરીકે તેણે તેને પ્રાણદંડની ધમકી આપી. જોકે ફ્લોરેન્ડા કપટકળામાં નિપુણ હતી તોપણ

તેનામાં ધૈર્યતાની ખામી હતી. તેથી જ્યારે ઝિઆદે તેને મારી નાખવાની ધમકી આપી, ત્યારે તેણે પોતાના પ્રાણ બચાવવા માટે તેને વિનંતી કરતાં કહ્યું. "ઝિઆદ ! મને મારી ન નાખો. ચાલો, હું તમને યુલિસિઝ પાસે લઇ જાઉં છું."

ઝિઆદ—પણ ક્યારે ? ચાલ ! હમણાજ મને ત્યાં લઇ જા.

ફ્લોરેન્ડા—ઠીક ! હમણાજ લઈ જાઉં છું. પણ કૃપા કરીને મને પ્રાણદાન આપો. જો તમારી ઇચ્છા હશે તો હું ઇસ્લામનો અંગીકાર કરીશ અને આખા આયુષ્ય પર્યંત આપની પરિચારિકા બનીને રહીશ.

આ પ્રમાણે કહીને તે પોતાની જગ્યાએથી ઉઠી. અને બારણા તરફ જવા લાગી. એટલે ઝિઆદ પણ તેની પાછળ પાછળ ગયો. આ પ્રમાણે તેને એકલો જતો જોઇને હેલન તેની સામે દોડી આવી. અને હાથ જોડીને કહ્યું "પ્રાણનાથ ! મને પણ સાથે લઇ જાઓ."

ઝિઆદ—પ્રિયે ! તું ત્યાં આવીને શું કરીશ ? ત્યાં કેવા કેવા બનાવો બનશે તે નિશ્ચિત કહી શકાય નહિ. વળી તેઓ તારા કટ્ટા શત્રુ છે. તેથી તને ત્યાં લઇ જવાની મારી ઇચ્છા નથી.

હેલન—પ્રાણનાથ ! જો આપ મને સાથે લઇ જવા ઇચ્છતા ન હો તો હું આપને ત્યાં એકલા જવા દઇશ નહિ. કેમકે મને આપના પ્રાણનો ભય છે.

ઝિઆદ—પ્રિયે ! જો તને એવી જ શંકા હોય તો હું કોઇ સૈનિકને સાથે લઇ જઈશ.

હેલન—નહિ ! હું આપને એકલા જવા દઇશ નહિ. હું પણ આપની સાથે આવીશ.

ઝિઆદ—નહિ! ત્યાં તારૂં કાંઇ પણ કામ નથી. પણ જ્યારે તું આટલો બધો આગ્રહ કરે છે, ત્યારે કોઇપણ રીતે તનેલઈ ગયા વિના છુટકો નથી. ચાલ, તૈયાર થઇ જા.

હેલન આવો જવાબ સાંભળીને ઘણી પ્રસન્ન થઈ. અને લુગડાં પહેરીને તૈયાર થઇ ગઈ. એટલું જ નહિ પણ વખત પડે ઉપયોગમાં લેવા માટે એક તિક્ષણ શસ્ત્ર પણ સાથે લીધું. અને પોતાના પતિ સહ યુલિસિઝના આશ્રમ પરત્વે પ્રયાણ કર્યું. ઝિઆદને પોત બળ ઉપર સંપુર્ણ વિશ્વાસ હોવાથી તેણે પોતાની રક્ષા અર્થે નજ અનુચરને પણ સાથે લીધો નહિ. અને પોતાની પત્નિ સહ દેવળ તરફ પ્રયાણ કર્યું



# પરિશિષ્ટ ૧૨ મું.

## ફ્લોરા ક્યાં ગઇ ?

ઝિઆદ અને હેલનની પેઠે પાઠકોને પણ કદાચ આશ્ચર્ય થશે કે ફ્લોરા યુલિસિઝને ઘાયલ કરીને ક્યાં ગઇ? એક તરફ ઝિઆદ અને હેલન બન્ને તેની શોધ ખોળ કરી રહ્યા છે. અને બીજી તરફ તેને અનુકરણીય શિક્ષા કરવા માટે યુલિસિઝ પણ તેની શોધ કરી રહ્યો છે. પણ ઉભયમાંથી કોઈને પણ તેનો પત્તો લાગતો નથી. તલૈતલાના દેવાલયમાં તે કેવી રીતે યુલિસિઝને ઘાયલ કરીને નાશી ગઇ, તેને લગતું વિસ્તીર્ણ વર્ણન આગલા પરિચ્છેદમાં આવી ગએલું હોવાથી તેનું પુનરાવર્તન કરવાની કાંઈ પણ અગત્ય નથી. પણ માર્ગમાં તેના ઉપર કેવી આપદાઓ આવી પડી. અને તે પોતાની ચતુરાઇ વડે તેમાંથી કેમ બચી શકી તે દર્શાવવાની અગત્ય છે. યુલિસિઝને તેણે કેવી રીતે ઘાયલ કર્યો તે આપણે જોયું, ઉક્ત કાર્ય કર્યા પછી નાશી જવા માટે તે સત્વર દેવાલયના મુખ્ય દ્વાર તરફ દોડી. પણ તેને તાળું મારેલું હોવાથી તે બીજા બારણા તરફ ગઇ તો તે પણ બંધ. હવે કરવું શું તેનો વિચાર થઇ પડયો? ક્ષણે ક્ષણે પકડાઇ જવાનો ભય વધતો જતો હતો. તેથી તે એક પછી એક સઘળા બારણા તરફ ફરી વળી. અને ગુપ્ત દ્વારો પણ તપાસ્યા. પરંતુ નાશવાનો કોઇ પણ માર્ગ જડયો નહિ. આ પ્રમાણે જ્યારે નાસવાનો એક પણ માર્ગ ન જડયો, ત્યારે છેવટના ઉપાય તરીકે દેવાલયની અગાસી ઉપરથી સરિતામાં કુદી પડી. જો કે પાણી ઉંડું ન હતું. પણ તેનો પ્રવાહ એટલો તો વેગવાળો

હતો કે એક મજબુત માણસ પણ તેની સામે ભાગ્યેજ ટકી શકે. તો પણ હિમ્મત રાખીને તે કેટલેક દુર સુધી તરતી તરતી ચાલી ગઇ. અને જ્યારે પૂલ પાસે આવી પહોંચી, ત્યારે તેના હાથમાં લોઢાનો એક થાંભલો આવી ગયો. એટલે તેની મદદથી તે પાણીમાં ઉભી થઇ. અને તરવાનો જે થાક લાગ્યો હતો તે દુર કરીને પૂલ ઉપર જવાના હેતુથી થાંભલા ઉપર ચઢી. અને એક કુશળ નટની પેઠે લાંબા લાંબા ડગલા ભરતી થોડીવારમાં પૂલ ઉપર આવી ગઇ. ખરેખર મનુષ્ય બળવાન નથી. પણ સમયજ બળવાન છે, અને જ્યારે તે ફરે છે ત્યારે,

" દીવાનાઓ બને ડાહ્યા, સમયનું ચક્ર બદલાતાં,
બને જગ ઠગ બધા સાધુ, સમયની છાંય પલટાતાં,
સમય બળવાન છે સાચો, ન ચાલે ત્યાં ચતુરાઇ,
ચઢે ચાલાકી સહુ ચુલે, સમય જો હોય નહિ ભાઇ "

અને તેજ પ્રમાણે સમયના પરિવર્તનના કારણે હમણા ફ્લોરાને ઉપર્યુક્ત સંકટો સહન કરવાં પડે છે. પકડાઇ જવાના ભયને લીધે લૂગડાં નીચોવવાને પણ નહિ થોભતાં જે દિશાએ માર્ગ સુઝ્યો તે તરફ નાઠી. પોતે કઇ તરફ જાય છે, અને કોને ત્યાં ઉતરશે, તેનું પણ તેને ભાન ન હતું. માત્ર પકડાઈ જવાના ભયથી ઘોડાના વેગે દોડતી હતી. અને પવનના સુસવાટાથી જો કાંઇ ખડખડાટ થતો તો ચમકીને ચોપાસ જોતી હતી. આ પ્રમાણે દોડતાં દોડતાં જો કોઈ માણસ તેની સામે આવી જતો, તો તેને પોતાને માટે કાંઇ શંકા ઉત્પન્ન ન થાય એટલા માટે દોડવાનો વેગ ઓછો કરીને ધીમે ધીમે ચાલતી હતી. જેણે કોઇ દહાડો ઘરના ઉમરા બહાર પગ પણ મૂકેલો નહિ. તેને અત્યારે નિર્જન વનમાં પ્રાણ બચાવવા માટે દોડવું

પડતું હતું. ઓ દૈવ! તારી ગતિ ઘણી ન્યારી છે. તું પળમાં રાયને રંક, અને રંકને રાય બનાવી શકેછે. તારી ગહન કળાનો પાર કોઈ પણ વ્યક્તિ પામી શકી નથી. અરે! જ્યારે મોટા મોટા મહર્ષિઓ અને જ્ઞાનીઓ પણ તારી ગહન ગતિ સમજી શક્યા નથી; ત્યારે એક પામર જીવ તેનો ભેદ કેમ પામી શકે? તેનું ગજું શું? તારે લીધે અનેક સુખી જીવો દુઃખી; અને દુઃખી જીવો સુખી થયાં છે. અને તારે લીધે, હા! તારેજ લીધે આજે ઝોહરા પણ અનેક સંકટો સહન કરી રહી છે. જે નિત્ય સવામણ રૂની તળાઇમાં નિદ્રા લેતી, સ્વાદિષ્ટ ભોજનથી પોતાની અભિરૂચીને તૃપ્ત કરતી, અરે જેની સેવા કરવાને માટે અનેક પરિચારિકાઓ નિરંતર હાજર રહેતી, તેને આજે પોતાના પ્રાણ બચાવવા માટે આવા નિર્જન અને બિહામણા વનમાં શ્વાસ ભેર દોડવું પડે છે, સવામણ રૂની તળાઇને બદલે ખુલ્લી જમીન ઉપર સુઇ રહેવું પડેછે, અને સ્વાદિષ્ટ ભોજનને બદલે ફળ ફુલ ઉપર નિર્વાહ કરવો પડે છે; એ સર્વ તારાજ પ્રતાપ. રસ્તો પહાડી હોવાથી સ્થળે સ્થળે અણીદાર શિળાઓ પડેલી છે. પહાડી કોતરોમાંથી સિંહની ગર્જના સંભળાય છે. એકતો નિર્જન વન, પછી ત્યાં સંકટોનું તો પૂછવુંજ શું? જ્યાં જંગલ નામ પડ્યું ત્યા દુઃખની અવધી ક્યાંથી હોય? અને સુખની આશા ક્યાંથી રાખી શકાય? ડગલે ડગલે અણીદાર પાણા ભોંકાવાથી પગમાં ભારે વેદના થાય છે. પણ તે કશાને નહિ ગણકારે-તી તે આગળ અને આગળ માર્ગક્રમણ કરી રહી છે. જ્યારે ભૂખ સારી પેઠે લાગે છે, ત્યારે ફળફળાદિનો આહાર કરીને ક્ષુધાની પીડાને શાંત કરે છે. અને નિશા સમયે કોઇ વૃક્ષ ઉપર વિશ્રાન્તી લઇને પ્રભાતે પૂનઃ પ્રવાસનો આરંભ કરે છે. આ પ્રમાણે કોઇ પણ સ્થળે થોભ્યા વિના લાગલાગટ પ્રવાસ કર્યાથી કેટલાક દિવસે તે એક પહાડી

પ્રદેશમાં આવી પહોંચી. હવે તેના જીવને કાંઇક શાંતિ વળી. અને આટલા દહાડાના પ્રવાસનો થાક લાગેલો હોવાથી થોડી ઘણી વિશ્રાન્તી લેવાના ઉદ્દેશથી તે એક ગુફામાં પેઠી. ગુફામાં પગ મૂકતાંજ એક એવી વસ્તુ તેના જોવામાં આવી કે જેના દર્શન માત્રથી તેના અંતઃકરણમાં ભય અને ચિંતાનો સંચાર થયો. અને તેનું કોમળ કાળજું જોરથી ધડકવા લાગ્યું. પણ હિમ્મત રાખીને આગળ વધી. અને જોયું તો તેના પગ આગળ એક તિક્ષણ અસી, અને લૂગડાંનું એક બંડલ પડયું છે. એક નિર્જન ગુફામાં આવી વસ્તુઓ જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અને તત્સંબંધે તે અનેક તર્ક વિતર્ક કરવા લાગી, પણ તેના સમજવામાં કાંઇ પણ આવ્યું નહિ. તેથી પોતાના અંતઃકરણમાં ઉદ્દભવેલી ઉત્કંઠાને પરિતૃપ્ત કરવાના ઉદ્દેશથી તેણે નીચા નમીને ઉક્ત અસી અને લુગડાંનું બંડલ ઉપાડી લીધું. બંડલ ખોલીને લૂગડાં જોતાંજ તેના નેત્રો ઠરી ગયાં. અને તેના અંતઃકરણમાં ભય મિશ્રિત ચિંતાનો સંચાર થયો. એટલુંજ નહિ પણ તેના મુખમાંથી એક ભય સુચક ચીસ નિકળી પડી. અને તત્સંબંધે તે અનેક તર્ક વિતર્ક કરવા લાગી. લાંબા સમય સુધી વિચાર કર્યા પછી જાણે કોઇ વાતનું સ્મરણ થયું હોય તેમ તે રૂદન કરવા લાગી.

ઓ ફ્લોરા ! હતભાગ્ય ફ્લોરા ! તું કેવી હતભાગ્ય કે અત્યારે તને આશ્વાસન આપનાર પણ કોઈ નથી.

તેને કોઈ આશ્વાસન આપનાર નહિ હોવાથી ઘણીવાર સુધી રડયા પછી તે પોતાની મેળેજ શાંત થઇને એકાગ્રચિત્તે ઉક્ત વસ્તુઓ સામે જોવા લાગી.

પ્રિય પાઠક ! આવી એક નિર્જન ગુફામાં લૂગડાં કેવાં ? તલવાર

શી! આ સઘળી ભેદ ભરેલી વાતો કદાચ તું સમજી શકીશ નહિ. તેમજ ઝોહરાની ચિંતાનું કારણ પણ કદાચ જાણી શકીશ નહિ. પણ જો તે ભેદ જાણવાની ઇચ્છા હોય તો તારી સ્મરણ શક્તિનું અવલંબન કર, અને તેની સાથે તારી ઉચ્ચ બુદ્ધિનો પણ કાંઇક ઉપયોગ કર. એટલે સઘળો ભેદ તારા સમજવામાં આવશે. તને કદાચ સ્મરણ હશે કે જ્યારે ઝિઆદ અપરાધીઓને શોધવા માટે નિકળ્યો, ત્યારે તે આ સ્થળે આવ્યો હતો. અને એકાંતનો લાભ લઇને પોતાના વસ્ત્રો અહિંજ પડતાં મૂકીને તેણે પાદરીનો વેષ લીધો હતો. પોતાના ભાઇનાં વસ્ત્રો અને અસી આવી નિર્જન ગુફામાં પડેલા જોઇને ઝોહરાને ઘણો સંતાપ થયો. અને તેણે એવું અનુમાન કર્યું કે જ્યારે તે મારી શોધમાં નિકળ્યો હશે, ત્યારે કદાચ કોઇએ તેને મારી નાખ્યો હશે. આવો વિચાર કરી ને તે આ પ્રમાણે શોકોદ્‌ગાર કાઢવા લાગી. "પ્રિયબંધુ! તમારાં વસ્ત્રો અને તલવાર અહિં કેવી રીતે આવ્યાં? કદાચ આપ મારી શોધમાં નિકળ્યા હશો, તે વખતે આપને કોઇએ મારી નાખ્યા હશે. હાય! હું આપના દર્શન સરખાં પણ ન કરી શકી હવે આપણો મેળાપ સ્વર્ગમાંજ થશે." આ પ્રમાણે કલ્પાંત કરીને તે મુર્છિત થઇ ગઇ. અને કેટલીકવાર સુધી તેવી સ્થિતિ અનુભવ્યા પછી તે પોતાની મેળે શુદ્ધિમાં આવી. અને ભવિષ્યમાં શું કરવું તે વિષે પોતાના મનમાં વિચાર કરવા લાગી. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે એકદમ બોલી ઉઠી. "તો હવે મારે કરવું શું? બસ હવે તો એજ નિશ્ચય કે મારા બંધુના વિઘાતક ઉપર વૈર લેવું. પણ તેમનો વિઘાતક કોણ છે, એ કેવી રીતે જણાશે? મને તો એમ લાગે છે કે કદાચ કોઇ ખ્રિસ્તીએજ તેમનો ઘાત કર્યો હશે. ઓ મારા બંધુ! મારા કારણેજ આપને આખા આયુષ્ય પર્યંત જંપીને બેસવાનો

સમય મળ્યો નહિ. જ્યાં સુધી આયુષ્યમાન રહ્યા ત્યાં સુધી આપ મારીજ ચિંતા કરતા રહ્યા, અને છેવટે મારા માટે પોતાના દેહનું બળીદાન પણ આપ્યું. આપના આવા આવા અનેક ઉપકારો હું કદી પણ ભુલીશ નહિ. હવે હું પણ આ અસાર સંસારમાં લાંબા સમય પર્યંત જીવવા ઇચ્છતી નથી. તેથી જ્યાં આપ હશો ત્યાં હું પણ આવીશ. પરંતુ આ ક્ષુલ્લક દેહનું પતન કરતાં પહેલાં આપના શત્રુઓને તો અવસ્ય મારીશ. એકવાર તો યુલિસિઝ ઉપર ઘા કરી ચુકી છું. પરંતુ તે પોતાના સદ્‌ભાગ્યે જીવતો રહેવા પામ્યો છે. પણ હવે તે મારા હાથમાંથી છટકીને ક્યાં જનાર છે? આપની આ તિક્ષણ અસી વડે તેના શહસ્ત્ર કટકા કરીશ. અને ત્યારેજ જંપીશ. ત્યાં સુધી મને કોઇ પણ રીતે ચેન પડશે નહિ."

આ પ્રમાણે તે યુલિસિઝ ઉપર વૈર લેવાના વિચાર કરી રહી છે, એટલામાં સુર્યાસ્ત થયો. તેથી તેને પોતાની રક્ષાને માટે ઘણી ચિંતા થવા લાગી. અને તે પોતાને રહેવા માટે કોઇ સુરક્ષીત સ્થળ શોધવા લાગી. વિચાર કરતાં કરતાં તેને એક ઉપાય સુઝયો. અને તદનુસાર તેણે પુરૂષ વેષ ધારણ કરીને કેડમાં તલવાર લટકાવી. અને પોતાના નિર્વાહ માટે આજીવિકાનું કાંઇક સાધન ખોળવામાં પ્રવર્ત થઇ. પોતાનો હેતુ પાર પાડવા માટે તેણે કોઇ ગૃહસ્થને ત્યાં મુનિમ તરીકે રહેવાનો નિશ્ચય કર્યો. અને ઉક્ત હેતુ પાર પાડવા માટે તેણે પશ્ચિમ દિશા પરત્વે પ્રયાણ કર્યું. અને થોડા સમય પહેલાં ઝિઆદ જે સ્થળે એક ધર્માધ્યક્ષના વેશમાં આવ્યો હતો; તે સ્થળે ફ્લોરા એક સૌંદર્ય સંપન્ન ઇસ્લામી યુવકના વેશમાં આવી પહોંચી. અને એક મસ્જીદમાં મુકામ કર્યો. એટલે મસ્જીદના વ્યવસ્થાપકે તેના માટે ભોજનાદિની ચોગ્ય વ્યવસ્થા સત્વર કરી આપી. અને સૂવાને માટે મસ્જીદને લગતો

એક ઓરડો ઉઘાડી આપ્યો. એટલે પ્રવાસના અપરિમિત શ્રમથી શ્રમિત થએલી ફ્લોરા ભોજન આરોગ્યા પછી પોતાને માટે નિયુત કરેલા ઓરડામાં ગઇ. અને થાક ઉતારવાના હેતુથી પથારી ઉપર પડીને નિદ્રાવશ થઈ ગઇ. બીજા દિવસે પ્રભાતમાં નિદ્રાસનનો ત્યાગ કર્યા પછી વઝુ કરીને તેણે જમાઅત સાથે પ્રાર્થના કરી. અને તે કાર્યથી પરવાર્યા પછી જેવી પોતાના ઓરડા તરફ જાય છે કે તરતજ પેશ ઇમામે તેને સંબોધીને કહ્યું. "શ્રીયુત આપ ક્યાંથી આવ્યા છો. અને ક્યાં જવાનો વિચાર છે ?"

ફ્લોરા—મહાશય ! હું એક ગરીબ મુસલમાન છું. અને આજીવિકાનું કાંઇ સાધન શોધવાના ઉદ્દેશથી અહિં આવ્યો છું. આપ આ કામમાં મને કાંઈ મદદ કરી શકશો ?

ઇમામ—શ્રીયુત ! આપ ઘણા બુદ્ધિશાળી અને લાયક માણસ જણાઓ છો. તેથી મને આશા છે કે આપ જેને ત્યાં નોકરી કરશો, તેને સંપુર્ણ સંતોષ આપી શકશો. હાંલમાં અબુ મુસ્લિમ નામક એક સેનાધ્યક્ષ અહિં આવેલા છે. અને પરમ દિવસે કોરડોવા નગરમાં જવાના છે. નામદાર અમીરને દેખાડવા માટે તે કેટલાંક પુસ્તકો પોતાની સાથે લાવેલા છે. તેમને એક એવા માણસની અગત્ય છે કે જે ઉક્ત પુસ્તકોનું ટુંક વિવરણ લખી શકે. જો આપ તે કામ કરી શકતા હો તો હું આપને તેમની પાસે લઇ જાઉં. મારી માન્યતાપ્રમાણે તો નોકરી ઘણી સારી છે.

ફ્લોરા—મહાશય ! આપનો મારા ઉપર મહદ્ ઉપકાર થયો. હું તે નોકરી સ્વીકારવા માટે તૈયાર છું. માટે કૃપા કરીને મને ત્યાં લઇ જાઓ.

ઇમામ—શ્રીયુત ! હું આપને ઘણી ખુશીથી ત્યાં લઇ જઇશ. પણ આપ ઉક્ત નોકરી કરી શકશો કે કેમ એ શંકાસ્પદ છે. કેમકે અબુ મુસ્લિમ એકજ જગ્યાએ મુકામ નહિ કરતાં નિરંતર સ્થળાંતર કરતા રહે છે. તેથી કદાચ આપને પણ તેમની સાથે જવું પડશે. કેમ આપને તે વાત પસંદ પડશે કે ?

ફ્લોરા—મહાશય ! તે વાત મારા સ્વભાવને સર્વાંશે અનુકુળ હોવાથી તે હું ઘણા આનંદપુર્વક સ્વીકારૂં છું. મને પણ દેશાટન કરવાનો ઘણો શોખ છે. એટલુંજ નહિ પણ મને એક સ્થળે પડી રહેવાનું તો મુદ્દલ ગમતું નથી. તેથી મહાશય અબુ મુસ્લિમની ચાકરીમાં મને ઘણો આનંદ થશે. માટે આપ તે વિષે કાંઇ પણ ચિંતા નહિ કરતાં મને સત્વર ત્યાં લઇ જાઓ.

ઇમામ—ઠીક !' તો હું હમણાંજ અબુ મુસ્લિમને મળીને સઘળી વ્યવસ્થા કરી લઇશ.

મસ્જીદના વ્યવસ્થાપક સાથે આ પ્રમાણે વાતચીત કર્યા પછી તે પોતાને માટે નિયુત કરેલા ઓરડામાં ચાલી ગઈ. તે એક પ્રતિષ્ઠિત કુટુંબની દુહિતા હોવાથી, અને આ સમયે પુરૂષ વેષમાં હોવાથી પોતાનો ગુપ્ત ભેદ કોઇના જાણવામાં ન આવે એટલા માટે મસ્જીદના ચોકમાં નહિ બેસતાં આખો દહાડો પોતાના ઓરડામાંજ બેસી રહેતી હતી. ઉપર બતાવ્યા પ્રમાણે પોતાના ઓરડામાં ગયા પછી તે પોતાની દુઃખદ સ્થિતિ વિષે વિધ વિધ વિચાર કરવા લાગી. પ્રસંગોપાંત તે વિચાર કરતાં કરતાં શોકના સાગરમાં ડુબી જતી હતી, અને પોતાને દુઃખમાંથી છોડાવવા માટે જગત્ પ્રચાલક સમક્ષ અભ્યર્થના કરતી હતી. હમણા તે આ પ્રમાણે પોતાની દુઃખદ સ્થિતિ વિષે વિચાર કરી રહી છે; એટલામાં મસ્જીદના વ્યવસ્થાપકે ત્યાં આવીને તેને કહ્યું કે,

"શ્રીયુત ! ચાલો ! આપને અબુ મુસ્લિમ બોલાવે છે." આ વાક્ય સાંભળીને ફ્લોરા મસ્જીદના વ્યવસ્થાપક સાથે જવાને માટે તૈયાર થઇ અને મસ્જીદની બહાર નિકળીને તેઓ ભાગ્યેજ પચાસેક ડગલા ચાલ્યા હશે, એટલામાં તો અબુ મુસ્લિમનું ઘર આવી પહોચ્યું. એટલે ફ્લોરાએ ઘરની અંદર જઇને તેમને નમસ્કાર કર્યા. એટલે અબુમુસ્લિમે તેની સાથે હસ્ત ધુનન કરતાં સ્ત્રીઓની સ્વાભાવિક કોમળતા અનુસાર તેને પોતાને ત્યાં નોકર રહેવા આવેલા વેશધારી યુવકનો હાથ એક પુરૂષના કર કરતાં વધારે સુંવાળો લાગ્યો. તેથી અબુ મુસ્લિમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અને તે એકાગ્રચિત્તે ફ્લોરા સામે જોવા લાગ્યો. કેટલીક વાર સુધી તેની સામે આ પ્રમાણે ઐકાગ્રચિત્તે જોઇ રહ્યા પછી તેણે કહ્યું. "શ્રીયુત ! આપનું નામાભિધાન શું છે ?" જોકે ફ્લોરાએ પુરૂષ વેષ ધારણ કર્યો; ત્યારથી સઘળી વાતની ગોઠવણ કરી લીધી હતી તોપણ તેણે પોતાને માટે હજી સુધી કોઈ પણ નવિન નામ પસંદ કર્યું ન હતું. તેથી જ્યારે અબુ મુસ્લિમે તેનું નામ પૂછ્યું, ત્યારે તે ઘણી ગભરાઇ ગઇ. પણ પોતાનો ભેદ કળાઇ ન જાય એટલા માટે તેણે બુદ્ધિનો ઉપયોગ કરીને કહ્યું. "મહાશય ! મારૂં નામ યુસુફ છે."

અબુ મુસ્લિમ—ખરેખર ! આપ યુસુફ જેવાજ સૌંદર્ય સંપન્ન છો.

તેને મોઢે પોતાની સૌંદર્યતાના વખાણ સાંભળીને ફ્લોરા શરમાઇ ગઇ. અને લજ્જાયમાન થઇને નીચું જોઇ રહી.

ઉપર પ્રમાણે પ્રારંભનો ટુંક પ્રસ્તાવ કર્યા પછી માસિક ૩૦૦ દિનારના પગારથી અબુ મુસ્લિમે ફ્લોરા ઉર્ફે વેશધારી યુસુફને પોતાને ત્યાં નોકર રાખી લીધો. અને તેને રહેવાને માટે એક જુદો તંબુ બાંધી આપીને તેના કર્તવ્યની સાથે સંબંધ ધરાવતા પુસ્તકો અને

લખવાની અન્ય સામગ્રી મોકલી આપી. ફલોરાને માટે ઉક્ત નોકરી ઘણી સારી હતી. કેમકે તેને એકાંતવાસ મળેલો હોવાથી પોતાના ભેદનો સ્ફોટ થવાની તેને લેશ પણ ચિંતા ન હતી. તેથી આખો દહાડો તે પોતાના તંબુમાં એકલી બેસીને લખવાનું કામ કરતી હતી. જો તેને અબુ મુસ્લિમની સેવાને બદલે બીજી કોઇ નોકરી મળી હોત તો કદાચ તે પોતાનો ગુપ્ત ભેદ છુપાવી શકત નહિ. હમણા પણ તેને એવી શંકા થઇ હતી કે અબુ મુસ્લિમ તેનો ભેદ જાણી ગયો છે. પણ તે માત્ર તેની એક ભ્રમણાજ હતી. અત્યાર સુધી એવું કાંઈ પણ બન્યું ન હતું કે, જેથી કરીને તેનો આશ્રયદાતા તેનો ભેદ કળી ગયો હોય. તે આખો દહાડો નિજ બંધુ ઝિઆદની અસી પોતાની કેડે લટકાવી રાખતી હતી. માત્ર ટુંક સમયમાં તેણે કેટલાંક પુસ્તકોનો ટુંક સાર લખી નાખ્યો. તેની શૈલી એવી તો મનોહર, અને ભાષા લાલિત્ય એટલું તો છટાદાર હતું કે તેને જોતાંજ અબુ મુસ્લિમ ઘણો પ્રસન્નથયો.

આગળ બતાવ્યા પ્રમાણે અબુ મુસ્લિમને દેશાટન કરવાનો શોખ હોવાથી તે કોઇપણ સ્થળે લાંબા સમય પર્યંત મુકામ નહિ કરતાં થોડા થોડા સમયને અંતરે દેશાટન કરતો હતો. અને તદનુસાર હમણા પણ પહાડી પ્રદેશનો ત્યાગ કરીને તેણે કારડોવા નગર પરત્વે પ્રયાણ કર્યું. આ પ્રમાણે આ વાર્તાની નાયિકા ઝોહરા ઉર્ફે ફ્લોરા તે સ્થળે આવી પહોંચી કે જ્યાંથી તેનું હરણ કરવામાં આવ્યું હતું. પોતાના ભાઇ ઝિઆદને કોઈએ મારી નાખ્યો છે, એવો તેણે પોતાના અંતઃકરણમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો. તેથી પ્રવાસ દરમ્યાન પોતાના ભાઇનું સ્મરણ થઈ આવતાં તે રૂદન કરતી હતી. અને કોઇ પણ સ્થળે મુકામ કર્યા પછી તે પોતાના એકાંત તંબુમાં આખો દહાડો વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી

રહેતી હતી. આ પ્રમાણે લગભગ દોઢ માસ પર્યંત જુદા જુદા સ્થળે પ્રવાસ કર્યા પછી છેવટે તે કોરડોવા નગરની નિકટમાં આવી પહોંચી. કોરડોવા નગરમાં પ્રવેશ કરવાને માત્ર બે ત્રણ દિવસની વાર હતી. લાંબા સમય પછી સ્વદેશના દર્શન કરવાનો પ્રસંગ મળ્યાથી ફ્લોરાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે નગરમાં પહોંચ્યા પછી નિજ બંધુના વિઘાતકોની શોધ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. પણ તેને લગતી શોધ કેવી રીતે કરવી તે વિષે તે પોતાના મનમાં વિચાર કરવા લાગી. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે દૃઢ નિશ્ચય ઉપર આવીને કહ્યું. "હા ! ઠીક યાદ આવ્યું. નગરમાં ગયા પછી હું મુજ બંધુના વિઘાતકોને શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ. પણ જો હું એક મુસલમાનના વેશમાં ત્યાં જઇશ તો કદાચ તેઓ મારા વિષે શંકાશીળ બનશે. અને પરિણામે કાંઇ પણ ભેદ મારા જાણવામાં આવશે નહિ. તેથી તેમની શોધ કરવા માટે એક ખ્રિસ્તી ધર્માધ્યક્ષનો વેશ ધારણ કરવો જોઇએ. કેમકે તેમ કર્યા વિના દહાડો વળશે નહિ. માટે હવે તો એજ નિશ્ચય કે નગરમાં પ્રવેશ કર્યા પછી એક ખ્રિસ્તી ધર્માધ્યક્ષનો વેશ ધારણ કરીને તત્સંબંધે શોધ કરવી." આ પ્રમાણે તે પોતાના એકાંત તંબુમાં બેસીને વિચાર કરી રહી છે. અને અબુ મુસ્લિમ પોતાના એક મિત્રને મળવા માટે તેને ઘેર ગએલા હોવાથી એકાંતનો લાભ લઇને તેણે પોતાના માથા ઉપરથી પાઘડી ઉતારીને ગાદી ઉપર મૂકી. અને ઉપર પ્રમાણે વિચાર કરવા લાગી. તેને પોતાનો ભેદ ફુટી જવાની પણ ઘણી ચિંતા થતી હતી. કેમકે જો તેનો ભેદ કળાઇ જાય તો જે ઉદ્દેશથી તેણે અબુ મુસ્લિમની સેવાનો સ્વીકાર કર્યો હતો, અને જે હેતુથી કોરડોવાનો પ્રવાસ આરંભ્યો હતો; તે નિષ્ફળ જવાનો ભય હતો. તદુપરાંત પ્રાણ

જવાનો ભય પણ રહેતો હતો. આવા આવા કારણોને લીધે તે પોતાનો ગુપ્ત ભેદ ગુપ્તજ રાખવા માટે અહરનિશ પ્રયત્નશીલ રહેતી હતી.

આ પ્રમાણે તે પોતાની દુઃખદ સ્થિતિ વિષે વિચાર કરી રહી છે. એટલામાં તંબુનો પડદો ઉચકાયો. અને અબુ મુસ્લિમે અંદર પ્રવેસ કર્યો. પોતાના નવિન સેવક યુસુફને આવી વિચિત્ર સ્થિતિમાં બેઠેલો જોઇને તેના આશ્ચર્યનોપાર રહ્યો નહિ. અને તેની આવી સ્થિતિ જોઇને તે અંદર નહિ જતાં તંબુની બહાર ચાલ્યા ગયા. તેમના ગયા પછી ફ્લોરાએ પણ જલદીથી પોતાના લાંબા વાળનો અંબોડો વાળીને પાઘડી પહેરી લીધી. અને પોતાના શેઠને ઉચિત સન્માન આપવા માટે પોતાના આસનેથી ઉભી થઇ ગઈ. પણ શરમને લીધે તે નીચે જોઇ રહી હતી. તે આ પ્રમાણે સવ્યસ્થ થયા પછી અબુમુસ્લિમ અંદર આવ્યો. અને હસીને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો "યુસુફ ! મને આ વિષેની શંકા પહેલાંથીજ ઉત્પન્ન થઇ હતી. પણ તારો ભેદ બહાર નહિ પાડવાના ઉદ્દેશથીજ મેં તે વિષે વધુ પુછપરછ કરી નહિ. પરંતુ આજે ઉક્ત ભેદનો અનાયાસે સ્ફોટ થઇ ગયો. હશે! જે થયું તે ઠીક થયું પરંતુ તું કોઇ પણ વાતની ચિંતા કરીશ નહિ. અને મારા ઉપર વિશ્વાસ રાખીને તારો સઘળો ભેદ મારી સમક્ષ નિવેદન કર. હું તે ભેદ કોઇને પણ કહીશ નહિ. તારી મુખાકૃતિ ઉપરથી મને સ્પષ્ટ જણાય છે કે તું કોઈ ગૃહસ્થની દુહિતા છે. પણ આજથી હું તને મારી પુત્રી સમાન ગણું છું. અને તું પણ મને પોતાના પિતા જેવો ગણજે. હું તને દરેક પ્રકારની સહાયતા આપવા માટે તૈયાર છું. પણ કૃપા કરીને મને પોતાનો સઘળો ભેદ કહી સંભળાવ." જ્યારે અબુમુસ્લિમ ફ્લોરાને આ પ્રમાણે પ્રશ્ન પૂછી રહ્યો હતો, ત્યારે તે ચોધાર આંસુએ રડી રહી હતી. પણ જ્યારે પૂછવામાં આવતા પ્રશ્નોની હારમાળા પુરી થઇ,

ત્યારે તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું. "મહાશય! મને માફ કરજો. કેમકે મેં આપની સાથે દગો કર્યો છે. હવે કૃપા કરીને મને આપની ચાકરીમાંથી મુક્ત કરો."

અબુ મુસ્લિમ—દીકરી! આવી ઉતાવળ શા માટે કરે છે? હું તને મારી પુત્રી સમાન ગણું છું. અને તને તારા માતપિતાને ત્યાં જેટલું સુખ મળતું હશે, તેથી વધુ સુખ તને મારા નિવાસાલયમાં પ્રાપ્ત થશે. તારો ભેદ કોઇને પણ કહેવામાં આવશે નહિ. માટે તારો સઘળો ભેદ મારી આગળ નિવેદન કર.

ફ્લોરા—નહિ મહાશય! હવે હું એક નિમિષ માત્ર પણ અહિં વધુ થોભવા ઇચ્છતી નથી. હું એક હતભાગ્ય અબળા છું. એથી વધુ કાંઇ પણ પરિચય હું આપને આપી શકતી નથી. ઠીક! હવે રજા લઇશ.

આ પ્રમાણે કહીને તે પોતાના આસનેથી ઉભી થઈ. અને બહાર જવાનો વિચાર કર્યો. એટલે અબુ મુસ્લિમે તેને અટકાવીને કહ્યું "દીકરી! મારો તો કાંઇ અપરાધ થયો નથીને ?"

ફ્લોરા—નહિ! આપનો કાંઇ પણ અપરાધ થયો નથી. પણ તેને બદલે આપનો મારા ઉપર મહદ્ ઉપકાર થયો છે કે જે હું કદી પણ વિસરીશ નહિ. પરંતુ આપની ઇચ્છાનુસાર હવે હું અહિં વધુ-વાર થોભી શકતી નથી.

અબુ મુસ્લિમ—દીકરી! જો તારો ભેદ મને કહેવાની તારી ઇચ્છા ન હોય તો છેવટે તારૂં નામ તો બતાવ. એટલું પણ તારાથી થઈ શકશે કે નહિ?

ફ્લોરા—મહાશય ! આપને મારા નામ સાથે શું કામ છે ?

અબુ મુસ્લિમ—દીકરી ! જો તારૂં નામ જાણવામાં આવશે તો હું તારા સગાં સહોદરો અને આપ્તજનોને શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ એટલુંજ નહિ; પરંતુ તને પણ તેમની પાસે પહોંચાડી દઇશ.

ફ્લોરા—મહાશય ! જ્યારે મારૂં કોઇ પણ સગું નથી, ત્યારે આપ કોની શોધ કરશો ? હાય ! એક ભાઇ હતો, તે પણ મારાજ કારણે શત્રુઓના હાથથી માર્યો ગયો. હવે હું છેક નિરાધાર છું. મને કોઇનો પણ આધાર નથી.

અબુ મુસ્લિમ—હાય ! મારે પણ એક દીકરી હતી. પરંતુ તે મારો ત્યાગ કરીને ચાલી ગઇ છે. તેથી તને જોઇને મન વાળતો હતો અને એમજ માનતો હતો કે તેને બદલે મને જગતકર્તાએ બીજી પુત્રી આપી છે પણ શું કરૂં કે તારૂં મન માનતું નથી ?

આટલો સંવાદ થયા પછી ફ્લોરા પોતાના લુગડાં લત્તાની ગાંસડી લઇને જવા ને માટે તૈયાર થઈ. એટલે અબુ મુસ્લિમે તેને રોકવાની ચેષ્ટા કરી. પણ તે વ્યર્થ ગઈ. અને ફ્લોરા સત્વર તંબુની બ્હાર નિકળીને રસ્તે પડી. તેના ગયા પછી અબુ મુસ્લિમ તે પુરૂષ વેશધારી લલનાનો ગુપ્ત ભેદ જાણવા માટે પોતાના મનમાં અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો. પરંતુ કોઇ પણ રીતે તે ભેદ તેમના સમજવામાં આવ્યો નહિ. આ બનાવ બન્યો, તેના બીજા દિવસે તેમણે પણ કોરડોવા નગર પરત્વે ગમન કર્યું.



# પરિશિષ્ટ ૧૩ મું.

## અંતે ધર્મોજય અને પાપે ક્ષય.

અબુ મુસ્લિમ પાસેથી વિદાય થયા પછી ફ્લોરા સીધી એક દરજી પાસે ગઇ. અને તેને કિમત આપીને ખ્રિસ્તીઓ જેવાં એ વસ્ત્રો તૈયાર કરવાની આજ્ઞા આપી. આ પ્રમાણે શીવડાવવા આપેલાં કપડાં તૈયાર થતાં સુધી ત્યાંજ રહેવાના હેતુથી તેણે એક ધર્મશાળામા ઉતારો લીધો. અને લુગડાં તૈયાર થઇ ગયા પછી, એક ખ્રિસ્તિના જેવો વેષ લઇને તેણે કોરડોવા નગર પરત્વે પ્રયાણ કર્યું. અને ત્યાં પહોંચીને એક સાંકડી ગલીમાં એક ઓરડી ભાડે લઇને તેમાં રહેવા લાગી. ત્રણ દિવસ થયાં યુલિસિઝ અને ફ્લોરેન્ડા પણ આ સ્થળે આવી પહોંચ્યા હતા.

અહિં આવ્યાં પછી તેને ખ્રિસ્તી અને મુસલમાનો ઉભયથી ડરવાનું હતું, જો મુસલમાનો તેને ઓળખી લે તો ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યા બદલ તેને શિક્ષા થવાનો ભય હતો. અને જો ખ્રિસ્તીઓ ઓળખી લે તો યુલિસિઝને ઘાયલ કરવા બદલ પ્રાણદંડની શિક્ષા થવાનો ભય હતો. આવા દ્વિપક્ષી ભયને લીધે તે ક્વચિતજ ઘર બહાર નિકળતી હતી. અને જ્યારે કાંઇ અગત્યનું કામ આવી પડતું ત્યારે દિવસે બહાર નિકળવાને બદલે રાત્રેજ નિકળતી હતી, કે જેથી કોઇ જાણી જાય નહિ કે તે પુરૂષના વેષમાં એક કોમળાંગી અબળા છે. આવી રીતે તે એક દહાડો સાંજની વખતે કાંઇ અગત્યના કામ પ્રસંગે બહાર ગઇ હતી. ત્યાંથી પાછા આવતાં માર્ગમાં તેને એક

વૃદ્ધ ધર્માધ્યક્ષ મળ્યો. અરસપરસ નમસ્કાર કર્યાં પછી તે વૃદ્ધ પાદરીએ કહ્યું. "શ્રીયુત! આ વાત જાણીને તમને ઘણો આનંદ થશે કે હું આપના પાડોશમાં રહું છું. તમારી એકાંત સ્થિતિ જોઇને મને તમારા ઉપર ઘણી દયા આવે છે. તેથી મેં તમને બનતી દરેક મદદ આપવાનો મારા અંતઃકરણમાં દૃઢ નિશ્ચય કર્યો છે, તો કૃપા કરીને મને યોગ્ય કામ સેવા ફરમાવતા રહેશો." આ પ્રમાણે તેને પોતાની દુઃખદ સ્થિતિ પરત્વે અનુકંપા બતાવતો જોઇને ફ્લોરાએ તેનો આભાર માન્યો અને તેની સાથે કામ પ્રસંગે યથોચિત પરિચય રાખવાનો અંતઃકરણમાં નિશ્ચય કર્યો. તેની ધારણા એવી હતી કે આ વૃદ્ધ ધર્માધ્યક્ષ પાસેથી તેને ઘણું જાણવાનું મળશે. આ કારણથીજ તેણે તેની મદદની માગણીનો સ્વીકાર કર્યો. એટલુંજ નહિ પણ તેણે પોતાની સ્થિતિ પરત્વે દેખાડેલી અનુકંપા બદલ તેનો ઉપકાર માનતાં કહ્યું, "મહાશય! આપે મારી સ્થિતિ પરત્વે અનુકંપા દર્શાવીને મને મદદ કરવાની જે ઇચ્છા દર્શાવી છે, તે બદલ હું તમારો અંતઃકરણપુર્વક આભાર માનું છું. પણ હાલમાં એવું કાંઇ પણ કામ નથી, કે જેમાં આપ મને સહાયતા આપી શકો. પણ જો તેવું કાંઇ પણ કામ હશે તો હું આપને કહ્યા વિના રહીશ નહિ. આપની સાથે પરિચય થવાથી મને ઘણો આનંદ થયો છે. પણ હવે કૃપા કરીને આ સેવકને આપના દર્શનના લાભ આપતા રહેશો."

ધર્માધ્યક્ષ—મહાશય! આપના દર્શનથી મને પણ ઘણો આનંદ થયો છે. ઠીક! આપના કહેવા પ્રમાણે હું આપની પાસે અહરનિશ આવતો રહીશ.

ફ્લોરા—મહાશય! જો આપ મારે ત્યાં પધારશો તો આપનો મારા ઉપર મહદ્ ઉપકાર થશે.

ધર્માધ્યક્ષ—મહાશય ! મને આપને ત્યાં આવવામાં કાંઇ પણ વાંધો નથી. ઘણી ખુશીથી આવીશ. પણ આપનું નામાભિધાન શું છે?

ફ્લોરા—મહાશય ! મારૂં નામ વિસ્મય છે. હું પીરીનીઝ નિવાસી એક શ્રીમંત ગૃહસ્થનો પુત્ર છું. અને એક ખાસ કામને માટે અહિં આવ્યો છું કે જે પુરૂં થયા પછી સ્વદેશમાં પાછો જઇશ.

આટલી વાતચીત કર્યા પછી તે ધર્માધ્યક્ષ પોતાને રસ્તે પડયો. તેના ગયા પછી ફ્લોરા પોતાના ઓરડામાં આવીને સુઇ રહી. તેનું ચિત્ત વિચારોના વમળમાં ઘેરાયલું હોવાથી તેને આખી રાત નિદ્રા આવી નહિ. આવી સ્થિતિમાં તેણે આખી રાત વિતાડી. બીજા દીવસે પ્રભાતે સુર્યોદય થયા પછી તે નવિન પરિચિત ધર્માધ્યક્ષે તેના ઓરડા પાસે આવીને દ્વાર ખટખટાવ્યા. એટલે ફ્લોરા નિદ્રામાંથી જાગ્રત થઇ. અને જાગ્રત થતાંજ તેણે બારણા ઉઘાડીને તેને ઘરમાં બોલાવ્યો. અંદર આવ્યા પછી તેણે પર્યંક ઉપર બેસીને આપણી પુર્વ પરિચિત ફ્લોરાને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો “ મહાશય! આપ આ નગરમાં શા કામ અર્થે આવ્યા છો, એ તો આપે મને કહ્યુંજ નહિ ? ”

ફ્લોરા—મહાશય ! કોરડોવા નિવાસી ફ્લોરા નામક એક ઇસ્લામી અબળા ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરીને કેટલાક દહાડા સુધી પીરીનીઝના પહાડી પ્રદેશમાં રહી હતી. હું પણ તે વખતે ત્યાંજ હોવાથી મારે તેની સાથે ઓળખાણ થઇ. પણ કેટલાક દિવસ પછી તે એકાએક ગુમ થઇ ગઇ. અને હજી સુધી તેનો કાંઇ પણ પત્તો લાગ્યો નથી. ઘણી શોધ કરી, પરંતુ કોઇએ પણ તેની ભાળ આપી નહિ. તેથી છેવટે મેં એવું અનુમાન કર્યું કે કદાચ તે કોરડોવામાં આવી હશે. આવો વિચાર કરીને હું પણ અહિં ચાલ્યો આવ્યો. પરંતુ હજી સુધી તેનો કાંઇપણ પત્તો લાગ્યો નથી.

ધર્માધ્યક્ષ—મહાશય! ફ્લોરાને અહિંના સઘળા ખ્રિસ્તીઓ ઓળખે છે. પણ હમણા તે ક્યાં છે, તે વિષે કોઇ પણ જાણતું નથી. ઘણું કરીને તે ફ્રાંસમાં ગઇ હશે. અહિંના પ્રત્યેક ખ્રિસ્તીના અંતઃકરણમાં તેને માટે પ્રેમભાવ રહેલો છે. અને તેમાં પણ મુખ્યત્વે કરીને મને તેના ઉપર એટલો તો પ્રેમ છે કે તેના દર્શન વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. જ્યારે તે દેવળમાંથી નાશી ગઇ, ત્યારે હું કાંઇ કામ પ્રસંગે બ્હાર નિકળ્યો હતો. દેવળ તરફ પાછા આવતાં મને મુસલમાનોએ પકડીને કેદ કરી લીધો. આ પ્રમાણે લાંબા સમય પર્યંત કેદ રહ્યા પછી જ્યારે મારો કાંઈ પણ અપરાધ પુરવાર ન થયો, ત્યારે મને કારાગ્રહમાંથી મુક્ત કરવામાં આવ્યો.

ફ્લોરા—મહાશય! આપનું કહેવું યથાર્થ છે. ફ્લોરા ઘણી સદ્‌-ગુણી અને શીળવ્રતધારી લલના હતી. મારી પેઠે આપ પણ તેના સદ્‌ગુણો પરત્વે આકર્ષાયલા દીસોછો. એ બધું તો ઠીક! પણ વારૂ! હું આપનું નામ પૂછવાનું તો ભૂલીજ ગયો?

ધર્માધ્યક્ષ—મહાશય! મારૂં નામ જ્યોર્જ છે.

ફ્લોરા—તો શું આપને પણ ફ્લોરાની ભાળ મળી નથી?

ધર્માધ્યક્ષ—નહિ! મને તો તેની કાંઇ પણ ભાળ મળી નથી. પણ કદાચ યુલિસિઝને તેની ભાળ મળી હશે.

ફ્લોરા—મહાશય! હમણા યુલિસિઝ ક્યાં છે, તે આપ બતાવી શકશો?

ધર્માધ્યક્ષ—હા! ઘણું કરીને તે સ્પેન દેશમાં રહે છે. પણ હાલમાં અહિં આવેલા છે. જોકે અહિં તે ગુપ્તપણે રહે છે, તો પણ મેં તેમનું નિવાસસ્થાન જોયું છે. એટલુંજ નહિ પણ હું તેમને પ્રસં-ગોપાત મળવાને પણ જાઉં છું.

ધર્માધ્યક્ષને મોઢે આવી વાતો સાંભળીને ફ્લોરાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેતો અત્યાર સુધી એમજ સમજતી હતી કે યુલિસિઝ મરી ગયો છે. પણ ઉપર્યુક્ત ધર્માધ્યક્ષના મુખે તે જીવતો હોવાના સમાચાર સાંભળીને તે આભીજ બની ગઇ. પરંતુ પોતાનો ભેદ તે ધર્માધ્યક્ષના જાણવામાં ન આવે એટલા માટે સ્વસ્થ થઇને તેણે સામો પ્રશ્ન કર્યો. "મહાશય! જો યુલિસિઝ અહિં આવ્યા હોય તો મને તેમને મળવાને માટે લઈ જશો? હું તેમને મળવાને માટે ઘણો આતુર છું."

ધર્માધ્યક્ષ—મહાશય! આપને ત્યાં લઈ જવામાં મને તો કોઇ પણ પ્રકારનો વાંધો નથી. પણ યુલિસિઝની આજ્ઞા વિના હું આપને ત્યાં લઈ જઇ શકીશ નહિ. તેમ છતાં તેમને પૂછીને આજે સાંજરે ત્યાં લઇ જાઇશ.

ફ્લોરા—મહાશય! જો આપ મને ત્યાં લઇ જશો તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થશે. હું તેમને મળવા માટે ઘણો આતુર છું. માટે કૃપા કરીને હમણાજ તેમની આજ્ઞા મેળવી આવો.

ધર્માધ્યક્ષ—મહાશય! જ્યારે આપ તેમને મળવાને માટે એટલા બધા આતુર છો, ત્યારે હું હમણાજ તેમની પરવાનગી મેળવી આવું છું. પરંતુ ત્યાં જવાનું તો સાંજરેજ થશે. કેમકે તે દિવસે પોતાના ખાસ માણસો સિવાય બીજા કોઇને પણ મળતા નથી. પણ એટલું યાદ રાખજો કે આપ ત્યાં એક ખ્રિસ્તીના વેશમાં આવી શકશો નહિ. અર્થાત આપને એક મુસલમાનના વેશમાં ત્યાં આવવું પડશે. કેમકે ઘણા લોકોને દેવળમાં આવતાં જતાં જોઇને મુસલમાનો વ્હેમાઇ ગયા છે.

ફ્લોરા—ઠીક! આપના કહેવા પ્રમાણે હું ત્યાં મુસલમાનના વેશમાં આવીશ.

ધર્માધ્યક્ષ—ખરેખર ! આ યુક્તિ ઘણી સારી છે.

આ પ્રમાણે કહીને તે પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. તેના ગયા પછી ફ્લોરા મનમાંજ કહેવા લાગી કે " શું દુષ્ટ યુલિસિઝ હજુસુધી જીવતો છે? જો તે જીવતોજ હોય તો હું પણ મારા બંધુનું વૈર લેવા માટે તૈયાર છું. પછી ભલે, હું પણ મરી જાઉં. મને મરવાનો કાંઇ ભય નથી. પણ યુલિસિઝને મારી નાખવાનો તો મેં મારા અંતઃકરણમાં દ્રઢ નિશ્ચય કર્યો છે."

આવો વિચાર કરીને તેણે તલવાર મ્યાનમાંથી બ્હાર કાઢી. અને તેને એક નજરથી જોઇને પાછી મ્યાનમાં મૂકી દીધી. ત્યાર પછી ગુફામાંથી પોતાના ભાઇના જે વસ્ત્રો લાવી હતી, તે પોતાના શરીર ઉપર પરિધાન કરી લીધાં. અને પોતાના નવિન પરિચિત ધર્માધ્યક્ષની વાટ જોવા લાગી. ઘણી વાટ જોયા છતાં પણ તે આવ્યો નહિ. કેમકે જ્યારે તે ફ્લોરાને ત્યાં આવવા માટે નિકળ્યો ત્યારે તેને રસ્તામાં બે મિત્રો મળ્યા. એટલે તેમની સાથે વાર્તાલાપ કરતાં કરતાં તે એક દેવળમાં ગયો. અને ધાર્મિક ક્રિયા કરવામાં બે ત્રણ કલાક ગાળ્યા. આ કારણથીજ તેને ફ્લોરાને ત્યાં આવવામાં વિલંબ થયો. પરંતુ રાતના દસ વાગે ધાર્મિક ક્રિયાથી પરવાર્યા પછી તે ફ્લોરાને ત્યાં આવ્યો. અને બ્હારથી સાદ આપ્યો. એટલે ફ્લોરાએ દોડીને બારણું ઉઘાડયું. અને તેને ઘરમાં લીધો. ઘરમાં પ્રવેશ કરતાંજ ફ્લોરાએ તેને કહ્યું " મહાશય આજે આપને અહિં આવવામાં ઘણો વિલંબ થયો. આટલીવાર સુધી ક્યાં રોકાઈ ગયા હતા ? વારૂ એ તો ઠીક ! પણ યુલિસિઝને ત્યાં મને લઈ જવાની આજ્ઞા મળી કે નહિ ?"

ધર્માધ્યક્ષ—મહાશય ! આપને ત્યાં લઈ જવાની પરવાનગી તો

બપોરથી મળી ચુકી હતી. પણ અહિં આવતાં માર્ગમાં કેટલાક મિત્રો મળ્યા. એટલે તેમની સાથે દેવળમાં ગયો. ત્યાં ચોક્કસ ધાર્મિક ક્રિયા કરવામાં ઘણો સમય વ્યતિત થવાથી હું વખતસર અહિં આવી શકયો નહિ. આ વખતે પણ યુલિસિઝને ત્યાં જવામાં કાંઇ પણ વાંધો નથી. એટલુંજ નહિ, પણ સંધ્યા કરતાં આ સમય તેને માટે વધુ યોગ્ય છે.

ફ્લોરા—મહાશય ! હું તો સંધ્યાકાળથીજ ત્યાં આવવાને માટે તૈયાર છું.

ધર્માધ્યક્ષ—તો પછી મારે અંદર આવવાની શી અગત્ય છે? ચાલોને અહિંથી બારોબારજ ત્યાં જઇએ ?

ફ્લોરા—ચાલો ! હું તો તૈયારજ છું.

ધર્માધ્યક્ષ—તો શું એમને એમજ આવશો? ઓરડાને તાળું વાસવાની કાંઇ જરૂર નથી કે ?

ફ્લોરા—મહાશય ! તાળું લગાડવાની કાંઇ પણ જરૂર નથી. મારી પાસે છે શું કે જે ચોરાઇ જવાનો ભય રહે ?

ધર્માધ્યક્ષ—ગમે તેમ હોય, પણ તાળું લગાડવાની ખાસ અગત્ય છે. જો આપની પાસે તાળું ન હોય તો હું મારા ઘેરથી લાવી આપું.

ફ્લોરા—નહિ ! આ વખતે તો તેની કાંઇ પણ જરૂર નથી. બીજા કોઈ પ્રસંગે જોઇ લેવાશે. હમણા તો ચાલો.

એમ કહીને તેણે ચાલવા માંડયું. એટલે ધર્માધ્યક્ષ પણ તત્સંબંધે વધુ આગ્રહ નહિ કરતાં તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. અત્યારે ફ્લોરાએ પોતાના સુકોમળ શરીર ઉપર જે વસ્ત્રો પરિધાન કર્યાં હતાં, તે તેના સુઘડ શરીર ઉપર દીપી નિકળતાં હતાં. તેથી તેનો નવિન પરિચિત ધર્માધ્યક્ષ એકાગ્રચિત્તે તેની સામે જોઈ રહ્યો હતો. તે મનમાંજ કહેતો હતો કે “ આજે વિલ્યમે આ શું કર્યું છે. ”.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે તેની સાથે માર્ગક્રમણ કરી રહ્યો હતો. પણ જ્યારે તેનાથી વધુ વાર ચુપ ન રહેવાયું, ત્યારે તેણે શાંતિનો ભંગ કરીને કહ્યું, "મહાશય!" તમારા આવા વિચિત્ર વસ્ત્રા જોઇને મને ઘણું હસવું આવે છે. કેમકે નતો તે ખ્રિસ્તીઓને મળતાછે, કે નતો મુસલમાનોને?

ફ્લોરા—મહાશય! આપને તેમાં શી ખામી જણાય છે એ પણ કહેશો? અને જો તેમાં કાંઇ ખામી હોય તો તે સંભવીત છે. આપણે ખ્રિસ્તીઓએ મુસલમાનોના વસ્ત્ર કયારે પહેર્યાં છે કે તે આપણે બરાબર પહેરી શકીએ.

ધર્માધ્યક્ષ—નહિ. મને તો તેમાં કાંઇપણ વાંધા જેવું જણાતું નથી. આપ એક મુસલમાન છો એટલું બતાવવા માટે આ વસ્ત્રા પુરતાં છે. અત્યારે તો કોઇ એમ કહી શકે નહિ કે આપ ખ્રિસ્તિ ધર્મના અનુયાયી છો. કેમકે આપ આબેહુબ એક મુસલમાન જેવા જણાઓ છો.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ માર્ગક્રમણ કરવા લાગ્યા. આ વખતે રાતનો સમય હોવાથી રસ્તાની ઉભય બાજુએ સુંદર દિપિકાઓ ઝગઝગ બળી રહી છે. અને કેટલાક દારૂડીઆઓ મધપાન કરીને રસ્તા ઉપર પડતા આખડતા પોતાના ઘર તરફ જઇ રહ્યા છે. રસ્તા ઉપર આવેલા પોતાના ઘરોમાં ગણિકાઓ સુંદિર વસ્ત્રો પરિધાન કરીને વિષયલંપટ યુવકોને પોતાની મોહજાળમાં સપડાવવા માટે હાવભાવ કરતી, અને પ્રસંગોપાત કટાક્ષ કરતી પોતાના ઘરોની બારી આગળ ઉભી છે. આ સઘળાં દ્રશ્યો જોતાં જોતાં તેઓ એક સાંકડી ગલીમાં પેઠા. અને ત્યાંથી આગળ વધીને એક પછી એક કેટલીક ગલીઓ વટાવ્યા પછી તેઓ એક વિશાળ ઘરની નિકટમાં આવી પહોંચ્યા અને બારણું ઉઘડાવવા માટે ઉક્ત ઘરમાં રહેનાર વ્યક્તિનું નામ

લઇને સાદ આપ્યો. એટલે એક અનુચરે આવીને બારણું ઉઘાડયું બારણું ઉઘડતાંની સાથેજ ફ્લોરાને થોડીવાર બહાર થોભવાનું કહીને તે ધર્માધ્યક્ષ અંદર ગયો. તેના ગયા પછી ફ્લોરા મનમાંજ કહેવા લાગી કે "બસ હવે યુલિસિઝને મારી નાખવાનો સમય આવી પહોંચ્યો છે. તેથી હૈયું કઠણ કરવાની જરૂર છે." આ પ્રમાણે તે પોતાના મનમાં વિચાર કરી રહી છે, એટલામાં બારણું ફરી ઉઘડયું. અને તેના પરિચિત ધર્માધ્યક્ષે તેને અંદર આવવાની આજ્ઞા કરી. એટલે તેના કહેવા પ્રમાણે તે અંદર ગઇ. ઉક્ત મકાનની દેવડી ઘણી મોટી અને ભુલભુલામણી વાળી હતી. અને તેમાં રસ્તા પણ એટલા બધા હતા કે એકાદ ભોમિયા વિના કોઈ અજાણ્યો માણસ તો યુલિસિઝ પાસે ભાગ્યેજ જઈ શકે. પણ ફ્લોરાને યુલિસિઝ ઉપર વૈર લેવાનું હોવાથી તે ભયની કાંઇ પણ દરકાર રાખ્યા વિના લાંબા લાંબા ડગલા ભરીને અંદર જવા લાગી. જ્યારે તે એક રસ્તો મુકીને બીજે રસ્તે ચઢી જતી, ત્યારે તેની સાથે આવેલો ધર્માધ્યક્ષ તેનો માર્ગ દર્શક ભોમીયો બની જતો. આ પ્રમાણે ચાલતાં ચાલતાં તેઓ એક મોટા બાણુરા પાસે આવી પહોંચ્યા. અને જેવી ફ્લોરા તે બારણામાં પેસવા જાય છે કે તરતજ ધર્માધ્યક્ષે તેને અટકાવીને એક ભોંયરૂં દેખાડયું. એટલે બન્ને જણા તે ભોંયરામાં ઉતર્યા. ભોંયરામાં એટલું અંધારૂં હતું કે તેઓ એક બીજાનું મ્હોં સરખું પણ જોઇ શકતા નહિ. આવું ભયાનક સ્થળ જોઇને ફ્લોરાના અંતઃકરણમાં ચિંતાનો આવિર્ભાવ થયો. પણ હૈયું કઠણ કરીને તે ધર્માધ્યક્ષની પાછળ પાછળ ચાલવા લાગી. પંદર કે વીસ પગથીયા ઉતર્યા પછી મંદ મંદ બળતા દીપકોનો પ્રકાશ તેના જોવામાં આવ્યો. એટલે તેના પ્રકાશવડે એક નવિન નિસરણી તેના જોવામાં આવી. આ નિસરણી ઉપર જવા માટે હતી.

ધર્માધ્યક્ષ અને ફ્લોરા નિસરણી ઉપર ચઢયા એટલે એક બારણું તેમના જોવામાં આવ્યું. બારણું ઉઘાડીને અંદર જતાંજ તેઓ એક વિશાળ ઓરડામાં આવી પહોંચ્યા. ઉક્ત ઓરડો વિશાળ હોવા છતાં કેવળ નિર્જન હતો. આવું દ્રષ્ય જોતાંજ ફ્લોરા થરથર ધ્રુજવા લાગી. અને તેને ધર્માધ્યક્ષ વિષે કાંઇ શંકા ઉત્પન્ન થઈ. પણ જ્યારે તે તેને એક બીજા ઓરડા તરફ લઇ ગયો કે જેમાં રોશની ઝગઝગાટ બળી રહી હતી ત્યારે તેની ચિંતા કાંઇક અંશે ઓછી થઇ. આ ઓરડાનું બારણું અંદરથી વાસેલું હતું. પરંતુ તેને ઉઘાડવા માટે એક કળ બ્હાર પણ હતી. ધર્માધ્યક્ષે આ કળ દાબતાંજ બારણું આપોઆપ ઉઘડી ગયું. એટલે ધર્માધ્યક્ષે ફ્લોરાને ઉદ્દેશીને કહ્યું, "મહાશય! આપની અભિલાષા પરિતૃપ્ત થવાનો સમય નિકટમાં આવી પહોંચ્યો છે. જુઓ યુલિસિઝ આ સામેના આસન ઉપર બેઠા છે. જાઓ, તેમને નમન કરીને તેમનો આશીર્વાદ મેળવો. ફ્લોરા યુલિસિઝને જોતાંજ તેને ઓળખી ગઈ. અને દોડીને તેની પાસે ગઇ. કેટલીક વાર સુધી નમન કરવાની ઢબમાં ઉભા રહ્યા પછી તે પોતાના વસ્ત્રોમાં હાથ ઘાલીને તેમાં કાંઇ છુપાવેલી વસ્તુ શોધતી હોય એવી ચેષ્ટા કરવા લાગી. આપણો નવિન પરિચિત ધર્માધ્યક્ષ તેની આવી ચેષ્ટા આશ્ચર્યતા પુર્વક જોઇ રહ્યો હતો. અને તે એક પણ ડગલું આગળ ભરે તે પહેલાં દીપકોના પ્રકાશમાં વિજળી જેવી કાંઇક વસ્તુ ચમકી રહી. અને જાણે તેનો દિવ્ય પ્રકાશ યુલિસિઝ માટે અસહ્ય થઇ પડયો હોય તેમ તે પોતાની જગ્યાએથી પૃથ્વી ઉપર ઢળી પડીને રક્તના ખાબોચીઆમાં આળોટતો જણાયો. અને તે દિવ્ય વસ્તુ પણ પોતાનું કામ કરીને વિજળીની પેઠે પાછી અદ્રષ્ય થઈ ગઇ. યુલિસિઝની ગરદન ઉપર ઘા ઘણો ઉંડો લાગેલો હોવાથી તેનામાં ઉભા થવાની શક્તિ રહી ન હતી.

આ પ્રમાણે તેને રક્તમાં ખરડાએલો જોઇને આપણા નવિન પરિચિત ધર્માધ્યક્ષના નેત્રો ફરી ગયા. અને તેમાંથી જાણે અગ્નિની વૃષ્ટિ થતી હોય તેવો ભાસ થવા લાગ્યો. તેણે એકદમ દોડીને ફ્લોરાને પકડી લીધી અને સિંહના જેવી ગર્જના કરીને કહ્યું, "એ દુષ્ટ! તું કોણ છે? અને શા કારણથી તેં યુલિસિઝ ઉપર ઘા કર્યો?" આ પ્રશ્નનો કાંઈ પણ જવાબ આપવાને બદલે ફ્લોરાએ રક્તથી ખરડાએલા યુલિસિઝ તરફ જોઇને કહ્યું, "એ દુષ્ટ! તને તારા પાપકર્મોનો આજે યથોચિત બદલો મળી ગયો છે. હવે મારો વૈરાગ્નિ શાંત થયો. હવે માત્ર તને યમસદનમાં પહોંચેલો જોવાની અભિલાષા શેષ રહેલી છે."

યુલિસિઝ—અફસોસ, ફ્લોરા! આ વખતે મારી પાસે એવું કોઇ પણ નથી કે જે તારૂં મસ્તિક છેદીને મારા અંતરાત્માને શાંત કરે.

તેનું આ વાક્ય પુરૂં થતાંજ પાસેના ઓરડાનું બારણું ઉઘડી ગયું અને એક પ્રચંડ વ્યક્તિ એક તિક્ષણ શસ્ત્ર લઇને ઓરડાની બહાર નિકળી આવી. પણ તે ફ્લોરા ઉપર ઘા કરે તે પહેલાં જમીનમાં ફાટ પડી ગઇ. અને ઝિઆદ હેલન તથા ફ્લોરેન્ડા જાણે પૃથ્વીમાંથી વૃક્ષ ફુટી નિકળતાં હોય તેમ ભોંયરામાંથી ઉપર ધસી આવ્યા. બ્હાર નિકળતાંની સાથેજ ઝિઆદે ક્રોધ કરીને કહ્યું "ખબરદાર! દુર રહેજે. જો એક ડગલું પણ આગળ ભર્યું તો મૂએોજ જાણજે." તેનો આવો ક્રોધ જોઇને જાણે વિજળીનો આઘાત થયો હોય તેમ તે ક્રુર માણસ પોતાની જગ્યાએજ સ્થંભી ગયો. અને એક ડગલું પણ આગળ વધી શક્યો નહિ. પછી ભોંય ઉપર પડેલા યુલિસિઝ પરત્વે દૃષ્ટિપાત કરીને ઝિઆદે સિંહસમાન ગર્જના કરીને કહ્યું, "ક્યાં છે દુષ્ટ યુલિસિઝ? મારી આ તિક્ષણ અસી તેના રૂધિરનું પાન કરવા માટે આતુર છે." ઝિઆદના આવા ઉદ્ગારો સાંભળીને



ઝોહરા ભા. ૧. પૃ. ૨૯૫.

"ભાઇ! હું આપની હતભાગ્ય ભગિની ફ્લોરા છું."

તેની સામે ઉભેલી યુવતીએ કહ્યુ "પ્રિય બંધુ.! તે દુષ્ટ આપની સામેજ પડયો છે. માટે તેનો ઘાત કરીને મારો વૈરાગ્નિ શાંત કરો." એક અપરિચિત યુવતીને પોતાની સાથે આ પ્રમાણે વાર્તાલાપ કરતી જોઈને ઝિઆદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી તેણે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું, "શ્રીમતી! તમે કોણ છો ? અને અહિં શા કારણથી આવ્યાછો એ કૃપા કરી કહેશો ?"

ફ્લોરા-ભાઇ! હું આપની હતભાગ્ય ભગિની ફ્લોરા છું.

"ફ્લોરા" નામ સાંભળતાંજ જાણે વિદ્યુતનો આંચકો લાગ્યો હોય તેમ ચોંકીને ઝિઆદ સ્તબ્ધ થઇ ગયો. પણ હેલન દોડીને ફ્લોરાને ભેટી પડી. અને તેના ભવ્ય લલાટ ઉપર ચુંબન કરીને કહ્યું, "બેન ! આજે લાંબા સમય પછી તમારા દર્શન કરીને મને ઘણો આનંદ થયો છે. આજ સુધી તમે કયાં હતા વારૂ ?"

ફ્લોરા—બેન હેલન ! એ વાત ઘણી લાંબી હોવાથી બીજા કોઇ પ્રસંગે તે તમને કહીશ. પણ સામે તો જુઓ ? મેં યુલિસિઝના કેવા હાલ કર્યા છે.?

હેલન નામ સાંભળતાંજ જાણે વિદ્યુતનો આંચકો લાગ્યો હોય તેમ અબુ મુસ્લિમ સ્તબ્ધ થઇ ગયો. અને ક્રોધપુર્ણ નેત્રોથી હેલન સામે જોવા લાગ્યો. તેના નેત્રોમાંથી જાણે અગ્નિની વૃષ્ટિ થતી હોય તેવો ભાસ થવા લાગ્યો. તે છરી લઇને હેલન ઉપર ધસ્યો. પણ જેવો તે તેના ઉપર ઘા કરવા જાય છે કે તરતજ ઝિઆદે તેને ધકકો મારીને દુર કર્યો અને મ્યાનમાંથી તલવાર કાઢીને એકજ ઝટકાથી તેનું મસ્તિક તેના ધડથી જુદું પાડયું. આવો દેખાવ જોઇને હેલન નિજ પિતાના શબ ઉપર તુટી પડીને વિલાપ કરવા લાગી.

અત્યાર સુધી ફ્લોરેન્ડા આ સઘળા બનાવો એકાગ્રચિતે જોઇ રહી હતી. પણ જ્યારે યુલિસિઝની દૃષ્ટિ તેના ઉપર પડી, ત્યારે તેણે ઝિઆદને ઉદ્દેશીને કહ્યું, " મહાશય! આ ફ્લોરેન્ડાને સત્વર મારી નાખો. કેમકે તે આપણા બન્નેની શત્રુ છે. એટલુંજ નહિ પણ તેણે આપણા બન્નેની સાથે કપટ કર્યું છે. મને ફ્લોરાનું હરણ કરવાની શિખામણ આપનાર પણ તેજ છે. અને અત્યારે તે સતી બનીને મારો ઘાત કરવા માટે પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરીને આપને અહિં બોલાવી લાવી છે. આ કારણથી તે પ્રાણદંડને લાયક છે."

ઝિઆદ--યુલિસિઝ! ફ્લોરેન્ડા જેવી એક અપવિત્ર કુલટાના રક્તમાં હું મારી તલવાર બોળવા ઇચ્છતો નથી. તેણે મારી સાથે જે કપટ કર્યું છે, તેનો બદલો તો તેને પરમાત્માજ આપશે. અને તને પણ તારા કુકૃત્યોનો યોગ્ય બદલો મળી ચુક્યો છે.

ફ્લોરા—પ્રિયબંધુ! મને લેશ માત્ર પણ આશા ન હતી કે હું આપને ફરી જોઇ શકીશ. પણ પરમ કૃપાળુ પરમાત્માની પરમ કૃપાથી આજે મને આપના દર્શનનો જે અલભ્ય લાભ મળ્યો છે તે બદલ હું તે મહાન વિભુતીનો આભાર માનું છું. આજે આપના દર્શનથી જાણે મને સ્વર્ગ પ્રાપ્ત થયું હોય તેવો આનંદ થાય છે. આજે મારે માટે પરમ આનંદનો દિવસ છે. આપના દર્શન કરીને મારો હર્ષોદધિ ઉભરાઈ જાય છે. પરમાત્મા આપને સુખી રાખે એવી મારી તેના પ્રત્યે અભ્યર્થના છે.

યુલિસિઝ કે જે અત્યાર સુધી ગુપચુપ પડયો રહ્યો હતો. તેણે સઘળાને વાતચીતમાં રોકાએલા જોઇને અબુમુસ્લિમની કટાર હાથમાં લીધી. અને બળ કરીને એકવાર ઉભો થયો. ઉભા થતાંની સાથેજ તેણે પોતાના હાથમાંની કટાર ફ્લોરેન્ડાના શરીરમાં ભોંકી દીધી. એટલે

ફ્લોરેન્ડા એક ભયંકર ચીસ પાડીને ભોંય ઉપર ઢળી પડી. તેના પડતાંની સાથેજ એક જબરો ધબાકો થયો. એટલે ઝિઆદ આદિ વ્યક્તિઓએ પાછળ ફરીને જોયું તો તેમણે ફ્લોરેન્ડાને રક્તમાં ખરડાએલી જોઇ. ફ્લોરેન્ડાને માર્યા પછી યુલિસિઝ પણ ભોંય ઉપર પડીને પોતાને થએલા ઘાની વેદનાથી મરણ પામ્યો. અર્થાત તેનો અમર આત્મા તેના કુકૃત્યોનો જવાબ આપવા માટે પોતાને પેદા કરનારના દરબારમાં ચાલ્યો ગયો. યુલિસિઝ મરી ગયા પછી ઝિઆદે ફ્લોરા તરફ ફરીને કહ્યું "કેમ ફ્લોરા! ખ્રિસ્તિ ધર્મ વિષે મેં પહેલાં તને જે કહ્યું હતું તેની તને ખાત્રી થઇ કે નહિ?"

ફ્લોરા—હા! ભાઇ! મને તેની પુરેપુરી ખાત્રી થઇ છે. અને તે વખતે મેં આપની શિખામણ માની નહિ, તે બદલ હવે મને ઘણો પસ્તાવો થાય છે. મારી મુર્ખાઇના કારણથી આપને પણ અનેકાનેક સંકટો સહન કરવાં પડયાં છે. અને મારા ઉપર જે સંકટો આવી પડયાં છે તેની તો કાંઇ અવધિજ રહી નથી. દુષ્ટ યુલિસિઝ સાધુના રૂપમાં શેતાન જેવો હતો. તેના હાથે મને અનેકાનેક સંકટો સહન કરવાં પડયાં છે. પણ પરમાત્માએજ મારા શીળવ્રતની રક્ષા કરી છે. દેવળમાં રહેનારી કેટલીક સાધ્વીઓના ભ્રષ્ટ જીવનની વાત તો આપને શું કહું? ખરેખર તેઓ ઘણું દુષ્ટ જીવન ગાળે છે. તેમના કરતાં તો વેશ્યાઓ પણ સારી હશે. કનફેસન વખતે એવા એવા સવાલો પૂછવામાં આવે છે કે કોઇ લજ્જાશીળ અને કુળવાન યુવતી તો આપઘાત કરીનેજ મરી જાય. હવે મને આપણા માતુશ્રીનું કથન તદન અસત્ય જણાયછે. અને મારી ખાત્રી થઇ કે આ પૃથ્વીના પટ ઉપર ઇસ્લામ જેવો સર્વોત્કૃષ્ટ ધર્મ બીજો એક પણ નથી. તેથી મારા પાપકર્મો બદલ યોગ્ય પ્રાયશ્ચિત કરીને હું ફરી ઇસ્લામનો અંગીકાર કરૂં છું. ખરેખર ખુદા એકજ છે. અને **હઝરત મહમદ સ. અ. વ. તેના રસુલ**

**લાઇલાહા ઇલલલ્લાહ મહમદુર રસુલલ્લાહ**

ફ્લોરાના મુખમાંથી આ ઉદ્દગારો નિકળતાંજ ત્યાં જય જયકાર પ્રવર્તી રહ્યો. પોતાની બેન ઝોહરાને ઇસ્લામમાં પાછી આવેલી જોઇને ઝિઆદના આનંદનો પાર રહ્યો નહિ. અને તેણે આનંદોત્સાહમાં આવી જઇને કહ્યું "ફ્લોરા ! મનુષ્યમાત્ર દોષને પાત્ર છે, ત્યાં તારો શો દોષ કાઢવો? જે બન્યું છે, તે તારા પ્રારબ્ધને લીધેજ બન્યું છે. બનનાર ભાવિ આગળ કોઇનું કાંઇ પણ ચાલતું નથી. તેથી તેને માટે શોક કરવો મિથ્યા છે. આજે તને ઇસ્લામમાં પાછી આવેલી જોઇને મને તેમજ આ તારી ભાભીને પણ ઘણો આનંદ થયો છે. આ વાત જાણીને તને ઘણો આનંદ થશે કે તારી પ્રિય સહચરી હેલને મારી સાથે લગ્ન કર્યું છે"

આ છેલ્લું વાક્ય સાંભળીને ફ્લોરાના આનંદનો પાર રહ્યો નહિં. તે એકદમ દોડીને હેલનની કોટે બાઝી પડી. અને હસતાં હસતાં કહ્યું "બેન હેલન ! તમે મારા ભાઇ સાથે લગ્ન સંબંધ સાંધ્યો એ ઘણું સારૂં કર્યું છે. તમે મારા જેવી મુખાકૃતિવાળા પુરૂષ સાથે લગ્ન કરવાનું પહાડી પ્રદેશના દેવળમાં મને જે વચન આપ્યું હતું તેનું તમે યથાયોગ્ય રીતે પાલન કર્યું છે. આજે લાંબા સમય પછી તમારા દર્શન કરીને મને ઘણો આનંદ થાય છે. પરમાત્મા તમને બન્નેને સુખી રાખે અને વંશ વૃદ્ધિ કરે." આ પ્રમાણે કહીને તેણે પોતાના ભાભી હેલનના ઓવારણા લીધા. જેટલો પ્રેમ ફ્લોરાને હેલન ઉપર હતો, તેટલોજ પ્રેમ હેલનને તેના ઉપર હતો. તેથી હેલનને જોઇને ફ્લોરાને જેટલો આનંદ થયો હતો, તેટલોજ બલકે તેથી પણ વધુ આનંદ હેલનને થયો હતો. તેથી તેણે પોતાના અંતઃકરણના પ્રેમોદગાર બ્હાર કાઢતાં કહ્યું, "બેન ! ફ્લોરા ! આજે લાંબા સમય પછી તમારા દર્શન કરીને મારા નેત્રો તૃપ્ત થયાં છે. મારા ધનભાગ્ય કે આજે તમારાં દર્શન થયાં. તમને જોઇને આજે મારા અંતઃકરણમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો છે. અને

જાણે સ્વર્ગ પ્રાપ્ત થયું હોય તેવો હર્ષ થાયછે. આજે મારા હર્ષનો પાર રહ્યો નથી. તમે મારો પરિત્યાગ કરીને તલૈતલા નગરમાં ચાલ્યા ગયા તે દિવસથી મને કાંઇ પણ ગમતું ન હતું. ઘર પણ જંગલ સમાન નિર્જન લાગતું હતું. અને ખાદ્ય પદાર્થો પણ વિષ જેવા લાગતા હતા. તમારા વિયોગમાં મેં આહાર વિહારનો પણ કાંઈક અંશે પરિત્યાગ કર્યો હતો. અને રાત્રે ઉંઘ પણ આવતી ન હતી. જો સ્હેજ આંખ લાગતી તો તમારાંજ સ્વપનાં આવી મને નિદ્રામાંથી જાગ્રત કરતાં. મારી તેવી સ્થિતિ થઇ રહી હતી, એવામાં આપના ભાઇનો સમાગમ થયો. પ્રથમ દર્શન વખતેજ તેમની સુંદિર મુખાકૃતિ જોઇને હું તેમના ઉપર મોહ પામી. અને જેમ જેમ તેમના સમાગમમાં આવતી ગઈ, તેમ તેમ તેમના તરફ મારી પ્રીતિ વધતી ગઇ. તેથી નોકર ચાકર વિગેરેનો ત્યાગ કરીને હું પણ તમારી શોધ કરવા તલૈતલામાં આવી. પરંતુ ગમે તેટલી શોધ કર્યા છતાં તમારી કાંઇ પણ ભાળ લાગી નહિં. તેથી છેવટે થાકીને અમે અહિં પાછા આવ્યા. અમને અહિં આવ્યાને માત્ર થોડાજ દિવસ થયાં એટલામાંતો જગતકર્તાની અપાર કૃપા વડે આજે અનાયાસે તમારો મેળાપ થયો તેથી હું તે મહાન કિરતારનો પણ આભાર માનું છું." પછી તેણે ઝિઆદ તરફ ફરીને કહ્યું "પ્રાણેશ! આજે ફ્લોરા બેનનો મેળાપ થયાથી મને ઘણો આનંદ થયો છે. તેથી તે આનંદમાં અભિવૃદ્ધિ કરવા માટે હું મારી સ્વેચ્છાથી ઇસ્લામનો અંગીકાર કરૂં છું." તેના આવા ઉદ્‌ગારો સાંભળીને ઝિઆદે તેને કહ્યું, "પ્રિયે! હું તેને માટે તને આગ્રહ કરતો નથી." આ પ્રશ્નનો જવાબ આપતાં હેલને કહ્યું, "પ્રાણનાથ! હું કોઇના કહેવાથી ઇસ્લામનો અંગીકાર કરતી નથી. પણ તેની મહત્વતા, ઉચ્ચ આશય, અને તેની સર્વોત્તમ ફિલોસોફી પરત્વે આકર્ષાઇનેજ તેનો અંગીકાર કરૂં છું. આ વિશ્વમાં પ્રચલિત

અનેક ધર્મોનું મેં અવલોકન કર્યું છે. પણ ઈસ્લામની પંક્તિમાં આવે એવો એક પણ ધર્મ મારા જોવામાં આવ્યો નહિ. ખરેખર આ પૃથ્વીના પટ ઉપર ઇસ્લામ એક સર્વોત્કૃષ્ટ ધર્મ છે. તેથી ઘણા આનંદ પુર્વક હું તેનો અંગીકાર કરૂં છું." આ પ્રમાણે કહીને તેણે ઝિઆદ દ્વારા વિધિ પુર્વક ઇસ્લામનો અંગીકાર કર્યો. આ ક્રિયા થઇ રહ્યા પછી ઝિઆદે શહેરના ખ્રિસ્તીઓને બોલાવીને હેલનના પિતા નાશઅની વિધીપુર્વક દહન ક્રિયા કરાવી.

પ્રિય પાઠક ! આપણી વાર્તાનો અહિંજ અંત આવે છે. હેલન ઝિઆદની સાથે લગ્ન કર્યા પછી ઇસ્લામનો અંગીકાર કરીનેસુખી થઇ છે. ઝિઆદ તેને ભિન્ન ભિન્ન પ્રકારના અતિ ઉત્તમ સુખ આપે છે. અને દિન પ્રતી દિન તેમની પ્રીતિમાં ઉત્તરોત્તર અભિ વૃદ્ધિથતી જાય છે. ઝોહરા પણ પોતાના ભાઇના ઘરમાં આવીને સુખી થઇ છે. અને હેલનના સમાગમમાં તેને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે. યુલિસિઝ અને ફ્લોરેન્ડાને તેમના પાપનો યોગ્ય બદલો મળી ચુકયો છે. હવે ઝિઆદ તેમના તરફની ચિંતાથી મુક્ત થએલો હોવાથી તે ઝોહરાના લગ્નની તૈયારી કરી રહ્યો છે. અને થોડા દિવસમાં તેનું લગ્ન થવાનું છે. તે વખતે લગ્નની ક્રિયામાં તમારી મંગળ મુર્તિ પધરાવવાને ઝિઆદ તમને આમંત્રણ કરે છે. અને આશા છે કે તેની આમંત્રણ પત્રિકાનો સ્વીકાર કરીને લગ્નની શોભામાં વૃદ્ધિ કરશો. આ પુસ્તકના ઉભય દ્રષ્યો આપ જોઇ ચુકયા છો. તેથી ઉભય પક્ષોમાંથી દોષ પાત્ર કોણ? અને નિર્દોષ કોણ? તેનું યથોચિત તોલ કરી શકશો. છેવટે સારગ્રાહી પાઠકોને રાજહંસ પક્ષીની પેઠે સાર ગ્રહણ કરવાની વિનંતી કરીને અત્રેજ વિરમું છું.

---

ઈતિ સમાપ્ત.

**રસના સાગરથી છલકાતી, ઇશ્કના રંગથી લહેરાતી પ્રેમીક પ્રેમિકાના પ્યારને સૂચવતી અત્યંત દિલપસંદ, મનોહર વાર્તા**

# ભેદી શાહજાદી

( ભેદી શાહજાદી ભાગ પહેલો અને બીજો સચિત્ર )

**લખનાર—ત્રંબકલાલ જીવરાજ જોશી**

દિલ્હીના મશહુર બાદશાહ સિકંદર લોદીના અમલની આ વાર્તા ઘણીજ મનોહર અને છટાદાર છે. દિલ્હીની શાહજાદી દિલબહારનું એકાએક પાણીમાં ગુમ થવું, તેના માટે ઘણી ઘણી તપાસો ચલાવવી, શાહજાદીએ બાંદીગીરી કરી પોતાની પાક ઝિન્દગી ગુજારવી, વફાદાર અને સતી **સેરિનાના** રૂપમાં ઘણા સમય સૂધી ગુપ્ત રહેવું, તેના માલિકનું તેના પર આશક થવું, શયતાન ઉમર શેખે **આશક—માશુકના** પાક પ્યારમાં વિઘ્નો નાખવાં, વગેરે એક પછી **એક** બનાવો વાંચવાથી **આંખમાંથી આંસુની ધારાઓ** વહી ચાલે તેમ છે.

તે ઉપરાંત વફાદાર ગુલામ **મુબારકની** નમુનેદાર વફાદારી, જુલુસ તથા ઉમરશેખ વચ્ચેની **'કુલટા કાકી ને ભામટો ભત્રીજો'** એ કહેવતને બરાબર લાગુ પડતી અજબ ચાલાકીઓ, તાકિતબીબીને તેના શૌહર વચ્ચેનો ઝાલિમ ઝગડો, શાહસુરી નામના ખુદાના ચૂસ્ત ઉપાસકનું આદર્શ જીવન અને નીતિમય ઉપદેશ, સેરિના અને ઇબ્રાહીમનો અનુપમ પ્રેમ આદિ સર્વ પ્રસંગો એવી જુસ્સાદાર ભાષામાં આલેખવામાં આવ્યા છે કે જેથી વાર્તાને વાંચીને પૂરી કર્યા પહેલાં હાથમાંથી છોડવાનું મનજ થતું નથી. ઉત્તમ ચિત્રો સહીત. ભાગ પહેલાની કિમ્મત ૧—૧૨—૦ ભાગ બીજાની કિમ્મત ૨—૦—૦

મળવાનું ઠેકાણું—**મેનેજર—પોલીટીકલ ભોમીઓ—અમદાવાદ**

તૈયાર છે ! તાકીદે મંગાવો !!! તૈયાર છે !!

# મીરાતે એહમદી

અથવા

## ગુજરાતનો ઇતિહાસ,

## ભાગ ૨ જો.

એ નામજ પુસ્તકની કીંમત અને તેનો યથાર્થ અર્થ બતાવવાને બસ છે. આ પુસ્તકમાં અહમદાબાદ શહેરનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં આ શહેર કોણે, ક્યાં અને કેવા સંજોગો વચ્ચે વસાવ્યું. તેના બજારો, ચૌટા, ચકલા, પરાઓ, મસજીદો, કિલ્લાના દરવાજા, બારીઓ ક્યાં આગળ અને કેટકેટલી સંખ્યામાં છે. શહેરનો વિસ્તાર, તેની લંબાઇ પહોળાઈ, વિગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત શહેરના અને દેશના ઓલીઆ અલ્લાહની દરગાહો, ક્યાં ક્યાં આગળ છે અને તેમની જ્યારતો ક્યા ક્યા દિવસે થાય છે તે તથા તેમની કરામતો–પરચાઓનું સ્વીસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. તથા તેઓએ પોતાની હયાતીમાં કીધેલા અમુલ્ય ધર્મોપયોગી કાર્યો વિગેરે બાબતનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

આ દેશમાં મુસલમાની બાદશાહત ક્યારે સ્થાપિત થઇ ક્યાં સુધી રહી, તે અરસામાં દેશમાં કીધેલો બંદોબસ્ત, ઉપરાંત બાદશાહી જાહોજલાલી અને ઠાઠમાઠનું તથા પ્રજાપયોગી કીધેલા કાર્યોનું વર્ણન સંપૂર્ણ આપવામાં આવ્યું છે.

આ પુસ્તક એક કીંમતી સંગ્રહ છે અને તેથી દરેક સંસ્કારવાળા કુટુંબમાં તે અવશ્ય રહેવું જોઇએ. પુસ્તક, ગ્લેઝ કાગળ ડેમી આઠ પેજી લગભગ ૨૫૦ ઉપરાંત પ્રષ્ટ, પાકું પૂઠું સોનેરી બાઇન્ડીંગ હોવા છતાં કીંમત ફક્ત રૂા. ૩–૦–૦ પોષ્ટેજ જુદું. લખો.

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ. લાલદરવાજા–અમદાવાદ**

ઇસ્લામ જાતિના ભુત ગૌરવનો સાચો પરિચય કરાવનાર મહા નામાંકિત પુસ્તક.

# અરબનો ઇતિહાસ



ઑ. જસ્ટિસ અમીરઅલિ સાહેબના 'હિસ્ટરી ઓફ સેરેસિન' નામના પુસ્તકનો તરજુમો. આ પુસ્તકમાં અરબ જાતિ અમુક જમાનામાં કેવી બહાદુર અને દિલાવર હતી, એ જાતિએ દેશ વિદેશમાં પોતાના પરાક્રમના પડઘા સંભળાવી સર્વ પ્રજાને પોતાને આધીન કેવી રીતે કરી હતી, સ્પેન, આદિ યુરોપના દેશોમાં પણ ઇસિલામ મજહબનો પ્રભાવ કેટલે અંશે જામી ગયો હતો. ઇસ્લામ પ્રજામાં શૌર્ય, જુસ્સો, ધર્માભિમાન અને જાતિ અભિમાન કેવું દૃઢ હતું, એ બધી બાબતોનો આ પુસ્તકમાં આબેહુબ ચિતાર આપેલો છે. દરેક મુસલમાન ભાઈને અમો આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. મૂલ્ય રૂ. ૨—૦—૦.

મળવાનું ઠેકાણું.

મેનેજર

**પોલિટિકલ ભોમિયો.**

લાલ દરવાજા—અમદાવાદ.

ઇસ્લામી ગૃહસંસારનો આબેહુબ ચિતાર આપનારી
અનુપમ નવલકથા.

# કનીઝે ફાતમા

સુધારા નામે ચાલતા કુધારાના ફંદમાં પડી અનેક નૌજવાનો આપદાદાની મિલ્કતને કેવી રીતે બરબાદ કરે છે. ખોટી સ્વતંત્રતાનો સ્વચ્છંદતા તરીકે ઉપયોગ કરી અનેક નાજનીઓ ધર્મથી ભ્રષ્ટ થઇ કેવાં કેવા જાલિમ કામો કરે છે. પાપને ફેલાવનારા પાપીઓ પૃથ્વીમા કેવો પ્રપંચ પાથરી દે છે, રાક્ષસી હૃદયના જીવતા જાગતા માણસ રૂપ રાક્ષસો નીતિ ત્યાગીને કેવા હૃદય ભેદક કામો કરે છે, વગેરે બધા બનાવો એક પછી એક એવી અજાયબી ભરેલી ગુંથવણીથી ગુંથવામાં આવ્યા છે કે, આ વાર્તાને વાંચીને પુરી કર્યાં વિના હાથમાંથી મુકવાનું મન જ થતું નથી. મુલ્ય રૂ. ૧–૪–૦

મેનેજર

**પોલિટિકલ ભોમિયો.**

લાલ દરવાજા—અમદાવાદ